# શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળાનો

## ઉપોદ્ઘાત.

---

વડોદરાના શ્રીમન્ મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદૂર સન ૧૮૮૨ માં અમદાવાદ પધાર્યા તે પ્રસંગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને રૂ. ૫૦૦૦ બક્ષીસ કર્યા. માટે સોસાઇટીએ તેમને પોતાના મુરબ્બી ( પેટ્રન ) ઠરાવ્યા છે; અને તે રકમ તેમના નામથી જૂદી રાખી તેનું વ્યાજ તેમને નામે ગ્રન્થો રચાવવામાં, ગ્રન્થો છપાવી પ્રસિદ્ધ કરવામાં અને ઉત્તેજન દાખલ ગ્રન્થો ખરીદ કરવામાં વાપરવાનો ઠરાવ કર્યો છે. તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો " શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળા " તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે:—

૧ ગ્રીસ દેશનો ઇતિહાસ.
૨ વિધવાવપન અનાચાર.
૩ હિંદનાં મહારાણી અને તેમનું કુટુંબ.
૪ બાલગુસુત ઉદ્ધવકૃત રામાયણ.
૫ કર્ત્તવ્ય. ( બીજી આવૃત્તિ છપાય છે. )
૬ બર્નિયરનો પ્રવાસ
૭ ઔષધિકોષ ભાગ ૧ લો.
૮ અકસ્માત વખતે મદદ અને ઇલાજ
૯ હેન્રી ફૉસેટનું જીવનચરિત્ર.
૧૦ હિંદની ઉદ્યોગ-સ્થિતિ.
૧૧ મરાઠી સત્તાનો ઉદય.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,
અમદાવાદ, તા ૨૫ ઑગસ્ટ, ૧૯૦૮.

# ગ્રન્થકર્ત્તાની પ્રસ્તાવના.

હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠા ઉપર સત્તરમી સદીની પહેલી પચીસીમાં દેખાતી રીતે બે નિર્માલ્ય બનાવો બન્યા. ૧૬૧૨ માં સુરત મધ્યે અંગ્રેજી કોઠીનું સ્થાપન થયું, અને ૧૬૨૭ માં જુન્નર નજીક શિવનેર મધ્યે, અહમદનગરના નિઝામશાહી રાજ્યના એક અલ્પ પ્રભાવના મરાઠા જાગીરદારને ત્યાં પુત્રનો જન્મ થયો. તે વખતે તો આ બનાવો પ્રતિ ઝાઝું લક્ષ ખેંચાયું નહતું; પરંતુ જે બે બળવાન રાજ્યો તે પછીના બે સૈકામાં પરસ્પર અજાબ જેવા સંસર્ગમાં આવ્યાં-એક વાર મિત્ર રૂપે તો બીજી વાર શત્રુ રૂપે-તે હિંદુસ્તાનમાં પોતાની સત્તા સ્થાપન કરતાં જોવામાં આવતાં, અને છેવટની ખેંચાખેંચની સ્પર્ધામાં, વિશેષ વ્યવસ્થિત વિદેશી રાજ્યે જય મેળવ્યો, અને અવ્યવસ્થિત દેશી રાજ્યને તેના સર્વોપરી રાજ્યકર્ત્તાના સ્થાનક ઉપરથી હડસેલી મૂક્યું. અત્રે આપવા ધારેલા વૃત્તાંતનો હેતુ એ છે કે આ પાછલા રાજ્ય એટલે કે મરાઠા સંયુક્ત રાજ્યના ઉદ્ભવ તથા વૃદ્ધિનો ઇતિહાસ એકજ દ્રષ્ટિએ પ્રદર્શિત થાય તેવો, અંગ્રેજ તેમજ દેશી પાઠક સમક્ષ રજુ કરવો. એ રાજ્યે ઓછામાં ઓછાં એકસો વરસ સુધી આ દેશના દેશી સત્તાધીશોમાં અગ્રેસર સ્થાન ધારણ કર્યું હતું અને તેની હકુમત ભરતખંડની પશ્ચિમમાં છેક દ્વારકા સુધી અને પૂર્વમાં જગન્નાથ, ઉત્તરમાં હરદ્વાર સુધી અને દક્ષિણમાં રામેશ્વર સુધી પ્રસાર પામી હતી. જે વિગતવાર રીતે આખ્યાન શ્રમપૂર્વક દેશી બખરોમાં આપવામાં આવ્યું છે, અને મરાઠાઓના ઇતિહાસકર્ત્તા મી. ગ્રાંટ ડફે સત્તાવાર રીતે જે વર્ણન આપ્યું છે તે ઢબથી પિષ્ટપેષણ કરવા અમારી ધારણા નથી. વિગતવાર આખ્યાનને વધારે વિસ્તીર્ણ કરવા આપણા દેશી વિદ્વાનો સાધનો તૈયાર કરે છે અને તે યોગ્ય રીતે જોવાઇ વખતસર પૂર્ણ થશે. પરંતુ મરાઠા ઇતિહાસનાં આ છુટાંછવાયાં

પ્રકરણોની જે મર્યાદા બાધવામા આવી છે તે જોતા તમા આવી રીતની અભિલાષા રાખવામાં અંતરોધ આવે છે' મારી નેમ તો એવી છે કે એ ઇતિહાસની મુખ્ય બાબતો ભારત દેશીય દૃષ્ટિબિંદુથી અવલોકી સ્પષ્ટ રીતે દર્શાવવી, જે ગેરસમજુતી વડે વૃતાતના રાજયદારી ધ઼ા તથા નૈતિક માગનુ મહત્વ ઘટી જાય છે, તે દૂર કરવી, અને પોતાના પરાજય પામેલા હરીફના સુખ દુ ખ પ્રતિ અગ્રેજ સત્તાધીશોનો સમભાવ પ્રદિપ્ત કરવો હવે તો બધી ઈર્ષા સમી ગઇ છે તેથી જે પરલોકવાસી મહાત્માઓના નામ ભારતભૂમિમા અનિવાર્ય ભૂતકાળના નિત્ય સ્મરણ લેખે લાખો જીવ ગણે છે તેનો યોગ્ય સત્કાર કરવામા આવે

આ પ્રકરણોનો લેખક પોતાના ગ્રથ માટે બીજા કશા વિશેષ ગુણનો દાવો કરતો નથી. આટલી પણ જોખમદારી તે પોતાના ઉપર વ્હોરી લેત નહીં, પરતુ એક પૂજ્ય મિત્ર જે પાછળથી દેવલોક પામ્યો તેણે જે કામ એકત્ર રહી ખરા સ્વદેશાભિમાનની લાગણીથી જોડે રહી આદરેલુ તે વારસા રૂપ મને સોંપી ગયો તેથીજ કરવુ પડે છે એ વીરા જો વધારે જીવવા પામ્યો હોત તો, તેણે ધારણા રાખી હતી તેમ, પોતાની યશસ્વી કારકિર્દીનુ એક અતિ કીર્તિમાન કાર્ય ગણાય તેવી રીતે, તેણે તે સપૂર્ણ કર્યું હોત એમા લગારે સદેહ નથી

પ્રસિદ્ધ થયલા બાર પ્રકરણો મરાઠા રાજ્યના ઉદ્ભવ સંબંધના છે પુસ્તકના બીજા ભાગમાં એ રાજ્યની વૃદ્ધિ કેવે પ્રમારે થઇ તેનું વર્ણન કરવામા આવશે હસ્તલિખિત ટિપ્પણ ટાંચણ લગભગ તૈયાર છે, પરતું આ નોધ લખાયા પછી મુબાઇની સરકારે પુનાના દફતરના લેખ, જનસમૂહના ઉપયોગ અર્થ, ખુલ્લા મૂકયા છ તેથી હાલ તરત તો બાકીના પ્રકરણો છપાવાનું કામ મુલ્તવી રાખવા યોગ્ય ધારવામા આવ્યું છે આવા તાજા સાધનો પ્રાપ્ય છે ત્યારે, માહિતીના આ અદ્યાપિ વિસારી મૂકના ઝરાનું ધ્યાન પૂર્વક અધ્યયન કર્યા વિના, બાકીનો ભાગ લખવો ઉચિત ગણાય નહીં સ્વ-

ર્ગવાસી ન્યાયમૂર્તિ તેલંગની કલમના ભંડોળથી લખાયલો ભાગ, ગુણગ્રાહી મિત્રોની ઇચ્છાનુસાર, આ પુસ્તકને છેડે, બંધબેસતી સમાપ્તિની રીતે જોડી દેવામા આવ્યો છે દેશી ઇતિહાસકર્ત્તાઓએ પોતાના દેશનો ગત ઇતિહાસ કેવા મનોભાવથી ચર્ચવો તે મિ જસ્ટિસ તેલંગનો નિબધ, " મરાઠા વૃત્તાન્તના ભંડારમાંથી દાણે દાણે વીણેલો સંચય " વાસ્તવિકપણે દાખવે છે.

મરાઠા ઇતિહાસની હકીકતોથી વાંચનાર સાધારણ રીતે માહિતગાર છે એમ માની લેઈ આ ગ્રંથ લખવામાં આવ્યો છે. એ ઇતિહાસમાંથી શો ધડો લેવાનો છે તે માત્ર સૂચવી, તેને પુષ્ટિ આપવા અમારો હેતુ હોવાથી, અંગ્રેજી તેમજ દેશી આધારરૂપ પુરાવા આપી, પુસ્તકનું કદ વધારવાની અગત્ય, અમને જણાઇ નથી. અમે જે સાર પ્રકાશિત કરવા પ્રયત્ન કર્યો છે તે (૧) મરાઠા રાજ્યનો ઉદ્દ્ભવ કાંઈ આકસ્મિક સંજોગોની સંયુક્તતાથી થયો નથી, પરંતુ સામાન્ય દેશાભિમાનની લાગણીથી પ્રવૃત્ત થઈ, હિંદુ પ્રજાએ પોતપોતાની સ્વતંત્રતા સ્થાપન કરવા નહી, પણ સાથે રહી પૂર્વે પ્રયત્ન થયો હતો તે પ્રમાણે, જુદા જુદા રાજ્યોનું એકસંપી એકત્ર જુથ્થ બનાવવો, એવા શુદ્ધ પ્રયાસનો તે પરિણામ હતો. અને (૨) જે કંઇ ફતેહ મળી તે, વસ્તીના તમામ વર્ણોની સાંસારિક, ધાર્મિક, તથા રાજદ્વારી સામાન્ય ઉથાનવડે જ, પ્રાપ્ત થઇ હતી પ્રયત્ન પૂર્ણ રીતે ફળીભૂત થયો નહી, પણ હાર થઇ તેમા પણ ઉચ્ચ સદ્દગુણોના શિક્ષણનો સમાવેશ થાય છે અને આગળ વધી એમ પણ કહી શકાય કે બ્રિટિશ દેખરેખ તળે હિંદી જુદી જુદી જાતોનો સંગમ થાય તેવી પ્રાથમિક કવાયદનો ઉદ્દેશ પણ એમાંથી જ પ્રકટી નીકળી શકે.

---

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્રક.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮ | ૧૯ | પદ્રી | પદવી |
| ૧૯ | ૬ | ગુજરાતીમાં | દેશી ભાષામાં |
| ૨૦ | ૨૧ | ખ્યાતી | ખ્યાતિ |
| ૨૩ | ૧૦ | જાધવ | જાદવ |
| ૨૪ | ૧૩ | પામેલો | પામેલું |
| ,, | ૨૨ | અગત્યતા | અગત્ય |
| ૩૩ | ૨૪ | સુડી | સુડી |
| ૪૬ | ૧૫ | વાંધા | વાંધા |
| ૬૨ | ૨૩ | ઉપયોગીતા | ઉપયોગીપણું |
| ૬૬ | ૧૪ | અચીત | અચિત |
| ૭૦ | ૩ | કિંમતી | કીમતી |
| ૧૦૧ | ૧૯ | પ્રજાકિય | પ્રજાકીય |

# મરાઠી સત્તાનો ઉદય.

## પ્રકરણ ૧ લું.

### મરાઠા ઈતિહાસની અગત્યતા.

મરાઠા એકત્ર રાજ્યનો ઇતિહાસ અમે આપવા ઇચ્છીએ છીએ તેનું નીતિદર્શક તત્ત્વ શું છે તે પ્રારંભે ટૂંકામાં જણાવવાનું ઉચિત જણુય છે. પ્રશ્ન પૂછવામાં આવશે કે ઘણાક દેશી રાજ્યકર્ત્તાઓ એના કરતાં પણ વધારે લાંબી પેઢીઓ ધરાવે છે અને તેમની કારકીર્દિમાં વિવિધ પ્રકારના જાણવા યોગ્ય બનાવ બનેલા છે તો આને અગ્રસ્થાન આપવાની શી જરૂર? ઘણાક લોકોનો એવો અભિપ્રાય છે કે ઔરંગઝેબના મૃત્યુ પછી મુસલમાની શહેં-નશાહતને છિન્નભિન્ન કરવામાં જે રાજ્યો સહાયકારી થયાં હતાં તે માહેલું આ રાજ્ય વિજયી થયું તે માત્ર લુચ્ચાઈ, તોફાન તથા જોખમ ભરેલાં કાર્યો આદરવામાં અગ્રેસર હોવાથીજ, તો તેવા એક રાજ્યકર્ત્તાની ચડતી પ-ડતીમાંથી બોધ લેવાનું હોય પણ શું? જે વાંચનારાઓ ઉપલા બનાવો સંબંધી પોતાનું જ્ઞાન યૂરોપિયન ઇતિહાસકર્ત્તાઓ પામેથી સંપાદન કરે છે તેમનામાં આ લાગણી સામાન્ય જણાય છે. મિ. ગ્રેન્ટ ડફ જેવા પણ આ વિચારને પુષ્ટિ આપે છે; કેમકે તે લખે છે કે મહારાષ્ટ્રના હિંદુઓનો ધાંધલ મચાવવાનો અને લૂંટ ચલાવવાનો જે જુસ્સો થોડી મુદત સુધી દબાઈ રહેલો હતો તેની ગુપ્ત રહેલી અંગારી વિજયી મુસલમાનોના જયધ્વને લીધે પ્રદિપ્ત

થઈ હતી એટલે આ શે કે જેમ સહ્યાદ્રિ પર્વતના જગતેમાં સુકાઈ ગયેલું ઘાસ સળગી ઊઠે છે તેમ ભડકાએવો થયો કે દૂર દૂરનો માણસોએ એ મોટી આગ જોઈ દિગ્મૂઢ થયાં આ ઇતિહાસકર્ત્તાનો આ ઉપલો વિચાર જો સ્વીકારવામા આવે તો વાજબી રીતે એમ કહી શકાય કે આ વૃત્તાંતમાથી નીતિનો કઈ પણ જાયુકનો ધડો મેળવી શકાય નહિ એમ આશા રાખવામા આવે છે કે આ અહેવાલના પરિણામ ઉપરથી અર્વાચીન હિંદના ઇતિહાસના અભ્યાસીને એમ માનવાને કારણ મળી શકશે કે ઉપલો વિચાર ખરી બનેલી બિનાઓથી તદ્દન નિરાળો છે, અને એ ભૂલ એની રીતની છે કે ખરી બનેલી તમામ બાબતો નહિ સમજી શકાય તેની થઈ પડે છે જે કોઈ એક ત ફ મરેઠી રાજ્ય સ્થાપવામા મદદ કરનાર મોટા સરદારોની તથા બીજી ત ફ હૈદર અને ટીપુની મ્હૈસૂરમા, નિઝામઉલમુલ્કની હૈદરાબાદમા, સુજાઉદૌલાની અયોધ્યામા, અલીવર્દીખાનની બગાલામા, રણજીતસિંહની પ જાબમા અને સૂરજમલની કારકીર્દિ ભરતપૂરમા એ બે વચ્ચે તફાવત નહિ જોઈ શકશે તે આ ઇતિહાસના અભ્યાસના અવલોકનનુ યોગ્ય દ્રષ્ટિબિંદુ પ્રાપ્ત કરી શકશે નહિ જેમ કોઈ દેશી અભ્યાસી હિંદમા બ્રિટિશ રાજ્યનો ઉદય તે માત્ર કલાઇવના સાહસિક કાર્યો અથવા હેસ્ટિંગ્સના કાવાદાવાને આભારી છે એવુ ધારે અને મહાન્ બ્રિટિશ પ્રજાની દ્રઢતા, ખત તથા તેના બળના સારનો વિસારી મૂકે તો ખરૂ રહસ્ય સમજવામા તે જેટલે દરજ્જે નિષ્ફળ થાય તેટલેજ દરજ્જે પ્રથમ કહેલાની નિષ્ફળતા આ બાબતમા પણ સમજવી જેઓ કેવળ લૂગાર તથા ઉઠાવગીર હોય તેઓ મોટા રાજ્યો—એવા પ્રકારના કે તે જમાનાઓ સુધી ચાલે અને એક મહત્વવાળા રાજ્ય કારી નકશામાં ફેરફાર કરી શકે તેની રીતના—ઊભા કરવામા કદી ફતેહ મેળવી શકે નહિ ઔરંગઝેબના મરણ પછી પ્રાંતોના મોટા સુબેદારો જેમ સ્વતંત્ર થઈ બેઠા તેની રીતે નહિ પણ મોગલ જાહોજલાલીમા શહેનશાહત જ્યારે પૂર્ણકળાએ પહોચેલી હ તી તેવા સમયમાં તેની સામે મરાઠી સત્તાનો પાયો નાખનારે તથા તે પછી ગાદીએ બેસનારાઓએ બે વ શ સુધી ખરે,

ખરી ટક્કર ઝીલી હતી. ઉપર જે લશ્કરી ઉઠાવગીરોનાં નામ આપવામાં આવ્યાં છે તેમને કંઈ પ્રજા તરફથી ટેકો મળ્યો નહોતો તેથી તેમણે મેળવેલી સત્તા તો તેમની જોડેજ નષ્ટ થઈ હતી. મરેઠી એકત્ર રાજ્યની સ્થાપના તેનાથી જુદા પ્રકારની હતી. દશ પેઢી સુધી એક પછી એક મોટા સરદારો યુદ્ધમાં મરણ પામેલાની જગા સાચવતા આવ્યા. વળી આ એકત્ર રાજ્ય વિરૂદ્ધતા ઓળંગી ગયું એટલુંજ નહિ પણ વખતોવખત હાર ખાધાથી એ લોકો સામા વિશેષ બળવાન્ બન્યા અને ફિનિક્સ પક્ષની પેઠે પોતાના નાશની રાખમાંથી વધારે ને વધારે પ્રભા સહિત ટટાર થતા ગયા. તેમણે જે દ્રઢતા બતાવી હતી તે પરથી જણાઈ આવે છે કે એ બનાવને ઓચિંતી આગ સળગી ઊઠી એ ઉપમા આપવી કિંવા સાહસ કે લૂંટફાટથી આમ નિપજ્યું એમ ધારવું અનુચિત ગણાય. ઇતિહાસના અભ્યાસીઓ માટે આ વૃત્તાંતમાં જાયુક્તો નૈતિક અંશ કેવી રીતનો છે તેનાં ભિન્ન ભિન્ન લક્ષણ આ પ્રકરણમાં અમે સંક્ષેપમાં દર્શાવવાનો પ્રયત્ન કરીશું. પ્રથમ જાણવું અગત્યનું છે કે હિંદુસ્તાનમાં અંગ્રેજ રાજ્યકર્ત્તા થયા તેમણે અયોગ્યપણે —વારંવાર કહેવામાં આવે છે તેમ—આ રાજ્ય કાંઈ મુસલમાનો પાસેથી લીધું નહોતું; પરંતુ આ દેશના જે દેશી રાજ્યકર્ત્તાઓએ ફત્તેહમંદીથી મુસલમાની જુંસરી દૂર ખસેડી દીધી હતી તેમની પાસેથી લીધું હતું. મરાઠા ઇતિહાસની આ ધ્યાન ખેંચનારી બાબત મિ ગ્રાંટ ડફ પણ અંગીકાર કરે છે; અને મરાઠાઓનું વર્ણન કરતાં તે એ પ્રમાણે કહે છે કે હિંદમાં આપણી પહેલાં તેઓ રાજ્યકર્ત્તાઓ હતા અને નામાંકિત સહાસ ઉઠાવનાર શિવાજી ભોંસલે સરદાર બન્યો તે પહેલાં એ લોકો ધીમે ધીમે બલિષ્ટ થતા ગયા હતા બંગાળા અને કોરોમાંડલકાંઠો બાદ કરીએ તો જે જે સત્તાધીશોને બ્રિટિશ ફતેહવડે ખસેડવામાં આવ્યા હતા તેઓ મુસલમાનો નહીં પણ જે હિંદુ દેશી રાજ્યકર્ત્તાઓએ પોતાની સ્વતંત્રતા સ્થાપિત કરી હતી તેઓ હતા, અને તેમાં અગ્રેસર મરાઠારાજ્યમંડળ હતું. મરાઠાઓની સત્તા પ્રથમ પશ્ચિમ મહારાષ્ટ્રમાં ઉદ્ભવી તે મધ્ય દખણ પ્રાંત, મ્હેસુર અને છેક તાંજોર

દક્ષિણ હિંદુસ્તાનમાં પ્રસરી હતી ઉત્તરે કાઠીઆવાડ સહિત ગુજરાતને બાથમાં લઈ વરાડ, કટક સુધી મધ્યપ્રાંત, મધ્ય હિંદુસ્તાનમાં માળવા, બુંદેલખંડ, રજપુતાના, દિલ્હી, આગ્રા, દોઆબ અને રોહિલખંડ સહિત તે ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાવો પામી હતી. બંગાળા અને અયોધ્યા પર ચઢાઈ તો થઈ હતી પણ બ્રિટિશ લશ્કરે તેનો ગતિભંગ કર્યાથી, એ બે પ્રાંતો આ વિજયના વર્તુલમાં આવી શકયા નહોતા. પચાસ વર્ષ સુધી તો એ સત્તાના આડતિયાઓ મરજીમાં આવે તેને દિલ્હીની ગાદી ઉપર બેસાડતા અથવા ઇચ્છાનુસાર ઉઠાડી મૂકતા. ઉપલી હદમાં આવેલો તમામ મુલક દેશી રાજાઓના હાથમાં હતો અને તેઓ એકત્ર ગજમંડળના અંગીભૂત હતા. હોળીના નાળિયેર સમાન બે રાજ્યો, હૈદ્રાબાદ ને મ્હેસુર, પણ એજ સત્તાને વશ હતાં. દેશના આવડા મોટા વિસ્તાર ઉપર એક સૈકા સુધી અખત્યાર ચલાવનાર આ એકમ પી મંડળ દિંદના બ્રિટિશ રાજ્યકર્ત્તાના ધ્યાન ઉપર ચઢયા વગર રહેજ નહીં. આ મંડળનો મુકરર થયેલો સર્વોપરી અધિકારી પેશ્વા હતો અને તે પોતાના દેશમાં મુખ્ય લશ્કરી સરદાર હતો, એટલુંજ નહીં પણ જે દિલ્હીનો શહેનશાહ મુગલાઈ મહેલમાં કેદ પડયો હતો તેમના તરફથી પ્રતિનિધિ પણ હતો. બંગાળા અને મદ્રાસ કાંઠા સિવાયના દેશના સઘળા ભાગમાં હિંદુ દેશી રાજાઓ એકત્ર મન્ડળોની સત્તા તળે રહી, સઘળો વહિવટ કરતા હતા એમ કહી શકાય. મુસલમાનોની સત્તા ગઈ હતી અને દેશના સ્વતંત્ર રાજાઓ તો હિંદુઓ થયા હતા તેથી તેમની સામે લડી અગ્રેજ સત્તાએ પોતાની સરસાઈ બતાવવાની હતી. આ સંપનો ભેદ બરોબર રીતે સમજવાને આટલું તો નિશ્ચયપૂર્વક જાણવું જોઈએ કે આ દાગ માત્ર એક અથવા એક પછી એક આવતા એવા મુઠીભર બુદ્ધિશાળી પુરૂષોનું નહોતું, પણ એનો પાયો ઊંડો તથા પહોળો તમામ લોકના અંતઃકરણમાં નંખાયો હતો. બંગાળા, કર્ણાટક, અયોધ્યા અને હૈદ્રાબાદના સુબેદારોની પદીઓ ઉત્પન્ન થઈ તેવી રીતે નહીં પણ પ્રજાનું એક બંધારણ થવાનો આ એક પ્રથમનો આરંભ હતો. માત્ર એક ઉઠાવગીરના

ફતેહમંદ સાહસોનું કંઈ આ પરિણામ નહોતું. એ તો મળતી ભાષા, જાત, ધર્મ અને સાહિત્યની ગાંઠથી જોડાયલી આખી વસ્તુનું ઉત્થાન હતું, અને એ લોકો સાથે રહી રાજ્યદ્વારી અસ્તિત્વ મેળવવા મથતા હતા. હિંદુસ્તાનમાં પરદેશી મુસલમાનોની હાનિકારક ચઢાઇઓની મુદત વિત્યા પછી આ પ્રકારનો એ પ્રયોગ પહેલોજ હતો. વળી એ પહેલો પ્રયત્ન હોવાથી મહાન બ્રિટિશ પ્રજાની બાબતમાં જેવું સંગીનપણું જોવામાં આવે છે તેવું આમાં નહોતું. તોપણ આટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય કે ઉપર કહેલું તેનું આ ખાસ લક્ષણ હતું. તે એક પ્રજાકીય હિલચાલ કે ઉત્થાન ગણી શકાય અને તેમાં તમામ વર્ગના લોકો જોડાયા હતા. આ યોજનાની મજબુતાઈ ઉપલા વર્ગની થોડા વખતની ઉન્નતિ ઉપર આધાર રાખતી નહોતી પણ તેને ગામડાના લોકના મોટા જથ્થા તરફથી મજબુત ટેકો મળ્યો હતો. ગોવાળીઆ અને ભરવાડો, બ્રાહ્મણો અને શુદ્રો તેમજ મુસલમાનો પર પણ તેની અસર થઈ હતી અને તેઓ તેની સત્તા સ્વીકારવા લાગ્યા હતા જે યુરોપીઅન લખનારાઓ હિંદુઓ તો પ્રજાકીય લાગણી રહિત છે એમ ગણી તેમને ધિક્કારતા હતા તેઓને પણ કબુલ કરવું પડયું છે કે એમનામાં મરાઠા, રજપુત અને શીખ લોકો અપવાદરૂપ છે. રજપુતો, ખાનદાન કુટુંબોની અમુક નાતી ટોળી ઉપર, સત્તા ભોગવતા હતા. શીખ લોકો, પંજાબની વસ્તીના થોડા માણસોના બનેલા એક ખાલસા લશ્કરના ઉપરી હતા. પરંતુ મરાઠા લોકોની બાબતમાં એથી ઉલટું હતુ. તેમનામાં બેશક પોતપોતાના વર્ગોમાં સરસાઈ પ્રાપ્ત કરવાને તેમજ પોતાના જુથ પ્રતિ પ્રેમની લાગણી હતી ખરી, પણ સામાન્ય રીતે એ લોકોની રાજદ્વારી સમજ તળે સ્થાયી રહી હતી. તેઓ વર્ષમાં છ મહિના પ્રજાના બનેલા લશ્કરોમાં શામેલ થતા અને બાકીનો વખત ઘેર રહીને પોતાના કુટુંબની જમીન ખેડતા અને પોતાના વતનો ઉપર મજા મારતા અમલી દેશમાં વતન માટેનો મરેઠા લોકોનો પ્યાર એ તેમનું એક ખાસ બહાર પડતું લક્ષણ હતું અને મોટાં લશ્કરોના ઉપરીઓ પણ દૂરના દેશોમાં પોતાની વિશાળ જાગીરો

હોય તેના કરતાં મહારાષ્ટ્રમાં પોતાના જૂના ગામડામાં પટેલ કે દેશમુખ થવામાં વધારે મગરૂરી માનતા. આ દેશાભિમાનની લાગણી, અને તે પણ તેના ખરેખરા રૂપમાં, સ્પષ્ટ રીતે દેખાડી આપે છે કે જે પ્રજાકીય બંધારણ થવા પામ્યું તે એનુંજ પરિણામ હતું, અને મરેઠાઓની તવારીખ જાણુની ખાસ જરૂરની કેમ છે તેનું બીજું કારણ આથી પણ પૂરૂં પડે છે. મુસલમાનોએ જે તોફાન અને ધાંધલનાં મોજાં ઉછાળી મૂકયાં હતાં તેમાંથી પોતાનું માથું ઉચકનાર એક હિંદી પ્રજાના બંધારણની આ સાચી તવારીખ છે. તેમના સરદારોની પાછળ આ બળ રહેલું હોવાથી તેમના પ્રયત્નને ટેકો મળતો અને બીજી બધી દેશી સત્તાઓને જોડી દઈને અને દબાણમાં રાખીને દિલ્લીમાં તેઓ અધિકાર કિંવા રાજ્ય સ્થાપશે એવો તેમને આથીજ સંભવ લાગતો. હૈદર અને ટીપુની તેમજ હૈદ્રાબાદ, કર્ણાટક, બંગાળા અને અયોધ્યાના મુસલમાની રાજકર્તાઓની તવારીખમાંથી આની જોડે મુકાબલો થઈ શકે તેવું કંઈ પણ મળી આવતું નથી. તે તેમની અંગીતવારીખ છે, અને શિવાજીના નામ સાથે જોડાયલી સત્તાની તવારીખ ઘણી વાજબી રીતે મરેઠાની તવારીખ કહેવાય છે. આ ઇતિહાસની એક વધારે બાબત યુરોપીઅન લેખકોની બીલકુલ નજર બહાર રહી ગઈ છે, અને કદાચ તેજ બાબતને લીધે ઐતિહાસિક વિદ્યાર્થીને આ તવારીખના અભ્યાસથી ખાસ નીતિનો બોધ મળે છે એમ માનવાનું ઘણુંજ મજબૂત કારણ છે. સોળમા સૈકાને અંતે અને સત્તરમાની શરૂઆતમાં મહારાષ્ટ્ર ખળભળી ઊઠયું તે ફક્ત રાજકીય બળવાને લીધે નહોતું. રાજકીય બળવા અગાઉ અને ખરૂં પુછાવો તો કેટલેક દરજ્જે રાજકીય બળવાનું કારણ એક ધાર્મિક અને સાંસારિક ઉછાળો હતો કે જેની અસર આખી વસ્તી ઉપર પહોંચી વળી હતી. તે ધર્મ સંબંધ જુલમને લીધે મહારાષ્ટ્ર ઉશ્કેરાયું અને શિવાજી અને તેના સાથીઓના હાથ મજબૂત થયા એમ લોકમત છે તે તદ્દન ખોટું નથી; પણ એ માત્ર સત્ય વાતનો એક ભાગ છે. પંદરમા અને સોળમા સૈકાના દક્ષિણના

મુસલમાન રાજકર્તા દુરાગ્રહી ધર્માંધ નહોતા. ઔરંગઝેબ બેશક ધર્માંધ હતો પણ જે પ્રજા તેની સાથે એક સરખી રીતે લડી અને આખરે જેણે જય મેળવ્યો તેની ચઢતીનું કારણ ઔરંગઝેબના ધર્માંધપણામાંથી મળી આવતું નથી. ખરી વાત એ હતી કે સોળમા સૈકામાં યુરોપમાં પ્રોટેસ્ટન્ટ રેફરમેશન (ધર્મ સંબંધી સુધારો) થયો તે માફક પંદરમા અને સોળમા સૈકામાં હિંદુસ્તાનમાં અને ખાસ કરીને દક્ષિણમાં ધર્મ સંબંધી સામાજિક અને વિદ્યા સંબંધી સજીવનપણું અને સુધારાનો જુસ્સો પ્રગટ થયા હતાં. આ ધર્મ સંબંધી જાગૃતિના આચાર જોતાં તે બ્રાહ્મણો તરફથી થયલા લાગતા નહોતા જન્મના ધોરણ ઉપર સ્થાપલા જાતિભેદ, રીતો, ક્રિયાઓ અને શાસ્ત્ર વિરૂદ્ધનો આ એક જાહેર જુસ્સો હતો અને બીજા બધા સંપાદન કરેલા સદ્‌ગુણો અને સારાં કામ કરતા પ્યાર, કાયદો અને શુદ્ધ અંતઃકરણને શ્રેષ્ઠ માનવામાં તે શાસ્ત્રીય હતો ધર્મ સંબંધી જાગૃતિનું આ કામ જુદા જુદા વર્ગનું નહીં પણ લોકોનું અને જનસમુદાયનું હતું. તેના અગ્રેસરો સાધુઓ અને ભવિષ્યવક્તાઓ, કવિઓ અને તત્વજ્ઞાનીઓ હતા, કે જેઓ બ્રાહ્મણો કરતાં વિશેષ સંખ્યામાં જનમંડલના હલકા વર્ગમાંથી— જેવાં કે દરજીઓ સુતારો, કુંભારો, માળીઓ, દુકાનદારો, હજામો અને વળી મહારમાંથી પણ—ઉદ્‌ભવી નીકળ્યા હતા. તુકારામ, રામદાસ, વામનપણ્ડિત અને એકનાથનાં નામ જાદુઈ અસર પેદા કરે એવાં હતા, અને બસેં વર્ષ વીત્યા બાદ હજી મહારાષ્ટ્રના લોકોના મન ઉપર તે નામોનું શ્રેષ્ઠપણું રહેલું છે. રાજદ્વારી સરદારો લોકોના આ ધાર્મિક સરદારો સાથે એકસંપે વર્તતા. શિવાજીનો મુખ્ય સલાહકાર રામદાસ હતો કે જેણે પ્રજાકીય વાવટાને રંગ્યો અને સલામની નવી રીત દાખલ કરી કે જેનાથી એકદમ જે સત્તાથી તેને પ્રેરણા થતી હતી તે સત્તાની સ્વતંત્રતા અને હીલચાલનો ધાર્મિક ગુણ જણાઈ આવતો હતો. ધાવદ્દશીના સ્વામી પાસેથી પહેલા બાજીરાવ પેશ્વાએ ગુરુમંત્ર ગ્રહણ કર્યો હતો. એજ પ્રમાણે વિંચુરકર વંશના સ્થાપનાર વિ- ઠ્ઠલ શિવદેવને તેના ગુરુ તરફથી જ્ઞાન પ્રાપ્ત થયું હતું. શિવાજીના ગુણદોષ

અને તેના કૃત્યના હેતુ મરેઠી ઇતિહાસ લખનાર કરતાં કર્નલ મેડોઝ ટેલરે પોતની નવલકથામાં વધારે સારી રીતે વર્ણવેલા છે. ભવાનીમાતા તરફથી પોતાને પાધરી પ્રેરણા થાય છે એમ શિવાજીનું માનવું હતું અને પોતાની જીંદગીની મોટી આફતો વખતે તે પ્રેરણા તેને જે સુચવતી તે પ્રમાણે તે વર્તતો. આ અસરોનું ખાસ મનન કરવું જરૂરનું છે; કારણ કે તે વડે આજ દિન સુધી લોકોની અભિલાષા અને ધાર્મિક વિશ્વાસ ઉપર તેની છાપ કાયમ રહી છે. શહેરીઓની સ્વતત્રતાના સંબંધમાં પ્રોટેસ્ટન્ટ ધર્મે જે કાર્ય પશ્ચિમ તરફના યૂરોપમાં કર્યું તે નાના પાયા ઉપર પશ્ચિમ હિંદુસ્તાનમાં સાધ્ય થયું હતું. હુન્નર, ધર્મ, દેશી વિદ્યાની ઉત્પત્તિ, જીંદગી વિષેની સ્વતંત્ર વાતચિત, આત્મવિશ્વાસ, અને સહનશીલતાના વધારાને આથી ઉત્તેજન મળ્યું, અને આજ કારણને લીધે દેશી વિદ્યાર્થી અને પરદેશી ખબર મેળવનાર બન્નેને આ અભ્યાસમાં પડતા રસમાં ઘણો વધારો થયો છે. એક બીજી બીના જાણવા જેવી છે અને તેમાંથી મરેઠી રાજ્યની ચઢતી તેમજ પડતી થઈ હતી મરેઠી રાજ્યનો ઇતિહાસ સંબંધી જોડાયલા રાજ્યોનો ઇતિહાસ છે મોટા સત્તા ઓના મહાન્ સ્થાપક પછી સદા નબળી રહેતી હતી તેનું પ્રજા તરફનું વળણ જોઈને શિવાજીએ પણ પોતાની ગોઠવણ તે પ્રમાણે રાખી હતી તેની આઠ પ્રધાનોની એક કાઉન્સીલ હતી અને તે આઠ જણા રાજ્યના તેમજ લશ્કર બન્નેના સરદાર હોવાથી સલાહકાર કરતાં પણ વધારે કામ તેઓ કરતા તેની હયાતીમાં પણ જ્યારે તે દિલ્હીમાં કેદી હતો અને તેનો મુલક અને કિલ્લા મુસલમાનોના હાથમાં હતા ત્યારે આવી સત્તાની વહેંચણીને લીધે તે કેદખાનામાથી નાશી ગયા પછી તરતજ પોતાનું માથુ ઉંચું કરવાને શક્તિવાન્ થયો હતો પાછળથી જ્યારે તેના છોકરાને ઔરંગઝેબના સરદારે પકડયો ત્યારે સ પીલા સરદારો દક્ષિણમાં જતા રહ્યા અને ફરીથી અનુકૂળ વખતે પાછા ફરીને ઔરંગઝેબ ઉપરનું વેર લીધું. ઈંદોર, ગ્વાલીયર, ધાર, દીવાસ, વડોદરા અને નાગપૂરમાં મરેઠી સરદારોની મોટી છાવણીઓ રાખીને આ રીતનો એથી પણ વધારો પેશ્વાએ કર્યો હતો,

અને મધ્ય હિંદુસ્તાનના બુંદેલખંડના સરદારો, દક્ષિણના પટવરધન સરદારો, સતારાના જાગીરદારો-ભાવેઓ, રાસ્તેઓ, ફુલપેઓ, આંગ્રેઓ, ભાતકરીઓ, મ્હાડકેઓ, ઘોરપડેઓ અને એ પંક્તિમાં આવી શકે એવા બીજા ઘણાઓની નાની છાવણીઓ રાજની પૂર્વ અને દક્ષિણ હદમાં આવી હતી. સત્તા અને શક્તિનાં આ એટલાં બધાં મધ્ય સ્થળો હતાં અને જ્યાંસુધી તેઓ સામાન્ય હેતુ અને મધ્યસ્થ વિચારથી ઉત્સાહી હતાં-અને એ પ્રમાણે તેઓ લગભગ એક સૈકા સુધી રહ્યા-ત્યાંસુધી તેઓની સત્તાની સામું કોઈ થઈ શક્યું નહીં અને કેળવાયલા અંગ્રેજી લશ્કરને પણ જીત મેળવતા પહેલાં આ સંપને તોડી નાંખવાની જરૂર પડી. એક સૈકા સુધી દક્ષિણ, ઉત્તર, પૂર્વ અને પશ્ચિમે રજપુતો અથવા તો દિલ્લીના પાદશાહો સામે, રોહિલખંડ, અયોધ્યા અથવા બંગાળામાં હૈદર—ટીપુ—કે નિઝામ સામે, પોર્ચુગીઝ અથવા તો અંગ્રેજ સામે એક પણ લડાઈ એવી નથી થઈ કે જેમાં એકસંપી રાજ્યો સાથે લડયા નહીં હોય. જરમન રાજ્યમાં પ્રુશીઆની રાજસત્તા માફક પેશ્વાઓની રાજસત્તા હતી. રાજ્યના બળ કરતાં મધ્ય સત્તાએ વધારે કાર્ય બજાવ્યું હતું. જ્યાંસુધી અસલી રીતભાત ચાલુ રહી ત્યાંસુધી રાયગઢ, સતારા, વિશાલગઢ, જીંજી કે પૂનાના સલાહકારો પ્રજાકીય લશ્કરના સરદાર તરીકે હમેશા કોઇ મજબુત માણસ નીમ્યાનો લાભ મેળવ્યા વિના રાજ્ય ચલાવવાને શક્તિવાન્ થયા હતા. નાના ફડનવીસના વખતમાં પેશ્વાઇ રાજ્યને હૈદ્રાબાદ અને શ્રીરંગપટ્ટણના દરબારમાં બારભાઇરાજ અથવા બારએકસંપી સરદારોનું રાજ એવું ઉપનામ ખરેખર મળ્યું હતું. જ્યારે આ વિચાર તરફ વજન અપાતું ઓછું થયું ત્યારે મજબુત થવાને બદલે આ સરદારો નબળા પડી ગયા. અંગ્રેજ રાજ્યકર્તાઓ આ નબળાઈ જાણતા હોવાથી, આ એકસંપી પુરૂષો પૈકી દરેક સ્વાર્થી અને મગરૂર સરદારના વખાણ કરવાનો લાભ લઈને તેમનું ઐકયબળ ઓછું કર્યું. હિંદુ અથવા મુસલમાની રાજકર્તાઓના વખતમાં આ મુલકમાં આવા મોટા પાયા ઉપર એક બીજાની કબુલતથી સ્થપાયલા રાજ્યની માફક રાજ્ય સ્થાપવાનો પ્રયોગ થયો નહોતો. આ

પ્રયોગ નિષ્ફળ જાય એમા નવાઈ નહોતી, કારણ કે જે સદ્‌ગુણો વંશપરંપરાથી ઉતરી આવેલા નહી તેમને તેવા સમજવામા આવતા. પરંતુ જ્યાસુધી આ સદ્‌ગુણોનુ ઉપરીપણુ રહ્યુ ત્યાસુધી તેનું રક્ષણ કરનાર લાભમરી તત્ત્વો તેમા રહેના હતા અને તેને લીધે દેશી અને પરદેશી ઇતિહાસકર્ત્તાની નજરમાં આ અભ્યાસની કીમત વધી પડી છે. આ વાતના નૈતિક ભાવમા વધારો એ વડે થાય છે, કે મરેઠી એકસપી મંડળની ગોઠવણને લીધે અણીના વખતોમાં જે વિપત્તિમા તેઓ આવી પડતી તેમાથી બચી જઇને વધારે મજબુત થવાને તેઓ શક્તિવાન્ થયા હતા આવા ચાર અણીના વખતો આવ્યા હતા (૧) જ્યારે શિવાજી દિલ્હીમા કેદ પકડાયો ત્યારે, (૨) જ્યારે સભાજી કેદ પકડાયો અને તેના ભાઇ રાજારામને દક્ષિણમા નાશી જવુ પડ્યુ ત્યારે, (૩) જ્યારે પાણીપતની લડાઇએ દેખીની રીતે મરેઠાઓની ચઢતીની સઘળી આશાઓ નાશ કરી નાખી ત્યારે, (૪) જ્યારે નારાયણ પેશ્વાનુ ખૂન થયુ અને સલાહકારોને, રાઘોબાને પડતો મૂકી પોતાની વિરૂદ્ધ એક કુટુબ હોવા છતા અને અગ્રેજોના આખા લશ્કરની સામા થવાનુ હોવા છતા ગજ્જ ચલાવવુ પડયુ ત્યારે જે પ્રજા આવી ચાર આફતો અને ફટકા ખમી શકી અને વિજયી બની તે પ્રજાની તવારીખ વિદ્યાર્થીને જે રસ ઉપજાવે તેની કીમ્મત માત્ર ટકાઉપણાના માળના માપથી પુરતી રીતે થઇ શકે એમ નથી છેવટે હાલ પણ જો કે હિંદુસ્તાનના અગ્રેજ રાજકર્ત્તા પેશ્વા અને મોગલ પાદશાહાઓને ઠેકાણે સર્વોપરી સત્તા ભોગવે છે અને તેમને તાબે બીજા બધા રાજ્ય છે તોપણ એકસપી મડળીના બાકી રહેલા પુરૂષો જે હજી થોડું ઘણુ સ્વતત્રપણુ ગ્વાલીયર, ઇંદોર, વડોદરા, કોલાપૂર, ધાર અને દિવાસમા ભોગવે છે તેઓ દક્ષિણના મરેઠી સરદારો અને મુબઇ ઇલાકો, દેશીરાજ્યો, મધ્યપ્રાતો, બીરાર અને નીઝામના મુલકોમા આવેલી આશરે ત્રણ કરોડ મરેઠાની વસ્તી છે તે એવી એક સત્તાના પ્રતિનિધિ છે કે તે જે દેશી કોમો અને રાજ્યો અગ્રેજી રાજ્યના આશરામા છે અને તેમના તરફની રાજભક્તિથી બધાયલા છે તે પૈકી કોઇ કરતા ઉતરતી નથી

એકસંપથી જોડાયલું હિંદુસ્તાન જે પ્રજાના પ્રમાણમાં વહેંચાયલું છે અને હિંદુસ્તાનની રાણીની શહેનશાહી સત્તાની સામાન્ય તાબેદારીમાં છે તેને ભવિષ્યમાં જે જે સંભવો ખુલ્લા છે તે જેઓ જોઈ શકે છે તેમને હાલની સત્તાના મૂળમાંથી પણ ઊંડો રસ મળ્યા સિવાય રહે તેમ નથી. એકસંપથી જોડાયલા મરેઠી રાજ્યની ચઢતી અને પડતીની વાતનો સ્થાયી નીતિનો સાર જે બનાવોમાં રહેલો છે તે આજ છે અને તેનું વર્ણન અમે હવે પછી કરવા માગીએ છીએ.

---

## પ્રકરણ ૨ જું.

### જમીન ખેડાઈને કેવી રીતે તૈયાર થઈ.

આકસ્મિક બનાવોને લીધેજ મરેઠી રાજ્યની ચઢતી થઈ એવું મરેઠી ઇતિહાસ લખનાર દેશી અને યૂરોપીયન બન્નેનું ધાર્યું છે તેમાં બન્નેની છેક ખુલ્લી રીતે જણાઈ આવે તેવી ભૂલ થઈ છે. સંહ્યાદ્રિ પર્વતના જંગલોમાં જે દાવાનળો થાય છે તે પ્રકરની એક ઓચિંતી હહાયની જોડે મરેઠી રાજ્યના ઉદયની ગ્રાન્ટ ડફે પોતે પોતાના બ્યાનમાં મરખામણી કરી છે. એમ છતાં આ કંઈ તેનો પરિપક્વ વિચાર નથી;કારણકે સત્તરમા સૈકાની શરૂઆતમાં મહાન શિવાજીનો જન્મ થયો તે પહેલાં જે બનાવો બન્યા તેમાં આ રાજ્યનો પાયો બનાવી આપવાને પોતાના વૃત્તાંતના પહેલાં ત્રણ પ્રકરણો તેમણે રોક્યાં છે ખરી હકીકત તો એવી માલુમ પડે છે કે મરેઠી રાજ્યના શરૂઆતના પાયા વખતે ઘણા જ થોડા અણધારેલા સંજોગો બન્યા હતા. જો આપણે આ બાબત બરાબર સમજવા ધારીએ તો મુસલમાનોની દક્ષિણની જીતની છેક પૂર્વે જે કાળ

સ્વરૂપ દર્શાવે છે, અને કેવા પ્રકારનું રક્ષણ થઈ શકે તેનું ભાન કરાવે છે, અને તે વડે આ દેશની રાજદ્વારી તવારીખમાં અગત્યનો ભાગ ભજાવવામાં આવ્યો છે. દેશની આવી લાક્ષણિક આકૃતિમાંથી કૌવત આપનાર અને સુખાકારી ભરેલાં હવાપાણીના ફાયદા મળી આવે છે, અને આ કારણથી ઉત્તર હિંદુસ્તાન અને નીચા પ્રદેશોના મેદાનોની અત્યંત ટાઢ અને તાપથી તે છેક જુદો પડે છે; પરંતુ અગત્યની બીના એ છે કે એ દેશ ટેકરી ઉપર આવેલો હોવાથી જમીન કસ વિનાની છે અને ત્યાં મજબુત તથા સંયમશીલ લોકો છૂટાછવાયા વસે છે. હાઇલેન્ડ અને લૉલેન્ડનું (સ્કૉટલાંડના ઊંચા અને નીચા પ્રદેશો) તે એક જૂનું આખ્યાન છે અને કુદરતની બખશિશો બદલાના ધોરણ ઉપર બધાને એકસરખી રીતે પૂરેપૂરી વહેંચી આપવામાં આવી છે. આ પ્રમાણે વર્ણન કરેલા દેશનો એક ત્રિકોણ બને છે. સંહ્યાદ્રિ પર્વતની હાર અને દરિયો દમણથી કારવાર સુધી તેનો પાયો બને છે, અને માતપુડા પર્વતની હાર, નાગપુરની પેલી તરફ પૂર્વમાં ગોદાવરીના મૂળ અને તેના ફાંટાઓના વિસ્તાર સુધી પહોંચતી તેનું લંબ બને છે; અને તેની કર્ણલીટી તેની સ્વાભાવિક આકૃતિ ઉપરથી નહીં પણ ભાષાની કસોટી ઉપરથી નક્કી થઈ છે. આ પ્રમાણે બતાવેલું ક્ષેત્રફળ એક લાખ ચોરસ માઇલ કરતાં પણ વધારે છે, અને તેની વસતી આશરે ત્રણ કરોડ થાય છે. ઉપર વર્ણવેલી કુદરતી આકૃતિઓ અને ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ દ્વીપકલ્પ વચ્ચે આવેલા ઊંચા રસ્તાના સ્થળ ઉપરથી તેની સરખામણી કરી શકાય એવાજ ફક્ત મ્હૈસુર અને માળવાના બીજા ઊંચા પ્રદેશોમાં જે ઉચ્ચ પ્રકારના લાભો નથી તે આમાં છે. કુદરતે સોંપેલાં લક્ષણોથી દેશના ઇતિહાસ ઉપર જે અસર પહોંચી છે તેથી ઉતરતે દરજ્જે અસર વસનારા લોકોના ખાસ લક્ષણથી ઉપજી છે. ઉત્તર હિંદુસ્તાનમાં આર્ય લોકોનું તત્વ એટલે અંશે પ્રબળ છે કે અનાર્ય લોકો લગભગ શૂન્યની ગણત્રીમાં આવી જાય છે અને તેમને દેશના ટેકરીવાળા ભાગોમાં નાસવું પડ્યું છે. દક્ષિણ દ્વીપકલ્પમાં આર્યલોકોનું તત્ત્વ ઘણું કરીને વસ્તી ઉપર પોતાની

છાપ બેસાડવાને પૂરતું જબરૂ નહીં હોવાથી દ્રાવીડીઅન લોકોએ પોતાની પ્રબળ સ્થિતિ જાળવી રાખી છે. હમણાં વર્ણવેલા બે કકરાની વચ્ચે તે આ-વેલા હોવાથી મહાગણના ઊંચા પ્રદેશમા આર્ય અને દ્રાવીડીઅન લોકો યોગ્ય પ્રમાણમા જોડાઈને વસેલા છે અને તેથી તેમની ખામીઓમા વધારો થયા વગર બન્નેના સારા ગુણ જળવાઈ રહ્યા છે. બે તત્ત્વોનુ આ મિશ્રણ ભાષાના લક્ષણ ઉપરથી ઉત્તમ રીતે પ્રગટ થાય છે. એ ભાષાનું મંડાણ દ્રાવીડીઅન છે પણ તેનો વધારો અને તે ઉપરનું ચણતર પૂર્ણ રીતે આર્ય ભાષાથી થયેલું છે. ઉત્તર હિન્દુસ્તાનના લોકોના જેટલા તે લોકોના ચહેરા સુંદર, નાજુક અને ઘાટીલા નથી, પણ તેઓ દક્ષિણના દ્રાવીડીઅન લોકોના જેવા શ્યામ વર્ણના અને ખરબચડા ચહેરાના નથી મહારાષ્ટ્રમાં આર્યતત્ત્વના પ્રથમ વસનાર અને ત્યાર પછીના સીથીઅન હુમલો કરનારાઓ એ બન્નેના સરખા મિશ્રણનો સમાવેશ થાય છે એજ પ્રમાણે અનાર્ય લોકોમા દેશના મૂળ વતનીઓ, ભીલ, કોળી, રામોશી અને બીજા હલકા વર્ગો તેમજ ઊંચા દ્રાવીડીઅન તત્ત્વોની આવી સરખી વહેચણીને લીધે દેશના કાનુનો અને ધર્મમાં જે સમતોલપણુ હિંદુસ્તાનના બીજા ભાગોમા ભાગ્યેજ જોવામાં આવે છે તે અહીંયા જળવાઈ રહેલુ છે. આ કાનુનોમાં ગામડાની પંચાયતનું ધોરણ ઘણુંજ લાક્ષણિક છે અને તે એટલે દરજ્જે ખીલવવામા આવ્યું છે કે પરદેશીઓના વચ્ચે પડવાથી જે નુકસાન બીજે ઠેકાણે થયુ છે તેમાથી તે બચી ગયુ છે ગામડાની મંડળી પંચાયતના રિવાજ સાથે સરકારની સૌથી મોટી ધારણાઓ કેટલેક દરજ્જે પાર પડે એવી રીતે જાળવી રાખવામા આવી છે, અને હાલના રાજકારભારની પદ્ધતિનો તે સમગ્ર ભાગ થઈ પડી છે. વળી તે એટલી ઉપયોગી માલૂમ પડી છે કે સિંધ અને ગુજરાત પ્રાન્તો જેમા મુસલમાનોની સત્તા એટલી પ્રબળ હતી કે ગામડાની સ્વરાજ્યસત્તા નાશ કરી નાખે, તે બન્ને પ્રાન્તોમા કંઇક સુધારા સાથે તે દાખલ કરવામાં આવી છે. ગ્રામ્ય અને પંચાયતની રૂઢીઓ જોડે રાજ્યના જ તાબામાં રહીને નાના ખેડુત જાગીર સરદારોનો સ્વતંત્ર માલિક તરીકે જમીનનો

પૂરેપૂરો રૈયતવારી ગીરાસી ભોગવટો હોવાથી બન્ને પ્રાંતોમાં ભાગ્યેજ માલૂમ પડતી સ્થિરતા અને સ્વતંત્રપણાની લાગણી રૈયતને મળી છે. જ્યારે ગ્રામ્ય-બંધારણ આ પ્રમાણે જેમનું તેમ જાળવી રાખવામાં આવ્યું છે ત્યારે વંશ-પરંપરાથી ચાલતા આવેલા દેશમુખ અને દેશપાંડેની મદદથી વધારે ઊંચી જકાતની વ્યવસ્થાની રૂઢી જે હેતુને માટે તે અસલ દાખલ કરવામાં આવેલી તે હેતુ પાર પડ્યા ઉપરાંત ટકી શકી નથી દેશના બીજા ભાગોમાં દેશમુખો અને દેશાઈઓ બંગાળાના જમીનદારો અને અયોધ્યાના તાલુકદારોની પંક્તિએ ચઢી ગયા છે અને રાજ્યને પરભાર્યા જવાબદાર રહીને છેવટ ગામડાંની જમીનોના માલિક થયા છે. ઉત્તર અને વાયવ્ય હિંદુસ્તાનમાં જે સામાન્ય કબજે ભોગવવામાં આવે છે તે મહારાષ્ટ્રના ગ્રામ્ય બંધારણથી નોખો પડે છે; કેમકે પહેલામાં એકત્ર જવાબદારી અને માલિકીપણું છે અને મહારાષ્ટ્રમાં દરેક જણની જુદી મિલ્કત છે. આથી દેશના બીજા ભાગ કરતાં જમીનનો ભોગવટો વધારે સરખો અને લગભગ સાર્વલૌકિક છે. આ ખાસ લક્ષણોને લીધે લોકોએ અરસપરસ મદદ કરવાની ટેવ અને સ્વતન્ત્રતા જાળવી રાખી છે અને તે તેમને ભૂતકાળમાં બહુ ઉપયોગી થઈ પડી હતી અને તેની અસર અદ્યાપિ સુધી રહી ગઇ છે. લોકવ્યવહારના આ પ્રચારો સાથે દેશની વસ્તીના ધર્મમાં, જે મતમતાન્તરને લીધે તે દ્વીપકલ્પના દક્ષીણ ભાગમાં અને ઉત્તર હિંદુસ્તાનની ઘણીજ નાની નાની ન્યાતોમાં કુસંપ પેઠો છે તેવા મતમતાન્તર અને સંપ્રદાયો નથી. તુંગભદ્ર નદી ઓળંગ્યા બાદ તરતજ જે અતિશયોક્તિ પામેલા મતભેદ માલૂમ પડે છે તે મહારાષ્ટ્રમાં સ્માર્ત અને વૈષ્ણવ ધર્મ પ્રમાણે ચાલનારા અને નહીં ચાલનારાઓમાં માલમ પડતા નથી. એ બે જાતીઓ એકરૂપ તો થઈ જતી નથી, તથાપિ તેઓ એક બીજાના મત પ્રતિ લગભગ બેપરવાઈ જેવી સહનશીલતા દાખવે છે અને તેજ આ દેશનું ખાસ લક્ષણ છે. બીજી જગ્યા કરતાં વધારે સામાન્ય રીતે બ્રાહ્મણો અને શૂદ્રો અરસપરસ સમાગમમાં આવે છે. બીજી જગ્યાએ બ્રાહ્મણોની

સામે સામે ચાલતી સત્તાવાળા ગોસ્વામી કે મહન્તો અથવા ગુરૂઓ ત્યાં નથી. ખરી વાત એ છે કે જેમને શુદ્ર કહેવામાં આવે છે તેવા લોકો વૈષ્ણવ મહારાજાની સત્તાથી અસલ ગ્રંથોમાં નક્કી થયેલી હલકી સાંસારિક સ્થિતિમાંથી મુક્ત થયા છે અને લડાઈ કે સલાહશાંતિ બેમાંના જે ધંધામાં તેઓ લાગ્યા તેને અનુસરીને ક્ષત્રી અથવા વૈશ્યની પંક્તિએ પહોંચ્યા છે. શુદ્રો અને વળી પહારીઆ ( મહાર લોકો ) માથી પણ સાધુ પુરૂષો અને કવિઓ ઉત્પન્ન થયા છે અને તેમનાં નામને બ્રાહ્મણ સુદ્ધાં આખો દેશ માન આપે છે. આવીજ જુસ્સો નરમ પાડનાર અસરોને લીધે પોતાની મત્તાંધ વર્તણુક મુસલમાનો પણ ખોઇ દે છે. મુસલમાનોના ઓચ્છવોમાં હિંદુઓ જોડાઈ જઇ ભાગ લે છે અને ઉત્તર હિંદુસ્તાનના પ્રચારોની અસર જેમને નથી પહોંચી તેઓ આ સંબંધમાં સંભાવ બતાવે છે કેટલાક મુસલમાન ફકીરોને હિંદુ મહાત્માઓના જેટલુંજ માન મળ્યું છે અને કેટલાક સાધુ પુરૂષોને બન્ને કોમો એક સરખું માન આપે છે. આ સહનશીલતા અને નરમાશનાં લક્ષણો સૈકાઓ થયાં ખીલવવામાં આવ્યાં છે અને તે પ્રજાના ગુણના ઘણાજ સ્થાયી તત્વો થઈ પડયાં છે. દેશનું લક્ષણ ત્યાંના લોકોની વર્તણુક અને તેમની રૂઢીઓ ઉપર પ્રમાણેની હોવાથી સ્થાનિકસ્વરાજ્ય સત્તા અને સ્વતંત્રતાની લાગણી એટલે દરજે ખીલી છે કે હિંદુ અને મુસલમાન બન્ને રાજકર્ત્તાઓના વખતમાં લાંબા વખત સુધી એક રાજદ્વારી સત્તાના દબાણ તળે તે દેશ રહી શકયો નહીં. ઉત્તર અને પૂર્વ હિંદુસ્તાનમાં તેમજ દક્ષિણ દ્વીપકલ્પમાં સ્થપાયલા મોટાં રાજ્યો આપણા જાણવામાં આવ્યાં છે પણ મહારાષ્ટ્રની રાજદ્વારી ગોઠવણનું ખાસ લક્ષણ નોખાપણાનું અને એકજ હાથે રહેલી સત્તાના લાંબા ટકાવની સાથે રાસ આવી શકે નહીં તેવું છે. આ નોખાપણાનું વલણ હોવા છતાં ત્યાંના લોકો ઉત્તર તરફના ચઢાઇ કરનારાઓના હુમલા હઠાવી દેવાને એકઠા થતા અટકયા નથી. ઇસ્વીસનની શરૂઆતમાં સીથીઅન હુમલો કરનારાઓનો આવો એક હલ્લો શાલીવહાન અથવા સાતવહાને હઠાવી દીધો હતો એવું અસલની દંત કથા

ઉપરથી જણાઈ આવે છે. છસેં વરસ પછી આવો બીજો હુમલો મહારાષ્ટ્રના બીજા દેશી રાજકર્તા, પહેલા ચાલુક્ય વંશના મહપુલ્કોનશીએ હલાવી દીધો હતો. દેશના નાના નાના રાષ્ટ્રો અને રાજકીય ભાગો કરી નાંખવામાં આવ્યા હતા અને તેની અસલની તવારીખ જેટલી શીલાલેખ, નોંધપોથીઓ અને રીતીઓ વડે જાળવી રાખવામાં આવી છે તે ઉપરથી એમ જણાઈ આવે છે કે એક જગ્યાએથી બીજી જગ્યાએ સત્તાનો હમેશ ફેરફાર થતો. તગારા, પઠ્ણ, બદામી, માલખેડ, ગોવા, કોલાપૂર, કલ્યાણી, દેવગીરી અથવા દોલતાબાદ અને બીજે સ્થળે શરૂઆતના અને તે પછીના ચાલુક્ય, રાષ્ટ્રકુટ અને યાદવ વંશના રાજાઓએ વારાફરતી પોતાની રાજગાદી કરી હતી અને ચાલુક્યો, નલવદીયો, કાદમ્બો, મોરેબો, શીલહારો, અહીરો, યાદવો અને બીજી જાતીઓ એક બીજા સાથે શ્રેષ્ઠતાને માટે લડી હતી. ચૌદમા સૈકાની શરૂઆતમા મુસલમાનોએ દક્ષિણ ઉપર ચઢાઈ કરી તે પહેલાં મુસલમાની રાજ ઉત્તર હિંદુસ્તાનમાં બસેં વરસ સુધી રહ્યું હતું તેના આગમન પહેલાં આવી સ્થિતિ ચાલુ હતી. ખુલ્લા મેદાનોમાં હિંદુ રાજાઓને વશ કરવામાં મુસલમાનોને લગભગ ત્રીશ વરસ લાગ્યાં. પશ્ચિમ મહારાષ્ટ્ર અને કોકણ તો પૂરેપૂરાં તાબે થયાંજ નહોતાં. પંદરમા સૈકાની અધવચ કોકણ જીતાયું નહોતું અને જે રીતે દેશ નામના મુલકને મુસલમાની ઝુસરી નીચે લાવવામા આવ્યો તે રીતે ઘાટમાથા અથવા તો માવલ કદી પણ જીતાયા નહોતા ટેકરી વાળા કિલ્લાના હિંદુ સરદારોની હકુમત નીચે આવેલા પશ્ચિમ તરફના મુલકના આ ટેકરી વાળા ભાગમાં વસતા લોકોની ભાષા અને આદતોના ફેરફાર ઉપરથી જોતાં, મુસલમાનોની સત્તા તે ભાગમાં ભાગ્યેજ દૃશ્ય થતી. સંખ્યા ઉપરથી માપ કાઢીએ તો તેમની સત્તા આ ભાગોમાં ઘણીજ ઓછી થયલી જણાય છે; કારણ કે હાલ પણ મુસલમાનોની વસ્તી પશ્ચિમ મહારાષ્ટ્રમાં સેંકડે ઘણીજ ઓછી છે મુસલમાનોની હકુમત દેશના આ ભાગો પર મજબૂત અથવા ચાયુની કદી થઈ નથી ઉત્તર અને પૂર્વ હિંદુસ્તાનમાં જ્યારે મસીદો અને કબરો ઘણી ઊંચી બાંધવામાં આવતી

સામે સામે ચાલતી સત્તાવાળા ગોસ્વામી કે મહન્તો અથવા ગુરૂઓ ત્યાં નથી. ખરી વાત એ છે કે જેમને શૂદ્ર કહેવામાં આવે છે તેવા લોકો વૈષ્ણવ મહારાજની સત્તાથી અસલ ગ્રંથોમાં નક્કી થયલી હલકી સાંસારિક સ્થિતિમાંથી મુક્ત થયા છે અને લડાઈ કે સલાહશાંતિ એમાંના જે ધંધામાં તેઓ લાગ્યા તેને અનુસરીને ક્ષત્રી અથવા વૈશ્યની પંક્તિએ પહોંચ્યા છે. શૂદ્રો અને વળી પહારીઆ ( મહાર લોકો ) માંથી પણ સાધુ પુરૂષો અને કવિઓ ઉત્પન્ન થયા છે અને તેમનાં નામને બ્રાહ્મણ સુદ્ધાં આખો દેશ માન આપે છે. આવીજ જુસ્સો નરમ પાડનાર અસરોને લીધે પોતાની મત્તાંધ વર્તણૂક મુસલમાનો પણ ખોઇ દે છે. મુસલમાનોના ઓચ્છવોમાં હિંદુઓ જોઈએ જોઇ ભાગ લે છે અને ઉત્તર હિંદુસ્તાનના પ્રચારોની અસર જેમને નથી પહોંચી તેઓ આ સંબંધમાં સંભાવ બતાવે છે કેટલાક મુસલમાન ફકીરોને હિંદુ મહાત્માઓના જેટલુંજ માન મળ્યું છે અને કેટલાક સાધુ પુરૂષોને બન્ને કોમો એક સરખું માન આપે છે. આ સહનશીલતા અને નરમાશનાં લક્ષણો સૈકાઓ થયાં ખીલવવામાં આવ્યાં છે અને તે પ્રજાના ગુણના ઘણાજ સ્થાયી તત્વો થઈ પડ્યાં છે. દેશનું લક્ષણ ત્યાંના લોકોની વર્તણૂક અને તેમની રૂઢીઓ ઉપર પ્રમાણેની હોવાથી સ્થાનિકસ્વરાજ્ય સત્તા અને સ્વતંત્રતાની લાગણી એટલે દરજ્જે ખીલી છે કે હિંદુ અને મુસલમાન બન્ને રાજકર્ત્તાઓના વખતમાં લાંબા વખત સુધી એક રાજદ્વારી સત્તાના દબાણ તળે તે દેશ રહી શકયો નહીં. ઉત્તર અને પૂર્વ હિંદુસ્તાનમાં તેમજ દક્ષિણ દ્વીપકલ્પમાં સ્થપાયલા મોટાં રાજ્યો આપણા જાણવામાં આવ્યાં છે પણ મહારાષ્ટ્રની રાજદ્વારી ગોઠવણનું ખાસ લક્ષણ નોખાપણાનું અને એકજ હાથે રહેલી સત્તાના લાંબા ટકાવની સાથે રાસ આવી શકે નહીં તેવું છે. આ નોખાપણાનું વલણ હોવા છતાં ત્યાંના લોકો ઉત્તર તરફના ચઢાઇ કરનારાઓના હુમલા હઠાવી દેવાને એકઠા થતા અટકયા નથી. ઇસ્વીસનની શરૂઆતમાં સીથીઅન હુમલો કરનારાઓનો આવો એક હલ્લો શાલીવહાન અથવા સાતવહાને હઠાવી દીધો હતો એવું અસલની દંત કથા

ઉપરથી જણાઈ આવે છે. બસેં વરસ પછી આવો બીજો હુમલો મહારાષ્ટ્રના બીજા દેશી રાજકર્તા, પહેલા ચાલુક્ય વંશના મહપુરુકેશીએ, હઠાવી દીધો હતો. દેશના નાના નાના ગઢો અને રાજકીય ભાગો કરી નાંખવામાં આવ્યા હતા અને તેની અસલની તવારીખ જેટલી શીલાલેખ, નોંધપોથીઓ અને શીકાઓ વડે જાળવી રાખવામાં આવી છે તે ઉપરથી એમ જણાઈ આવે છે કે એક જગ્યાએથી બીજી જગ્યાએ સત્તાનો હમેશ ફેરફાર થતો. તગારા, પઠણ, બદામી, માનખેડ, ગોવા, કોલાપૂર, કલ્યાણી, દેવગીરી અથવા દૌલતાબાદ અને બીજે સ્થળે શરૂઆતના અને તે પછીના ચાલુક્ય, રાષ્ટ્રકુટ અને યાદવ વંશના રાજાઓએ વારાફરતી પોતાની રાજગાદી કરી હતી અને ચાલુક્યો, નલવદીઓ, કાદમ્બો, મોરિઓ, શીલહારો, અહીરો, યાદવો અને બીજી જાતીઓ એક બીજા સાથે શ્રેષ્ટતાને માટે લડી હતી. ચૌદમા સૈકાની શરૂઆતમાં મુસલમાનોએ દક્ષિણ ઉપર ચઢાઈ કરી ને પહેલાં મુસલમાની રાજ ઉત્તર હિંદુસ્તાનમાં બસેં વરસ સુધી રહ્યું હતું તેના આગમન પહેલાં આવી સ્થિતિ ચાલુ હતી. ખુલ્લા મેદાનોમાં હિંદુ રાજાઓને વશ કરવામાં મુસલમાનોને લગભગ ત્રીશ વરસ લાગ્યાં. પશ્ચિમ મહારાષ્ટ્ર અને કોંકણ તો પૂરેપૂરાં તાબે થયાંજ નહોતાં. પંદરમા સૈકાની અધવચ કોંકણ જીતાયું નહોતું અને જે રીતે દેશ નામના મુલકને મુસલમાની ઝુસરી નીચે લાવવામાં આવ્યો તે રીતે ઘાટમાથા અથવા તો માવલ કદી પણ જીતાયા નહોતા ટેકરી વાળા જિલ્લાના હિંદુ સરદારોની હકુમત નીચે આવેલા પશ્ચિમ તરફના મુલકના આ ટેકરી વાળા ભાગમાં વસતા લોકોની ભાષા અને આદતોના ફેરફાર ઉપરથી જોતાં, મુસલમાનોની સત્તા તે ભાગમાં ભાગ્યેજ દૃઢ થતી. ગણ્યા ઉપરથી માપ કાઢીએ તો તેમની સત્તા આ ભાગોમાં ઘણીજ ઓછી થયલી જણાય છે; કારણ કે હાલ પણ મુસલમાનોની વસ્તી પશ્ચિમ મહારાષ્ટ્રમાં સેંકડે ઘણીજ ઓછી છે મુસલમાનોની હકુમત દેશના આ ભાગો પર મજબૂત અથવા ઝાઝુની કદી થઈ નથી ઉત્તર અને પૂર્વ હિંદુસ્તાનમાં જ્યારે મસીદો અને કબરો ઘણી ઊંચી બાંધવામાં આવતી

ત્યારે હિંદુ દેવળોને વસ્તીના સૌથી મોટાં મથકોમાં રહેવા દેવામાં આવતાં નહીં, પણ મહોલ્લાના ખુણાઓમાં ગમે તેમ નાખવામાં આવતાં અને પૂજા છુપી રીતે ચોરીથી કરવી પડતી. ઉત્તર હિંદુસ્તાનમાં મુસલમાની ભાષા અને અસરોની છાપ આપોઆપ મુલક ઉપર એટલે સુધી પડી કે દરેક ઘર અને બજારમાં તેનો પગપસારો થયો અને તેમાંથી હાલની ઉર્દું ભાષા નીકળી. મહારાષ્ટ્રમાં કંઈ આવો ફેરફાર થયો નહીં અને લોકોની ભાષા અને ધર્મ મુસલમાની રાજ્યમાં પણ આબાદ થતા અને ખીલતા રહ્યાં. જે અનુક્રમ પગલાને લીધે દક્ષિણમાં ધીમે ધીમે હિંદુ સત્તાથી મુસલમાની સત્તા ઉંધી વળી અને ઉતરતા દરજ્જા પર આવી તે બનાવોની આ જગ્યાએ નોંધ લેવી અરસિક નહીં જણાય. પ્રથમ તો દક્ષિણના મુસલમાનો વાવ્ય તરફની સરહદની પેલી તરફના પોતાના મૂળ રહેઠાણથી ઘણે છેટે એકલા પડી ગયા હતા, અને જે પ્રમાણે દિલ્હીમાં અફઘાનો, ગીલચીઓ, તુર્કો, તુરખેગો અને મોગલો વારા ફરતી આવતા ગયા અને દર વખતે નવો હુમલો કરીને મુસલમાની સંપ્રદાયો જેવા ને તેવા જાળવી રાખ્યા તે પ્રમાણે દક્ષિણમાં કંઈ બન્યું નહીં. દક્ષિણમાં આ અસરની ખામી હતી અને તુર્કી, ઈરાનીઓ, અને એબીસીનીઅન સાહસિક પુરૂષોની વખતો વખત નિયમસર જગા પુરાતી નહોતી. બીજું બ્રાહ્મણી રાજ્યનો સ્થાપનાર દિલ્હીમાં ગંગુ નામના બ્રાહ્મણનો ગુલામ હતો અને એ ગુલામનું ભાગ્ય ખુલવાનું છે એવું ગંગુએ ભવિષ્ય ભાખ્યું હતું. હસન ગુલામ જ્યારે પદીએ પહોંચ્યો ત્યારે મોટા મનથી તેનો ઉપકાર યાદ લાવીને પોતાના રાજ્યનું નામ "બ્રાહ્મણી" રાજ્ય પાડયું અને પોતાનું નામ હસન ગંગુ બ્રાહ્મણ રાખ્યું. આ કૃત્ય જે હિંદુસ્તાનને નમન કર્યાની નિશાની હતી, અને આને લીધે દખણના અને ઉત્તરના મુસલમાનો વચ્ચે તફાવત માલૂમ પડતો અને તેનું ફળ એ મળ્યું કે ગંગુને દિલ્હીથી તેડાવીને ત્રીજોરીખાતું તેને સોંપવામાં આવ્યું. ત્રીજું આ ગોઠવણને લીધે મ્હેસુલખાતાનો કારભાર અને ત્રીજોરીનો હવાલો આખર સુધી હીંદુઓના હાથમાં રહ્યો. દિલ્હીના બ્રાહ્મણો અને ક્ષત્રીઓના હાથમાં

પ્રથમ અને ત્યાર પછી વખત જતાં તેમની જગ્યાએ દખણના બ્રાહ્મણો અને પરભુઓ આવ્યા. ૪ થું મ્હેસુલખાતાનો કારભાર દેશીઓના હાથમાં હતો એટલું જ નહીં પણ વખત જતાં પાછળથી જ્યારે બ્રાહ્મણી રાજનાં પાંચ જુદાં જુદાં રાજ્યો થયાં-બીજાપુર, બીરાર, અહમદનગર, બેદર અને ગોવલકોન્ડા-ત્યારે ગામડાંઓ અને મહાલોના મ્હેસુલ સંબંધી હિસાબો પરદેશી ફાર્સી કે ઉર્દુ ભાષાને બદલે ગુજરાતીમાં રખાતા હતા. ૫ મું. બીજી એક રીતે દખણમાં મુસલમાની રાજ ઉપર હિંદુસ્તાની અસર પહોંચી. દિલ્હીના બાદશાહ મહમદ તઘલખ સામું ૧૩૪૭ માં બળવો થયો તે જો કે મુસલમાની ઉમરાવોનું કાવતરું હતું તોપણ તૈલંગ અને વિજયનગરના હિંદુ રાજાઓ બળવાખોરો સાથે મળી ગયા તે ખાસ કારણને લીધે તેમાં ફત્તેહ મળી. તૈલંગનું હિંદુરાજ ત્યાર પછી બ્રાહ્મણી રાજાઓએ ઉથલું વાળ્યું પણ વિજયનગરનું રાજ લગભગ બે સૈકા સુધી મજબુત સત્તા તરીકે ચાલુ રહ્યું અને આખરે પાંચ મુસલમાન રાજકર્તાઓના સંપથી ૧૫૬૪ ની સાલમાં ટાલીકોટની લડાઈમાં તે જીતાયું. આ હિંદુસત્તા આ પ્રમાણે લડાઈ તેમ જ સલાહ બન્ને વખતે મુસલમાની રાજકર્તાઓની ચડતી પડતી ઉપર ઘણી જ અસર કરતી, અને કોઈ કોઈ પ્રસંગે તો એજ સત્તાનું પ્રાબલ્ય એટલે અંશે હતું કે ગોવલકોંડા અને અહમદનગરનાં જોડાઈ ગયેલાં લશ્કરો તેની સામુ ટકી શકતાં નહીં. ત્રીજા બ્રાહ્મણ રાજાને અહમદનગરના રાજા સાથે કરાર કરવાની ફરજ પાડી અને તેથી નીમેલે સ્થળે યુદ્ધ થઇ રહ્યા પછી હથીઆર વગરના લોકોની અવિચારી કતલ થતી બન્ને બાજુએ અટકી, અને શરતનો જરા પણ ભંગ કર્યા વગર આ અટકાવ એક સો વરસ સુધી ચાલુ રહ્યો. ૬ ઠું હિંદુ અને મુસલમાનો જે જુલમને માટે ઉત્તર હિંદુસ્તાનમાં તેમનું રાજ જાણીતું થયું છે તેવું કશું અહીં ભાગ્યે જ જોવામાં આવતું, અને હિંદુ અને પરદેશી લોકોની જીતના પરિણામ તરીકે જે ખિન્નતા તેમને બીજે ઠેકાણે લાગતી તે કદી અહીંઆં તેઓ અનુભવતા નહીં. મુસલમાન લશ્કરો જ્યારે પોતાના માલિકોથી અસંતોષ પામ્યાં ત્યારે વિજયન-

ગની નોકરીમાં દાખલ થયાં અને મરાઠી સીલેદારો અને બાનગીરો પ્રથમ સહાયકર્ત્તા તરીકે છૂટથી તેમા દાખલ થયા અને પાછળથી યુદ્ધમા ઉતરેના લશ્કરોમા જ્યા જ્યા તેઓ દાખલ થતા ત્યા ત્યા સર્વોપરી ભાગ તેઓજ બજાવતા બીજા બ્રાહ્મણી રાજાની બમે મીલેદારોની એક અંગરક્ષક ટૂકડી હતી શસ્ત્રવિદ્યાના આ શિક્ષણને લીધે, કેળવણી, સત્તા અને દોલતનો વધારો થયો એજ સોળમા સૈકામા આપણે ઘાટગેઓ, ઘોરપડીઓ જાદવો અને નીમ્બાલકરો, મોરેઓ અને સિન્દેઓ, ડાફલેઓ અને માનેઓ, દશ કે વીસ હજાર ઘોડેસ્વારોના ઉપરી સરદારો તરીકે અને ભાગ પડતી જાગીરોના ભોગવનાર જોઈએ છીએ પરદેશી બાહુતી સીપાઈઓ—જેના કે, તુર્કો, હબસીઓ, એબીસીનીઅનો અને મુગલો—ઉપયોગી થવાને બદલે સામા બોજા રૂપ થઈ પડ્યા અને ધીમે ધીમે દેશના બારગીરો અને સીલેદાર લશ્કરો મુખ્યત્વે કરીને ભરોસાદાર ગણાવા લાગ્યા ૭ મુ. એજ દિશાએ બીજી એક અમલ પ્રવૃત્તિમા આવી હતી દખણના મુસલમાન રાજકર્ત્તાઓ હિંદુ સ્ત્રીઓને પોતાના જનાનખાનામા દાખલ કરતા બ્રાહ્મણી વંશનો આઠમો રાજા વિજયનગરના કુટુંબ સાથે સગપણમા જોડાયો અને નવમો ખાનદેશના રાજાની પુત્રીને પરણ્યો. વિજાપુરનો પહેલો રાજા યુસફ આદીલશાહ મુકુન્દરાવ નામના બ્રાહ્મણની બહેનને પરણ્યો અને આ બાઈ તેની પટરાણી થઈ અને બુબુજી ખાનમના નામથી ઓળખાવા લાગી, અને તેના છોકરા, યુસફના મરણ પછી, ગાદીએ આવ્યા બેદરમા બરીદ-વંશના પહેલા રાજકર્ત્તાએ પોતાના છોકરાને સાબાજી મરાઠા બ્રાહ્મણ રાજાઓની નોકરીમા ખ્યાતી પામેલો ઉમરાવ હતો, તેની છોકરી સાથે પરણાવ્યો ૮ મુ વટલેના હિંદુઓ થકી ઉપજતી અસર પણ આ જ પંક્તિમા મૂકવી જોઈએ બીરારમા પાર્ગીના જે વટલેના કુલકરણી બ્રાહ્મણનું કુટુંબ વિજય નગરના રાજાઓની નોકરીમા દાખલ થયુ તેનો દીકરો અહમદનગરનો પહેલો રાજા હતો. બ્રાહ્મણોની અટક ભૈરવ બદલાઈને આ રાજાઓની ઓળખાણ આપતી અટક 'બેરી" થઈ અને તેઓએ એવી નિમકહલાલીથી પોતાનું

મૂળ યાદ રાખ્યું કે બીજાપુરના રાજકર્તાઓ સાથે લાંબો કજીઓ કરીને પાછી જીત્યું અને કુલકરણી બ્રાહ્મણને કેદ પકડાયલો અને વટલી ગયેલો છોકરો હતો. એ જ પ્રમાણે બરીદવંશના પહેલા બેદર રાજાને તેનું મરેઠી લસ્કર એટલું વ્હાલું હતું કે ચારગે મરાઠાઓ મુસલમાનો થયા અને તેના ઘણા જ વિશ્વાસુ સિપાઈ થઈ પડયા. ૯ મું. આ અસરોનું પ્રાબલ્ય એટલે દરજ્જે હતું કે મુસલમાન રાજાઓ પોતાનું દુરાગ્રહી અને ધર્માંધ ઘાતકીપણું દબાણમાં જાળવી શકે એ અશક્ય હતું અને જો કે મારફાડના ધડાકા વારંવાર થતા તો પણ એકંદર રીતે આ મુસલમાન રાજાઓ પોતાની હિંદુ રૈયત ઉપર મોટું ઔદાર્ય બતાવતા, અને ધીમે ધીમે દીવાની અને લસ્કરી બન્ને સત્તા હિંદુઓના હાથમાં આવી. પરિણામ એ થયું કે હિંદુ મંદિરોના નિભાવ અર્થે મુસલમાન રાજાઓ જમીન ઈનામમાં આપતા અને હિંદુ વૈદોને ઈસ્પીતાલમાં રાખતા અને કેટલેક ઠેકાણે તો બ્રાહ્મણ ન્યાતોને ઉત્તેજન અર્થે બક્ષિશો આપવામાં આવતી. સોળમા સૈકાની આશરે અધવચમાં ગોવલકોંડામાં મુરારરાવ નામનો એક મુખ્ય પ્રધાન હતો અને તે જ પ્રમાણે ગોવલકોંડાના છેલ્લા રાજકર્તાના વખતમાં મદન પણ્ડિત નામનો એક પ્રધાન હતો અને તેણે મુગલોની સામે શિવાજી અને ગોવલકોંડાના રાજાઓની સલાહ કરાવી. ગોવલકોંડામાં રાજરાયનું કુટુંબ પણ ઘણું જ મહત્ત્વવાળું હતું. દેશના ભાગોની ઉપજ વસુલ કરવામાં દેશપાણ્ડે બ્રાહ્મણો, મરાઠા દેશમુખો અથવા તો દેશાઈઓને નીમવામાં આવતા અને દાદોપન્ત, નરસો કાલે, અને યસુ પણ્ડિતનાં નામ, મહેસુલી વ્યવસ્થામાં જે મહાન્ સુધારા તેમણે વિજાપુરમાં દાખલ કર્યા, તેને માટે પ્રખ્યાત છે. ગુજરાત અને માળવાની કચેરીઓમાં એલચી તરીકે અહમદનગરના રાજાઓ બ્રાહ્મણ વકીલોને રાખતા હતા અને પહેલા બુરાનશાહના વખતમાં અહમદનગરમાં પેશ્વાના એક બ્રાહ્મણ પ્રધાન કમલસેનના હાથમાં મુખ્ય સત્તા હતી. આશરે તે જ અરસામાં વિજાપુર રાજમાં યસુ પણ્ડિત પણ મુસ્તફા થયો હતો. બે બ્રાહ્મણ ભાઈઓ અકન્ના અને મદન્નાને પણ તે જ પ્રમાણે ગોવલકોંડામાં મોટી પદીએ ચઢાવવામાં આવ્યા

હતા, અને તેમની નોકરી એટલી તો કમતી ગણવામા આવતી કે મુગલ હુમલો કરનારાઓ જ્યારે વિજાપુરના નાજાને કનડતા ત્યારે તેઓ પણ તેમની સલાહ લેતા ૧૦ મું લશ્કરી ખાતામા હિંદુઓનુ ઉપરીપણું, જેમ જેમ વર્ષો વીતતા ગયા તેમ તેમ આપોઆપ વધારે પ્રગટ નીકળ્યુ. બ્રાહ્મણ રાજાઓએ પહેલા મરાઠા મનસુબદાર તરીકે રાખેના કામરાજ઼ે ઘાઝી અને હગનાયકના નામ ફિરસ્તા નામના ઇતિહાસકર્તાએ નોંધેના છે

બીજા બ્રાહ્મણ રાજાની બન્ને શીનેદારોની એક લશ્કરી ટૂકડી હતી ગોવળકોડા, બીર ૧, અને વિજયનગરના દરબારમા સોળમા સૈકાની પ્રથમની પચ્ચીશીમા પ્રખ્યાત વાગોજી જગદેવનાવ નાયકે ઘણોજ આગળ પડતો ભાગ બજાવ્યો હતો. તે રાજાઓને ગાદીએ બેસાડતો અને ઉઠાડી મૂકતો કર્ણો ટકમા સઘળા નાયકવાડી હિંદુ લશ્કર તેના તાબામા હતા અને માત્ર નામ થી જ નહીં પણ બીજી બધી રીતે રાજા બનતો મત્તરમા સૈકાની શરૂઆતમા જ પ્રખ્યાત નારાયણરાવ જગદેવે વિજાપુરના ગજાઓની નોકરી ઘણી ર્કિર્ત્તિ સાથે બજાવી હતી મુગલોના હુમલા તેણે પાછા હઠાવ્યા અને વિજાપુર અને અહમદનગરની સત્તાના તે અને શાહાજી ભોસલે અનુક્રમે મુખ્ય સ્તભ રૂપે હતા જે કાવાદાવાને લીધે પુરતાની પડતી થઈ તેમા ત્રણ બીજા મરેઠાઓ (૧) પહેલો બ્રાહ્મણ રાનોપન્ત, (૨) બીજો ભોસલે મરદાર અને (૩) ત્રીજો ઘાડગી, એ ત્રણ મોખરે હતા મુરાન્તાવના હાથ તળે કોકણની લડાઈઓમા ચદ્રરાવમોરે અને રાનરાવની ખ્યાતિ થઈ તે જ પ્રમાણે આ સમયમા મહમ્વાડના માનેઓ, વાડીના સાવન્તો અને ડાફલેઓ અને છેવટે ઘોરપડેઓ મોગી સત્તાએ ચઢ્યા શિવાજીનો જન્મ થયો અથવા તો શિવાજીનો બાપ માલોજીને કઈ કીર્તિ પ્રાપ્ત થઈ તે પહેલા લાંબો વખત અગાઉ સત્તા અને પ્રતિષ્ઠા સપાદન કરેના આઠ મરેઠી કુટુબના નાગ મી ગ્રાન્ટડફ વર્ણવે છે તે કુટુબોમા ઘણુ જ બળવાન કુટુબ બીરારમા આવેના ગીન્દખેડના મધનતુ હતું અને તેમનો સબધ અરનાકરીને જીતેના દેવગીરી

જાગ્નો સાથે ધાવામાં આવતો હતો. લાખોજી જાદવ એવો મહત્ત્વવાળો માણસ હતો કે જ્યારે મોગલ બાદશાહોએ દક્ષિણ ઉપર પ્રથમ હલ્લો કર્યો ત્યારે તેની મદદ તેમણે માગી હતી. ફલ્ટનના નીમ્બાળકરો પણ તે જ પ્રમાણે પ્રખ્યાત થયા. માનવડીનો ઘાડગે ઝુંજારરાવ વિજાપુરની નોકરીમાં મહાન્ પ્રતિષ્ઠિત કુટુંબમાનો હતો. મોરેઓ, શિરકેઓ અને કોણુ, ધાર માથાના મહાદિક અને ગુજરો અને નીચના માવનના મોહીતેઓ મોટા સરદારો હતા, અને તેમાના કેટલાક દશથી વીશ હજાર ઘોડેસ્વારોના ઉપરી હતા જે બે મરાઠા કુટુંબો સત્તરમા સૈકાની શરૂઆતમાં જાગ્યાં અને નીમ્બાળકરોની સાથે જોડાઈને પ્રસિદ્ધિમાં આવ્યાં તેમાનું એક ભોંસલેનું કુટુંબ હતું. શહાજીની મા જાધવોની દીકરી હતી અને શહાજીની સ્ત્રી નીમ્બાળકરની દીકરી હતી તે કુટુંબનો મૂળ પુરુષ માલોજી ભોંસલે હતો અને તેના દીકરા શાહાજીને મોટી ઉંચી પાયરી મળી શાહાજી ખરેખર ધારે તેને ગાદીપર લાવનાર હતો અને અહમદનગર બીજીવાર જીતાયા પછી મોગલોની સાથે અહમદનગરના નીઝામશાહી રાજાઓ તરફથી તેણે લડાઈ ચાલુ રાખી આમ રે સત્તરમા સૈકાની શરૂઆતમાં ઉપર વર્ણવેલી અસરો અને કારણોને લીધે ગોવલકોંડા, વિજાપુર, નગર અને બેદરના નામના મુસલમાનોના રાજ્યોમાં, ખરૂં જોતાં, દીવાની અને લશ્કરી બંને ખાતાઓમાં મરાઠા [illegible] મરાઠી લડૈયાઓના તાબામાં હતા, અને ઘાટની પાસે ટેકરીઆળા કિલ્લા અને તેની આસપાસનો મુલક જે મરાઠા જાગીરદારો આ મુસલમાન રાજાઓના નામનાજ તાબેદાર હતા, તેમના હાથમાં હતા. પ્રજાકીય સત્તાની આ ધીમી રીત સહાદ્રિથી દાખલ થતી હતી ત્યારે નર્મદા અને તાપી નદીની દક્ષિણ સુધી ફરીથી મુસલમાન સત્તા ફેલાવવાનો અકબરથી ઔરંગ ઝેબ સુધીના દિલ્હીના પાદશાહોના પ્રયત્નોની નવી ધમકીએ દેશને ચોંકાવ્યો જો તેમાં ફતેહ મળી હોત તો જે બીજા ત્રણસે વર્ષમાં હિંદુઓએ પહેલી જીત પછી પોતાની સ્વતંત્રતા પાછી સ્થાપિત કરી હતી તેટલી મુદત સુધી એ દેશ પછાત પડત આ નવો તાપ ઘણો વધારે વિકરાળ હતો, કારણ કે દિલ્હી સલતનતના

સાળાસાધનો વડે તો ટેકો મળ્યો હતો આ ભય દખણના મુસલમાન રાજકર્તાઓને તેમજ તેમના મરાઠા ઉમરાવોને એક સરખી રીતે ઉગ્ર લાગ્યો મરેઠાઓમાં નોખાપણાના વગરને લીધે યુદ્ધ મેદાનમાં મોગલોની સામે થવાને તેઓ અશક્ત થયા અને આવી હકીકતો લીધે મરેઠી લશ્કરની લાક્ષણિક કુનેહ પ્રમાણે લડાઈ વખતે સતાકુકડીના નિયમ વગ ના યુદ્ધની જે રીત તે ઓએ પકડી હતી તે આ વખતે અનિવાર્ય હતી મુસલમાની હુમલાનો પહેલો આંચકો તેમણે ખમ્યો અને વટાવી દીધો અને છેલ્લા વરસે વ મ દરમ્યાન દેશ પોતાનું પ્રથમનું કૌવત ટકાવી રાખવાને સારી રીતે શક્તિમાન્ છે એમ સાબિત થયું શિકાર દાનમાં આવે ત્યાં સુધી થોભવાની અને મોજશોખ વડે મુસલમાન રાજકર્તાઓ શક્તિહીન થઇ જવા દેવાની જૂની પદ્ધતિથી ધારેલી મતલબ પાર પડત નહી નવી ધારતીમા નવી કળાઓની જરૂર હતી અને બવી કળાઓ ઉ ા ત રો જુસ્સો સ્વાર્થી સામાન્ય લાગણી અને ધાર્મિક જુસ્સામાથી જન્મ પામેલો સામાન્ય દેશાભિમાન-એ જરૂરના હતા સામાન્ય હેતુથી સચેતન થઇને અને દેશ પ્રત્યે સામાન્ય ભક્તિથી પવિત્ર બનીને મરેઠા સરદારોની વીખરાઈ ગયેલી સત્તાને એક સપી મ ળમા ત્તે ાઈ જવુ પાયુ હર્ક શિવાજીનો મહાન્ ગુણ એ હતો કે તેણે આ ભય પારખી લીધો, નોખાપણનું વલણ દબાવુમા નાખ્યુ, સામાન્ય લશ્કરોને સામાન્ય ધર્મને નમે એકઠા કર્યા અને આ પ્રમાણે તે જમાનાને અનુસરતી શક્તિ પોતાનામા છે એમ તેણે બતાવી આપ્યુ એટલુ જ નહીં પણ મરેઠાઓ એકત્ર બની પ્રવૃત્ત થાય અને તેમનુ ચૈતન્ય ઉશ્કેરાય તો ખરો ખ્યાલ તેનો હતો તે પણ બતાવી આપ્યુ, અને આ બબતની મોટામા મોટી અગત્યતા હતી અને તે મોગામા મોટો હેતુ હતો તેણે મરેઠી સત્તા ઉત્પન્ન કરી નહીં એ મતા ત્તે કે આખા મુલકમા નાના નાના સ્થળે વીખરાયલી હતી તોપણ કયાની ઉત્પન્ન થયેલી હતી સામાન્ય ધારાની સામે તેનું વલણ કરીને વધારે ઉચા હેતુ માટે તેને જોડી દેવાનો તેણે પ્રયત્ન કર્યો આ તેનો મુખ્ય ગુણ અને દેશ પ્રત્યે તેની મુખ્ય સેવા હતી અને તેનુ

નામ મરેઠાઓએ આભાર સાથે યાદ રાખવું જોઈએ. લોકો તેને પોતાનો ઈશ્વર પ્રબોધિત સરદાર માનતા તે કંઇ ફોકટ નહોતું. તેને પોતાને ઈશ્વરપ્રેરણા થતી અને તે માત્ર એક જ પેઢીમા નહીં પણ તેના પછી પેઢી દર પેઢીમાં પોતાની આસપાસનાઓમાં તેણે દાખલ કરી અને આખરે એકદમ મોટે ગોટે સ્થળે અથવા તો ભરતખંડના સઘળા ભાગોમાં જ્યાં જ્યાં મરેઠાઓએ છાવણી કરી હતી ત્યાં ત્યાં દેશમાં હિંદુ સત્તા પાછી સ્થાપન કરવાને વિચાર થયો. આ પ્રમાણે કંઈક કુદરતની મદદથી, કંઈક દેશના અસલ ઇતિહાસ ઉપરથી, કંઈક ધર્મની જાગૃતીથી પણ મુખ્યત્વે કરીને ત્રણસેં વર્ષ સુધી મુસલમાની રાજમાં હથીઆર વાપરવાની જે લાંબા વખત સુધી કવાયત મળી હતી તેથી જમીન ખેડાઈને તૈયાર થઈ.

---

## પ્રકરણ ૩ જું.

---

## બી કેવી રીતે વવાયું.

---

દખણમાં સત્તરમી સદીની પહેલી પચીસીમાં માણસોના મનમાં અપેક્ષા અને ઉત્સુકતાએ ઘર કર્યું હતું, અને ગયા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ત્રણ સૈકા સુધી જે જમીન ખેડાઇને તૈયાર થઈ હતી તેમાં બી વવાયું હતું. મરાઠા એકસંપી રાજ્યનો સ્થાપનાર શિવાજી જ્યારે શિવનેરમાં જન્મ્યો ત્યારે રાજદ્વારી સ્થિતિનાં લક્ષણ કેવી રીતનાં હતાં તેનું વર્ણન ઉપયોગી થઈ પડે એમ ધારી શકાય. નિઝામશાહી વંશનું અહમદનગરનું રાજ્ય નાબુદ થયું હતું. સન ૧૫૯૯ માં ચાંદબીબીએ શહેરના રક્ષણ અર્થે મહા ગીરા લડી પોતાની નામના કરી અને મોગલોને પોતાનું લશ્કર પાછું

સઘળાં સાધનો વડે તેને ટેકો મળ્યો હતો. આ ભય દખ્ખણના મુસલમાન રાજકર્તાઓને તેમજ તેમના મરાઠા ઉમરાવોને એક સરખી રીતે ઉગ્ર લાગ્યો મરેઠાઓમાં નોખાપણાના વળગણને લીધે ખુલ્લા મેદાનમાં મોગલોની સામે થવાને તેઓ અશક્ત થયા અને આવી હકીકતને લીધે મરેઠી લશ્કરની લાક્ષણિક કુનેહ પ્રમાણે લડાઈ વખતે સંતાકુકડીના નિયમ વગરના યુદ્ધની જે રીત તેઓએ પકડી હતી તે આ વખતે અનિવાર્ય હતી. મુસલમાની હુમલાનો પહેલો આંચકો તેમણે ખમ્યો અને વટાવી દીધો અને છેલ્લાં ત્રણસે વરસ દરમ્યાન દેશ પોતાનું પ્રથમનું કૌવત ટકવી નાખવાને સારી રીતે શક્તિમાન્ છે એમ સાબિત થયું. શિકાર દાવમાં આવે ત્યાં સુધી થોભવાની અને મોજશોખ વડે મુસલમાન રાજકર્તાઓને શક્તિહીન થઇ જવા દેવાની જૂની પદ્ધતિથી ધારેલી મતલબ પાર પડત નહીં. નવી ધારતીમાં નવી કળાઓની જરૂર હતી અને બધી કળાઓ ઉપરાંત નવો જુસ્સો, સ્વાર્થની સામાન્ય લાગણી અને ધાર્મિક જુસ્સામાંથી જન્મ પામેલો સામાન્ય દેશાભિમાન—એ જરૂરનાં હતાં. સામાન્ય હેતુથી સચેતન થઇને અને દેશ પ્રત્યે સામાન્ય ભક્તિથી પવિત્ર બનીને મરેઠા સરદારોની વીખરાઈ ગયેલી સત્તાને એક સપી મંડળમાં જોડાઈ જવું પડયું હતું. શિવાજીનો મહાન્ ગુણ એ હતો કે તેણે આ ભય પારખી કાઢયો, નોખાપણનું વળણ દબાણમાં રાખ્યું, સામાન્ય લશ્કરોને સામાન્ય ધર્મને નામે એકઠાં કર્યાં, અને આ પ્રમાણે તે જમાનાને અનુસરતી શક્તિ પોતાનામાં છે એમ તેણે બતાવી આપ્યું, એટલું જ નહીં પણ મરેઠાઓ એકત્ર બની પ્રવૃત્ત થાય અને તેમનું ચૈતન્ય ઉશ્કેરાય તેનો ખરો ખ્યાલ તેને હતો તે પણ બતાવી આપ્યું. અને આ બાબતની મોટામાં મોટી અગત્યતા હતી અને તે મોટામાં મોટો હેતુ હતો. તેણે મરેઠી સત્તા ઉત્પન્ન કરી નહીં. એ સત્તા જો કે આખા મુલકમાં નાનાં નાનાં સ્થળે વીખરાયલી હતી તોપણ કયારની ઉત્પન્ન થયેલી હતી સામાન્ય ધાગની સામે તેનું વલણ કરીને વધારે ઉંચા હેતુ માટે તેને જોડી દેવાનો તેણે પ્રયત્ન કર્યો. આ તેનો મુખ્ય ગુણ અને દેશ પ્રત્યે તેની મુખ્ય સેવા હતી અને તેનું

નામ મરેઠાઓએ આભાર સાથે યાદ રાખવું જોઈએ. લોકો તેને પોતાનો ઈશ્વર પ્રબોધિત સરદાર માનતા તે કંઇ ફોકટ નહોતું. તેને પોતાને ઈશ્વરપ્રેરણા થતી અને તે માત્ર એક જ પેઢીમાં નહીં પણ તેના પછી પેઢી દર પેઢીમાં પોતાની આસપાસનાઓમાં તેણે દાખલ કરી અને આખરે એકદમ મોટે મોટે સ્થળે અથવા તો ભરતખંડના સઘળા ભાગોમાં જ્યાં જ્યાં મરેઠાઓએ છાવણી કરી હતી ત્યાં ત્યાં દેશમાં હિંદુ સત્તા પાછી સ્થાપન કરવાનો વિચાર થયો. આ પ્રમાણે કંઈક કુદરતની મદદથી, કંઈક દેશના અસલ ઇતિહાસ ઉપરથી, કંઈક ધર્મની જાગૃતીથી પણ મુખ્યત્વે કરીને ત્રણસેં વર્ષ સુધી મુસલમાની રાજ્યમાં હથીઆર વાપરવાની જે લાંબા વખત સુધી કવાયત મળી હતી તેથી જમીન ખેડાઈને તૈયાર થઈ.



## પ્રકરણ ૩ જું.



### બી કેવી રીતે વવાયું.



દક્ષણમાં સત્તરમી સદીની પહેલી પચીસીમાં માણસોના મનમાં અપેક્ષા અને ઉત્સુકતાએ ઘર કર્યું હતું, અને ગયા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ત્રણ સૈકા સુધી જે જમીન ખેડાઇને તૈયાર થઈ હતી તેમાં બી વવાયું હતું. મરાઠા એકસંપી રાજ્યનો સ્થાપનાર શિવાજી જ્યારે શિવનેરમાં જન્મ્યો ત્યારે રાજદારી સ્થિતિનાં લક્ષણ કેવી રીતનાં હતાં તેનું વર્ણન ઉપયોગી થઈ પડે એમ ધારી શકાય. નિઝામશાહી વંશનું અહમદનગરનું રાજ્ય નાબુદ થયું હતું. સન ૧૫૯૬ માં ચાંદબીબીએ શહેરના રક્ષણ અર્થે મહા બહાદુરીથી લડી પોતાની નામના કરી અને મોગલોને પોતાનું લશ્કર પાછું

લઈ જવુ પડયું હતુ પણ થોડા જ વખતમા માહોમાહેના બખેડાઓએ ફરી પ્રાબલ્ય પકડયું અને તેથી ૧૫૯૯ મા ચાદબીબીનુ ખૂન થયું અને મુગલાએ કિલ્લો છતી લીધો અને પાદશાહને કેદી તરીકે બુરહાનપુર લઇ જવામા આવ્યો. પરંતુ એ વંશના અનુયાયીઓ લડાઈ કર્યા વિના તાબે થયા નહોતા. સત્તાનુ સ્થાનક દક્ષિણે પ્રથમ પરંદા તરફ અને પછી જુન્નાર ખસેડવામા આવ્યું, અને જૂના નિજામશાહી ઓલાદમાથી ઉતરેલા કોઈ શખ્સને ગાદી ઉપર બેસાડવામા આવ્યો હતો અને તેને નામે મલેકંબર રાજ્ય ચલાવતો હતો તેણે દખણના લશ્કરોની સરદારી લઈ અહમદનગર લીધુ અને વીશ વરસ સુધી મોગલો તથા તેના સહાયકની વિજાપુરના આદિલશાહી રાજાઓને તેણે હફાવ્યા.

મલેકંબરે મોગલોની જોડે જે દીર્ઘ તથા દારૂણ યુદ્ધ ચલાવ્યુ તેમા શિવાજીનો બાપ શાહજી, ફલ્ટનના નિબાલકર નાયકો અને મહાન્ લાખોજી જાદવરાઓ અહમદનગરના રાજાઓની સફમા લડયા, અને ઇ. સ. ૧૬૨૦ મા પરાજય પામ્યા, પરંતુ મરાઠા સિપાઈઓ અને સરદારો શૌર્યપણે લડયા હતા જાદવરાઓ મોગલોની પક્ષમા ગયો અને તેમને સન ૧૬૨૧ મા તેને બે હજાર પાયદળ તથા પંદર હજાર સવારોની સરદારી આપી આથી થયુ એમ કે જે નવા રાજકર્તાને મલેકંબરે વીસ વર્ષ ઉપર સ્થાપ્યો હતો તેને શરણ કરવાની તેને ફરજ પડી આ મોટો ફટકો લાગ્યા પછી પણ તેણે ફરીથી પોતાનું લશ્કર એકઠું કર્યુ, પણ ૧૬૨૬ મા તેનુ અકાળ મૃત્યુ થવાથી જે એક જ નર દેશનુ સામા શત્રુનું સામર્થ્ય જમાવી તેમને જય સાથે રોકી શકે તેવો હતો તે દૂર થયો. શાહજી ભોસલેએ પણ એક વખત આશા રહિત નિજામશાહી રાજ્યકર્તાની જોડેનો સમઘ તોડયો હતો અને તેને મોગલ શહેનશાહ તરફથી ૫૦૦૦ સ્વારોની સરદારી મળી હતી સન ૧૬૩૧ માં નિજામને તેના પ્રધાન મલેકંબરના દીકરાએ મારી નાખ્યો હતો જે વખતે મોગલો આશા રહિત જણાતો હતો તેને અગ્રીને વખતે

શાહાજી ભોંસલે પોતાના જૂના માલિકોને મદદ કરવા ફરીથી આવી લાગ્યો, અને નિઝામશાહી ગાદી ઉપર એક વારસના નામની આણ ફેરવી. તેણે પોતાની સત્તા કોકણ ઉપર અને નીરા નદીથી લઈને ચાદોરની ટેકરીઓ સુધીના દેશ ઉપર સ્થાપિત કરી. શાહાજીને ઠેરઠેર ખમેડવા માટે મોગલ શહેનશાહને ૧૬૦૦૦ માણસનું લશ્કર મોકલવું પડયું. આ ઝગડો ચાર વરસ સુધી ( ૧૬૩૨ થી ૧૬૩૬ સુધી ) ચાલ્યો; પણ શાહજહાનનું લશ્કર એટલું તો જબરૂં હતું કે અંતે શાહજીને શરણે થવું પડયું. શહેનશાહની રજા લઈ સન ૧૬૩૭ માં તે વિજાપુરના રાજાઓની નોકરીમાં જોડાયો. આવી રીતે છતાયલા અહમદનગરના રાજ્યોમાંથી ઔરંગાબાદનો નવો સુબો બન્યો અને તેમાં નાશિક તથા ખાનદેશના કેટલાક ભાગ—બિરારના આખા પ્રાંતનો અને તેની સાથે ઉત્તર કોકણના એક ભાગનો સમાવેશ થયો. બાકીના રાજ્યો અને તેમાં પણ ખાસ કરીને ભીમા તથા નિગ વચ્ચેનો પ્રદેશ વિજાપુરના રાજાઓને ફાળે આવ્યો. મોગલો હવે વિજાપુરના જે આદિલશાહી રાજ્યકર્તાઓએ તેમને અહમદનગરનો નાશ કરવામાં મદદગાર થયા હતા તેમની સામે લડવાને સજ્જ થયા. એ બે સરકારો વચ્ચે પહેલું યથાવિધિ તહનામું સન ૧૬૦૧ માં થયું હતું, અને મિત્રતાની ગાંઠ લગ્નસંબંધથી મજબુત થઈ હતી; પણ એ તો માત્ર તાત્કાલિક નડતરો હતી. વિજાપુરનો સૌથી બળવાન રાજા ઇબ્રાહિમ આદીલશાહ સન ૧૨૬૬ માં મરણ પામ્યો અને તેના પછી ગાદીએ આવનાર મહમદ આદિલશાહને મોગલના લશ્કર સામે પોતાના શહેરનો બચાવ કરવો પડયો હતો, અને ફરી ૧૬૩૬માં પણ મોગલોની જોડે સલાહ કરવાની તેને જરૂર પડી હતી. દિલ્હીના શહેનશાહને ખંડણીદાખલ વીશ લાખ રૂપિયા આપવા અને નિઝામશાહી રાજાઓના આશ્રીન હિતને હજુ સુધી વળગી રહેનાર શાહાજીને શરણ કરવાનું તેણે કબુલ કર્યું. શાહાજી થોડા વખતપછી બીજાપુરની નોકરીમાં દાખલ થયો અને તેને કર્ણાટક મોકલવામાં આવ્યો ત્યાં તેણે જીત મેળવી, પોતાના એક પુત્ર માટે કાવેરીની ખીણમાં એક રાજ્ય ઉભું કર્યું. બિરાર અને બેદરની

મુસલમાની જાગીરો છિન્નભિન્ન થઈ ગઈ હતી અને તેના ઘણાખરા બીજાપુર તથા અહમદનગરના રાજ્યોમા શામિલ થયા હતા. માત્ર ગોવળકોંડા સ્વતંત્ર રહ્યુ હતુ તે પણ આ વખતે શાહજાહાને ખંડણી આપવાનું કબૂલ કર્યાથી બચવા પામ્યુ હતુ. મોગલોએ તેના ઉપર એટલી ભારે ખંડણી નાખી કે તે રાજ્યકર્તા આપવાને તદ્દન અશક્ત હતો છતા નછૂટકે તેને આધિન થવુ પડ્યું હતું, કેમકે શાહજહાના દીકરા ઔરંગઝેબે તેની રાજધાની હૈદ્રાબાદ, છાપો મારી લઇ લીધી હતી અને પોતે ગોવળકોંડાના કિલ્લામા સપડાઈ ગયો હતો.

વળી પોર્ટુગીઝ સરકાર કે જે સોળમી સદીમા મહા બળિષ્ટ હતી તે આ વખતે થાકીને શક્તિહીન થઈ ગઈ હતી, અને કોંકણકાંઠાના બંદરો ઉપર જેમતેમ પોતાનુ રક્ષણ કરી રહી હતી, અને બીજી ગમ અંગ્રેજી કંપનીએ સુરતમા તાજી કોઠી દાટેલી હતી પણ તે રાજ્યદ્વારી અગત્યતા રહિત હતી

જે સમયમા શિવાજી જન્મ્યો અને બાલ્યાવસ્થામા હતો તે સમયમા સ્પષ્ટ દૃષ્ટિએ પડતો રાજકીય મામલો એવી રીતનો હતો કે દક્ષિણમા મોગલોનો પગપસારો વધ્યોજ જતો હતો. કાબુલથી માંડીને બંગાળાના ઉપસાગર સૂધી અને કાબૂલથી દક્ષિણના મધ્યભાગ સુધી જે શહેનશાહે પોતાની આટથી વિસ્તીર્ણ રાજ્ય મેળવ્યુ હતુ તે આટથી ધસી આવતા એક પ્રચંડ લશ્કરની સામે ટક્કર ઝીલવાને દક્ષણના રાજકર્તાઓ અશક્ત હતા અલાઉદ્દીન ૧૨૧૦ મા જે સ્થિતિમા ચઢાઈ લાવ્યો હતો તેજ સ્થિતિમા ત્રણસે વર્ષ પછી એના વેગથી આ ધસારો થયો કે સામા બળથી તેને વાળવાનું અસાધ્ય જણાયુ દેશની ઉપર જે ભયંકર તોફાન પ્રસરી રહ્યું હતુ તેને હિંદુઓ વશ થઈ ગયા હતા પરંતુ પરદેશી અફઘાન તથા તુર્કી માનિસની તાબેદારી કરવાની સખત કસોટી ઉપર મૂકાયલા હોવાથી તેઓ ડહાપણ શીખ્યા હતા વિદેશી વિજયની બારીક અણી તેમને પહોંચે નહીં એટલે

તફાવતે રાખવાને તેઓ શક્તિમાન્ થયા હતા, અને પરદેશીઓના વિકાળ-પણાને નરમ કરી નાંખવામાં તેઓ ફત્તેહમંદ થયા હતા. તેઓની દેશી ભાષા કચેરી દરબારની ભાષા તરીકે સ્થપાઈ હતી.

દેશની મહેસુલનો વહિવટ તમામ તેના હાથમાં હતો. તેમના લશ્કરી સરદારોએ રણક્ષેત્ર તેમજ મંત્રીસભામાં વિખ્યાતિ મેળવી હતી. મુરારાઓ અને શાહજી ભોંસલે સ્તંભરૂપ જેવા થઇ પડ્યા હતા. મદન પંડિત ગોલકોંડામાં સત્તા ધરાવતો હતો. પશ્ચિમઘાટ અને ટેકરીવાળા કિલ્લાઓ તેમજ માવળો તેમના પોતાના મોટા અમીરોના જ હાથમાં હતા. કૃષ્ણા નદીથી વારના નદીના મૂળ સુધીનો ઘાટગાઘાનો પ્રદેશ ચંદ્રારાઓ મોરેના કબજામાં હતો. દક્ષિણ કોકણ સાવંતોના હવાલામાં હતો. ફલટનમાં નિમ્બાલ-કરો સત્તાધીશો હતા અને ડાફલેઓ અને મોરેઓ પૂર્વ તરફના સતારામાં પ્રખ્યાત હતા. પુનાના માવળો ભોંસલેના હસ્તકમાં હતા અને તેમની જાગી-રો પૂર્વમાં છેક બારામતિ તથા ઇંદ્રાપુર સુધી ફેલાયલી હતી. એવી જ રીતે ઘોરપડેઓ, ઘાડગેઓ, મહાડીકો, મોહિતો, અને મસુરકરો મોટા અશ્વસે-નાના તેમ જ પાયદળના સરદાર હતા. ગોલકોંડા, બીજાપુર અને અહમદનગરના લશ્કરી માણસોનાં મુખ્ય ભાગ જે મરાઠાઓએ ઉત્તર તરફના મહાન્ શસ્ત્રધરોની સામે પોતાનું બળ અજમાવ્યું હતું તેમનો બનેલો હતો અને તેઓ વિશ્વાસને પાત્ર પણ હતા. કેટલે દરજ્જે તેમનું સામર્થ્ય તેમજ અ-સામર્થ્ય હતું તે તેઓ પિછાણી ચૂક્યા હતા. આવી રીતના સંજોગ હો-વાથી જ્યારે મોગલોની નવી ચઢાઈ દેશને ભય પમાડતી હતી ત્યારે ત્રણ સૈકા પહેલાં તેમના વડિલોને જે વિચાર સૂઝ્યા નહોતા તેવા નવા વિચારો ઘણાઓના મનમાં ઉદ્ભવે એ સ્વાભાવિક હતું. એ ત્રણ સૈકામાં તેમના ઉ-પર જે ત્રાસ વર્ત્યો હતો તેનું સ્મરણ ટકી રહેલું હતું તેથી વાજબી રીતે તેમણે ધાર્યું કે વિજયી મુસલમાનોને તેમનું સૂઝ્યું કરવા દઇશું તો તેઓ પોતાના ધર્મના જનુનવડે લોકોની ફરી તેવી દશા થાય એ તદ્દન સંભવિત હતું.

વળી એ વખતે લોકોમાં હિંદુઓનો ધાર્મિક જુસ્સો ફરી પ્રગટ થઈ રહ્યો હતો ગ્રેન્જીના સંગ્રહમાં ઈ સ ૧૪૪૯ નો એક હિંદુ હસ્તલેખ કર્નલ વિલ્કીએ જોયો અને તેમાં એક ભવિષ્યવાણી છે તે વિષે પોતાના મ્હૈસુર ઇતિહાસમાં તે કહે છે કે ભવિષ્યવાણીએ ધર્મ અને સદ્‌ગુણના નાશ સંબંધી તેમજ દેશના અમીરોએ જે માનભંગ સહન કર્યું તે સંબંધી વર્ણન આપી છેવટ તેણે એવી આશા બતાવી છે કે છુટકારાનો સમય આવતે આવશે, અને કુમારિકાઓ આનંદના ગીત ગાશે, અને આકાશ પુષ્પવૃષ્ટિ કરશે આ ભવિષ્યવાણી જે વખતે દક્ષિણ મહારાષ્ટ્રમાં લખાઈ તે વખતે શિવાજીનું નામ પુનામાં તેની જાગીરની બહાર પ્રસિદ્ધિમાં આવ્યું નહોતું, છતાં કર્નલ વિલ્કીસ ખાત્રીથી કહે છે કે એ છુટકારો રાજા શિવાજીને હાથે સો વર્ષ પછી થશે એમ સામાન્ય રીતે લોક માનતા હતા

મુસલમાન તવારીખ લખનારાઓ શિવાજીને ‘ગનીમ’ એટલે કે લૂટારો કહી લખે છે ત્યારે અસલી પુરાણોની રૂઢીએ દેશી ‘બખર[1]’ લખનારાઓ પૃથ્વી ગાયરૂપે આકાશ તરફ જઈ મદદ માગતી હોય અને આકાશવાણી એમ થતી હોય કે મુક્તિને માટે પરમેશ્વર નવો અવતાર ધારણ કરશે એવી નીતનું ચિત્ર આપે છે. વળી કેટલાક તો એ જ ઢબથી શિવાજીની વંશાવળી ઉપજાવી કાઢે છે કે તે તો ઉદેપુરના રાજાની ઓલાદનો છે શિવાજી જેમ નગરો નહોતો તેમજ તે ઈશ્વરી અવતાર કે વાણીજાયો નહોતો તે શાહજી અને જીજાઇનો દીકરો હતો તેથી ઊંચા ખાનદાનનો હતો એટલુંજ કહી શકાય છે કેમકે તેની મા લખોજી જાદવરાઓની પુત્રી હતી વળી તે ઊંચા કુળની જોડે સંબંધ ધરાવતો હતો, કારણ કે તેની સ્ત્રી પ્રખ્યાત જાદવરાઓ નામક નિબાળકરની દીકરી હતી જુવાન શિવાજીને કંઈ નોંધ કે વૃત્તાંત કીર્તિ આપી શકે તેના કરતાં આવા માબાપ ધરાવવા તેમાં વધારે કીર્તિ

1 બખર મરાઠી શબ્દ છે, એનો અર્થ નોંધ અથવા કાલક્રમવૃત્તાંત
[illegible]

રહેલી છે. જે જમાનામાં તે રહેતો હતો અને જે જાતિમાં તેણે જન્મ લીધો હતો તેની ઉત્કૃષ્ટ આશાઓ તેનામાં હતી અને તે વાતથી તે સારી પેઠે જાણીતો હતો એ એનું મોટું બળ હતું. આવા પુરુષો સંજોગ કે યોગ્ય સમય વિના જન્મ લેતા નથી, તેમજ જે દેશમાં લોકો તેની મુજબ પિછાણી તેની પડખે રહી નહીં શકે, તે દેશમાં પેદા થતા નથી.

જે જુસ્સાથી લોકો પ્રેરિત થઈ આશાવંત થયા હતા તે કાંઈ દુનિયાના ડહાપણનું કોઈ ગણત્રીનું પરિણામ નહોતું. આ ડહાપણ તો તેના બાપે જે શિક્ષકના હવાલામાં તેની કેળવણી સોંપી હતી તેનામાં હતું. તેનું લક્ષ ભૂતકાળ તરફ લાગેલું હતું પણ તેના હવાલામાં સોંપાયલા આ જવાનીઆનું દિલ તો ભવ્ય ભવિષ્યની આશાઓથી ઉભરાઇ જતું હતું. તેના પિતા શાહજી તથા દાદા જાદવરાઓમાં પણ એ ડહાપણ જોવામાં આવતું હતું. તેઓ વારંવાર પોતાના માલિક બદલતા હતા. અસ્ત પામતા સૂર્યને તજી તેઓ સદા ઉદય પામતા સૂર્યની પૂજા કરતા હતા. આ કરતાં વધારે ઉચ્ચ સપાટી ઉપર ચઢવા જેટલો આત્મવિશ્વાસ તેમનામાં નહોતો. શિવાજીની બાલ્યાવસ્થાનાં તમામ વૃત્તાતો ઉપરથી આ બાબત તો નક્કી થાય છે કે તે રામાયણ તથા મહાભારતના વીરરસ કાવ્યોના શ્રવણમાં નિમગ્ન થઇ જતો હતો. સાંભળવાની એને એવી લેહ લાગી હતી કે પ્રખ્યાતી પામેલા બોધકો જ્યારે આવતા ત્યારે કેટલાક માઇલ સુધી ચાલીને તે કથા કે કાવ્ય તેમના મુખથી શ્રવણ કરવાને જતો. શિવાજીનું મન ધાર્મિક વલણ ઉપર ઘડાયલું હતું અને તેની ભિન્ન ભિન્ન પ્રકારની કારકિર્દીમાં તે સદા એ જ ધોરણ ઉપર ચાલતો હતો. તેનો ડાહ્યો શિક્ષક તથા નજીકનાં સગાં જે જે બાબતો શક્ય ધારી શીખવતો તેના કરતાં તે આગળ પગલું હિમ્મત અને વિશ્વાસથી ભરતો; તોપણ આ ધાર્મિક મૂળનું પરિણામ હતું. શિવાજી મનમાં એમ સમજતો કે અમુક કામ બજાવવા હું સર્જિત થયેલો છું અને તેટલા માટે સ્વાર્થ અને મારી પોતાની 'ઉન્નતિનો વિચાર

આડે આવવો ન જોઈએ. આવી લાગણી ધાર્મિકજનુન વિના ઉદ્‌ભવતી નથી. અલબત પ્રારંભમાં પોતાના ઉત્સાહનુ બળ કેટલું હતુ તે પૂર્ણ રીતે તે સમજી શકયો નહોતો તેના પ્રથમનાં પરાક્રમોમા કેટલાક વાંકા ચુકાં કાર્યો તેને હાથે થવા પામ્યાં હતા, પણ પોતાને જે મહાન્ કાર્ય બજાવવાનુ હતું તેનું ભાન દહાડે દહાડે તેનામા વૃદ્ધિએ પામ્યું. એવુ નોંધનામાં આવ્યું છે કે ત્રણ જાણવા જોગ પ્રસંગે તેનો વિચાર એવો થયો હતો કે સંસારનો ત્યાગ કરવો, અને પોતાની તમામ મિલકત જાગીર આપી દેવી. બહુ મહેનતવડે તેના શિક્ષકો તથા કારભારીઓએ તેના જીવતરના કર્તવ્ય વિષે સમજાવી તેને તેમ કરતા ખાળ્યો. તેની તમામ કારકિર્દીમા જ્યારે જ્યારે એવો પ્રસગ આવતો કે ભુલ ભરેલું પગલું ભરવાથી તેની સર્વ આશાઓ ધૂળધાણી થઈ જાય ત્યારે ત્યારે તે પ્રાર્થનામા તલ્લીનથઈ જતો અને તે એટલે અંશે કે પોતે બેભાનીમાં આવી જતો; અને આવી હાલતમાં સ્વદ્વારા ઉચ્ચતર શક્તિ તરફથી કંઈ ધ્વનિદર્શક સંજ્ઞાની વાટ જેતો. આવી સ્થિતિમાં તે જે કાંઈ ઉચ્ચારતો તે ઉત્તર તેના કારભારીઓ લખી લેતા. આ વાણી ઔરંગઝેબની જોડે સધી કરવી ને દિલ્હી જવું, અને દુશ્મનના કેદી થઇ રહેવું અથવા એકલે હાથે અફ્‌જલખાનની જોડે પ્રાણઘાતક યુદ્ધમાં ઉતરવુ એવું જે કાંઇ સૂચવતી તે પ્રમાણે તે અમલ કરતો. આ સ્વાત્માર્પણ અને ધાર્મિક તન્મયતાની વાતો ઉપરથી સિદ્ધ થાય છે કે તેની હિલચાલો માત્ર ઊંડી રાજનીતિ કિંવા રાજ્યલોભમાથી જન્મ પામી નહોતી ઉક્ત પ્રેરણા સાધારણ અથવા બરાબર કહીએ તો અસાધારણ જનસ્વભાવના ઉચ્ચતર અંશમાથી વિકાસ પામી હતી.

હિંદના ઇતિહાસના વિદેશી લખનારાઓ શિવાજીના ચરિત્રનું આ ખાસ લક્ષણ સમજી શકયા નથી. તેના સાહસિકપણા તથા શૌર્યના કરતાં આ લક્ષણ વડે તે વધારે યોગ્ય રીતે તે પોતાના જમાનાનો નમુના રૂપ પુરુષ ગણાતો હતો. આ દેશના જનસમૂહ ઉપર અસર પહોંચાડી તેમને પ્રવૃત્તિમાં લાવવા અર્થે તેમના ધર્મની સ્મૃતિ કરાવવા ઉપરાંત બીજું બળવાન

સાધન કાંઇ નથી. છેલ્લા ત્રણ સૈકામાં આખા હિન્દુસ્તાનમાં મુસલમાન લશ્કરી માણસો જોડે સમાગમ થયાથી નવો રંગ જામ્યો હતો, અને તે સ્પષ્ટ જણાઇ આવતો હતો. આઘાત અને પ્રત્યાઘાત પણ થયો હતો. રામાનુજ અને રામાનંદના અનુયાયીઓમાં તથા બીજા ધર્મના સુધારકોએ વૈષ્ણવ પંથને ઉન્નતિએ પહોંચાડી લોકોને ભાન કરાવ્યું હતું કે મોક્ષને માટે બધાને આશાવંત થવાનું છે અને પરમેશ્વરના ન્યાયાસન આગળ ઉચ્ચ કે નીચ કુળ વચ્ચે કાંઇ પણ અંતર ગણાતો નથી. આ શિક્ષણ પૂર્વ અને ઉત્તર હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ થયલા રામાનંદ, કબીર, રામદાસ, રોહીદાસ, સુરદાસ, નાનક તથા ચૈતન્યના સંપ્રદાયમાં મોખરે જણાઇ આવે છે. આ ભવિષ્યવેત્તાઓમાંથી કેટલાકના મન ઉપર મુસલમાનોના એકેશ્વરી મતની મજબુતીથી છાપ પડેલી સ્પષ્ટ દેખાય છે હિંદુ મૂર્તિના અવતાર દત્તાત્રેયના ભક્તો પોતાના ઇશ્વરને મુસલમાન ફકીરનું રૂપક વારંવાર આપતા હતા. મહારાષ્ટ્રવાસીઓના મન ઉપર આ અસર વધારે પ્રબળપણે જણાતી હતી; કેમકે ત્યાંના ઉપદેશકો, બ્રાહ્મણો તેમજ અવર જ્ઞાતિના લોકોને એમ સમજાવતા કે રામ તથા રહીમ એકજ છે. જાતિભેદ તથા ક્રિયા કર્મકાંડના બંધનમાંથી તમે મુક્ત થાઓ, મનુષ્ય પ્રતિ સર્વત્ર ભ્રાતૃભાવ રાખો અને એક ઇશ્વર ઉપર આસ્થા બાંધો, રાજ્યદ્વારી અગ્રેસરો તુકારામ, રામદાસ, એકનાથ અને જયરામ સ્વામીના સમકાલીન આ હિલચાલના ધાર્મિક અગ્રેસરો હતા, અને તેઓ ઉંચી જ્ઞાતિના જ નહોતા પણ બધા માર્ગોમાંથી બહાર પડયા હતા. વિઠોબાના ગુપ્ત પંથે, એટલે કે પૃથ્વી ઉપર ગણાતા સ્વર્ગ પંઢરપુર અને તેની દંતકથાઓએ પ્રતિવર્ષ હજારોને આકર્ષ્યા અને મોઢેથી કાવ્યકથન અથવા કથાએ દરેક શહેરમાં અને દરેક ગામમાં હજારોથી અધિક આદમી તરફ આકર્ષણ કર્યું. સને ૧૬૭૮ માં જ્યારે જજીઆ અથવા હિંદુઓ પાસેથી મુડી દીઠ લેવાતા કરને અકબરે કાઢી નાંખ્યો હતો તે પાછો નાંખવામાં આવ્યો ત્યારે રાજા સવાઇ જયસિંહે પોતાના માલિક ઔરંગજેબને જે સલાહ આપી તે ઉપરથી આ ઉપદેશની.

અસર ઉત્તમ રીતે પ્રદર્શિત થતી હતી તેણે પોતાના માલિકને યાદ દેવડાવ્યું કે ખુદા માત્ર મુસલમાનોનો પરમેશ્વર નથી પણ તમામ ખલકનો ખાવિંદ છે. મુસલમાન તેમજ મૂર્તિપૂજક તેની દરબારમાં એક સરખા છે, હિંદુઓના ધાર્મિક રિવાજોને નાબુદ કરવા તે જગતકર્તાની મરજી વિરુદ્ધ જવા બરાબર છે આ એક નવી લાગણી હતી તોપણ તે તરફ લોકોની સામાન્ય સમ્મતિ ઢળતી હતી. મુસલમાનો પોતે પણ આ ઉંચી ભક્તિના શિક્ષણની અસર ગ્રહણ કરવાને શીખ્યા હતા. એ જ વલણ ઉપર અબુલ ફજલ અને ફૈઝીએ મહાભારત અને રામાયણનું ભાષાંતર કર્યું હતું; અકબરે ધર્મ ધર્મ વચ્ચેની ભિન્નતા દૂર કરવાની ધારણાથી નવી ઢબ ઉપર એ બન્ને ધર્મો સંયુક્ત કરવા અથાગ મહેનત કરી હતી. શાહજહાનના વડા દીકરા દારાશેખાએ ઉપનિષદ અને ગીતાનું ભાષાંતર કર્યું હતું, અને એમ દાખવ્યું હતું કે સુધરેલા મુસલમાનોની ઉમેદો તે જ દિશાએ હતી અને એ જ કારણથી તેમજ જન્મદરના કારણથી ઔરંગઝેબે તેના ઉપર ચઢાઇ કરી અને તેનો કેદી લઇ તેને મરણ શરણ કર્યો. ઉત્તરમાં કબીર અને મહારાષ્ટ્રમાં સેખમહમદ જેવા મુસલમાન સાધુએ હિંદુઓ અને મુસલમાનોને એકસરખી રીતે ઉચ્ચ નિયમ સમજાવ્યો હતો. બન્ને કોમોએ તેમને તેમના મરણ પછી પૂજ્ય ગણ્યા હતા. પરંતુ તેમની હયાતીમાં બન્નેએ તેમને જતુકી ગણી તેમના પ્રતિ દુર્લક્ષ દાખવ્યું હતું.

આવી રીતની તે વખતની સ્થિતિ હતી. ધાર્મિક જાગૃતિ અને શુદ્ધ ઉત્સાહ દેશમાં તે વખતે પ્રવૃતિ પામ્યાં હતાં અને માણસોના મનને એમ તો સ્પષ્ટ લાગતું હતુ કે અસલી જતુનનો હવે છેડો આવ્યો છે. પ્રથમ જે ઘાતકી બળને તાબે થવાનુ ધોરણ પડી ગયું હતું તેથી જુદો જ માર્ગ આ ધાર્મિક સુધારાએ લીધો હતો, અને જાણે એવો નિર્ણય થઈગયો હતો? કે મુસલમાની ધર્મ-જતુન દેશ ઉપર ફરીથી પ્રમાર પામવો ન જોઇએ. જે ભક્તો તુલજાપુર અને કોલ્હાપુરમાં આવેલી ભવાનીમાતાના પવિત્ર સ્થળો

ઉપર આસ્થા રાખતા હતા તેમનામાં આ અમર પ્રબળ રીતે જાગ્રતી હતી. તેમણે આ જુસ્માશ્રી અગ્નિ ગ્રહણ કર્યો અને તેમના કવિઓ, ગોંડળીઓ અને ભારોટદ્વારા બીજાએમાં તેનો પ્રવેશ કરાવ્યો. શિવાજી તુકારામ, રામદાસ અને બીજા તે વખતના ધાર્મિક શિક્ષકની જોડે મળ્યા પાયરીના ગણી તેમની જોડે પરિચય રાખતો, તેથી આ નવી લાગણી વધારે મોટા રૂપમાં પ્રકાશ પામી.

શિવાજીના મન ઉપર બીજી પણ એક મતા પ્રબળ રીતે અમર ચમાવતી હતી અને તેનું ભાન તેના પિતા કે શિક્ષકે ન ડેતુ એ લાગણી આવી રીતની હતી કે પરદેશી વિજયી મુસલમાનોની ચઢાઇની ધારતી સમગ્ર રીતે સામા થવા વિના કદી પણ ખરેખર રીતે દૂર થઇ શકે નહીં. શિવાજીના ગુરુ રામદાસે તેના અમગમા પુત્ર મભાજીને શિખામણની જે કવિતાઓ લખી આપી હતી તેમા શિવાજીની નેમો અને તેની જ્યનીતનો ધ્યાન સંક્ષેપમા એવી રીતે બતાવ્યો હતો કે સઘળા મરેઠ એઓએ મંપથી એક બીજા સાથે જોડાઇ જવું, અને મહાન્ રાષ્ટ્ર આ રા એમના થએલી પ્રજાના કર્તવ્ય અથવા ધર્મનો પ્રચાર કરવો શિવાજીની રાજ્યનીતિનો હેતુ આ જ હતો અને તે વડે જ કેટલાક શત્રુ ભગવ ડાયનો ખુલાસો આપી શકાય છે તેને એમ પણ નહી લાગ્યુ કે જે દેશના અમીરો પરસ્પર લડી મરશે અને ક્લેશ રાખશે, પોતાના પાડોશી તરફ ઐન્કાર બની પોતાની નાની જાગીર જાળવી રાખવા અથવા વતનને વધારવા પ્રયાસ કરશે, તો ત્રણસે વરસ ઉપર જેમ અફ્ઘાન લોકો ફાવી ગયા હતા તેમ નહી મોગલો ફાવશે એ સમય એવો હતો કે એક જુથ થઇ સંપ અને પરસ્પર વિશ્વાસની રાજ્યનીતિ ધારણ કરવાની આવશ્યકતા હતી આ ધારણા પાર પાડવામા કોઇ વિઘ્નકર્તા જણાય-હિંદુ હોય કે મુસલમાન હોય-તેને એકદમ કાઢી દેવા, પછી તે મિત્ર હોય કે શત્રુ હોય, સગો હોય કે ન હોય.

ભરતખંડના ઇતિહાસની દરેક ભૂમિકા તથા દરેક સમયમાં માહોમાહે

ક્રવડની નબળાઇ ધારતીરૂપે હમેશાં દષ્ટિગોચર થાય છે. આ વલણથી અવ્યવસ્થા, સત્તાનું મધ્યબિંદુ ાંથી ખસી જવું અને કવાયતનું નસ્તાન થવું એમ પરિણામ રૂપે કહેવાય છે. આશ્ચર્ય જેવું નથી કે આવી અવ્યવસ્થિત સત્તા યોગ્ય રીતે ગોઠવાયલા બળ અને કળાની સામે ટકી શકે નહીં. રણભૂમિમાં કિંવા મંત્રીમંડળમાં શિવાજીએ જે નાની નાની વ્યવસ્થાઓ કરી હતી, તેમા પ્રયાસ એવો કર્યો હતો કે મનુષ્યના લાભો કે લાભ મેળવવાની ઇચ્છાઓ એક બીજાની જોડે એવી રીતે ગુંથાઇ જાય કે સામાન્ય જય વેળા તેમને અભિમાનની લાગણી અને સામાન્ય પરાજય વેળા નામોશીની લાગણી પેદા થાય. ધાડગેઓ, મોરેઓ, ઘોરપાડે ભિન્નભાવના ધરાવના હતા તેથી અગ્રેસર મનાતા કુટુંબોએ શિવાજીએ જે ઉચ્ચ પ્રકારનો હવાલો તેમને સોંપ્યો હતો તેનો સ્વીકાર કરતાં પહેલા ઉક્ત ભાવનાને નષ્ટ કરવાની જરૂર હતી. મુસલમાન સત્તાધીશોને એક બીજા જોડે લડાવી મારવા એવી યુક્તિ એ જ હેતુમાથી જન્મ પામી હતી. અને જો કે ક્વચિત્ કવચિત્ શિવાજીને અધિક બળ આગળ નમવુ પડતું હતું, તોપણ તેની આખી કારકિર્દીમાં પરદેશીની વિરૂદ્ધ સંપ ટકાવી રાખવાની ઇચ્છા તેમના મનમા પ્રબળ રીતે રહી હતી. કોઇ વેળા શિવાજી નિષ્ફળ થતો એ ખરૂં છે અને તેની જોડે તેના પ્રયાસો અંતે સફળ ન થયા એ પણ ખરૂં છે છતા એ નિષ્ફળતામા ઉત્કૃષ્ટતા સમાયલી હતી, અને તે નિષ્ફળ ત્યારે જ થયો ત્યારે એણે રચેલી ઇમારત એવી રીતનો ધુજારો ખમવાને શક્તિવાન થઇ કે જેની આગળ એથી વધારે ભવ્ય પ્રકારની ઇમારતો ધસી પડતી હતી.

સૈકાઓની કઠિણ કવાયત વડે તૈયાર થયેલી ભૂમિમાં જીંદગીનું જે રીતે બી વાવવામાં આવ્યું હતું તેનું વર્ણન પૂરૂં કરતાં પહેલાં એક બીજી બાબત નોંધવા જેવી છે. મનુષ્યના સાચા સરદારો જ લોહચુંબકની શક્તિ ધરાવે છે અને તે શક્તિ શિવાજીમાં હતી. એ શક્તિ એવી છે કે લુટારાઓમાં કે કેવળ ધર્માન્ધ પુરૂષોમાં રહી હોઈ શકે નહીં. તેણે દેશમાં જે કાંઇ

આશા ભરેલું અને સારી ભાવનાવાળું તત્વ હતું તેને વર્ગ કે જ્ઞાતિ જાત કે રંગના ભેદ વિના પોતા પ્રતિ ખેંચી લીધું હતું. દેશની મોટી બહુ ઘરવતી કોમોમાંથી તેણે પોતાના સલાહકારો ચુંટી કાઢ્યા હતા. હલકામાં હલકી વૃત્તિ ધરાવનાર પુરૂષો પણ માત્ર તેના સ્પર્શ થકી શુદ્ધ થઇ શૌર્યનો અગ્નિ સંપાદન કરતા હતા. માવળીઓ અને હેટકરીઓ તેની જોડે રહ્યા હતા તે કાંઇ માત્ર લૂંટને ખાતર રહ્યા હતા એમ નહોતું, અને જ્યારે તેઓ દૂર દૂરની સ્વારીઓમાં તેને સહાય કરવાને અશક્ય હતા ત્યારે શિવાજી દરિયા ઉપર કે જમીન ઉપર પોતાની ધારણાઓ ફળિભૂત કરવા અર્થે મુસલમાનોને કામે લગાડવા ચુક્યો નહોતો. તાનાજી માલુસરે અને તેનો ભાઇ સૂર્યાજી, બાજી ફસલકર, અને નેતાજી પાલકર, બાજી દેશપાંડે અને બાલાજી આબાજી નામના પ્રભુઓ, મોરોપંત આબાજી મોનદેવ, રઘુનાથ નારાયણ, અનન્ત જી દત્તો અને જનાર્દનપંત હનમનતે બ્રાહ્મણો, પ્રતાપરાવ ગુર્જર, હંબીરરાવ મોહીતે, સતાજી ઘોરપડે, ધનાજી જાદવ એ નામના મરેઠાઓ, પરમોજી ભોસલેના વંશનો અને ઉદાજી પવાર અને ખંડેરાવ દાભાડે આ બધા તેના લશ્કરમાં નોકરીએ રહ્યા હતા અને તેમાંથી એક પણ ફ્રન્દની નીવડયો નહોતો. બુદ્ધિનો આ ક્રિયામાં ઉંચો અધિકાર હતો શિવાજી જ્યારે દિલ્હીમાં કેદ પકડાયો ત્યારે પણ આ માણસો પોતાના સ્થાનક પર અડગ રહ્યા અને જ્યારે તે નાશીને પોતાના વતનમાં પાછો આવ્યો ત્યારે વગર મુસ્કેલીએ તેને સત્તા સ્થાપવામાં મદદ કરી હતી આગળ ચાલતાં તેના મૃત્યુ પછી જ્યારે તેનો પુત્ર સંભાજી અયોગ્ય રીતે વર્ત્યો અને ઠગાયો, વળી શાહુને જ્યારે રાયગઢમાંથી બંદીવાન તરીકે લઇ ગયા ત્યારે આ જ પુરૂષોએ અને તેમના પછી તેમની જગ્યાએ અમલ કરનારાઓએ મોગલ વિજયીનો ધસારો ખમ્યો હતો, અને જો કે દક્ષિણ તરફ હઠવાની તેમને ફરજ પડી હતી તોપણ પાછા હઠીને તેમણે એવું કાર્ય બજાવ્યું કે વિશેષ બળવડે તાજા થઇ પાછાં ફરી ઔરંગઝેબનો એવો પૂર્ણ પરાજય કર્યો કે તેમની મોટી મોટી યોજનાઓ તદન ભાગી પડી.

છેલ્લું કહેવાનું એ છે કે તેની લડવાની બહાદુરી અને લોકોને વશમાં રાખવાની શકિત ભારે હતી તેમ વળી તેની પોતાની કવાયત પણ એવી જ ભારે હતી. આ તેના ગુણો વડે તેના વખતના ઘાતકી અદૃઢ લોકોથી તે સ્પષ્ટ રીતે નોખો પડી જતો હતો. વિગ્રહના દબાણ તળે અને પૈસાની તાણ વડે તેના લશ્કરે જે અધમતા વાપરી હતી તેમાં પણ ગાય, સ્ત્રી અને ખેડુતને લેશભાર આચ ન લાગે એવો તેણે બંદોબસ્ત કર્યો હતો. તેના શત્રુને જે બાબતનું ભાન નહોતું તે તેણે હાથ ધરી હતી અને તે એ હતી કે અબળા જાતિ પ્રતિ ખાસ શુદ્ધતાથી વર્તવું જ્યારે યુદ્ધના આરમ્ભમાં બનાવોમાં તેઓ પકડાઈ જતી ત્યારે માન સહિત તેમના સ્વામીઓ તરફ તેમને પાછી મોકલવામાં આવતી. છુટાછવાયા દેશની જાગીરોની વહેંચણીમાં જોખમ સમાયલું છે તે તેને માલમ પડયું અને તેથી એવી દરખાસ્ત તરફ તે વિમુખ રહેતો. તેના માલિકની આ ચેતવણી પ્રમાણે તેના પછી આવનારાઓ ચાલ્યા નહીં અને જે રાજ્યનો પાયો તેણે આવા ડહાપણથી નાંખ્યો હતો તે રાજ્યની છિન્નભિન્ન થવાની ગતિ વધી.

ધર્મ સંબંધી જનુન, જે ત્રકધકતા અગ્નિની ગરમી પામ્યું હતું અને જે આત્મસંયમની છેક ટોચ ઉપર આવેલું હતું અને કોઇ પણ મનુષ્ય મારૂં તથા મારા કાર્યનું રક્ષણ કરી શકે તેના કરતાં ઉચ્ચતર શકિત રક્ષણ કરે છે એવા આત્મવિશ્વાસમાંથી જન્મ પામતો લડવાનો જુસ્સો ઉત્તમ આકર્ષણશકિત જે વડે જનસમૂહ ખેંચાઇને જય મેળવે છે, સમય સમય પ્રમાણે જોઇતી સામગ્રીઓ પીછાણી લેવાની અપૂર્વ દૃષ્ટિ, ગમે તેવી હાર થાય તે વખતે ચલાયમાન ન થાય એવી ધારેલા ઉપદેશની દૃઢતા યુરોપમાં તેમજ ભરતખંડના ઇતિહાસમાં ભાગ્યે જ જોવામાં આવે તેવી સામગ્રી તથા ત્વરીતપણું, તેના સમયની આગળ પડતી પંક્તિ ધારણ કરતું ખરૂં સ્વદેશાભિમાન, અને ન્યાયની જોડે દયા મિશ્રિત કરવાની લાગણી, આ સઘળાને આધારે શિવાજીનું બળ સ્થપાયલું હતું. જે વડે

તેણે જે જે યોજનાઓ કરી હતી તેને પૂર્ણતાએ પહોંચાડવા જેવી સત્તાના બી વાવવામાં તથા તેના જતીલાને હિંદના ઇતિહાસનું ઉપયોગી થઇ પડે તેવું પ્રકરણ લખવામાં શક્તિવાન્ થઇ શક્યા. મરાઠા રાજ્યના સ્થાપનારની વર્તણુકની આ પ્રથમની પરીક્ષાના સાધનની દોરી હાથ લાગ્યાથી હવે આપણે તેની જીંદગીની વારતાની ભુલભુલામણીમાંથી વધારે સારી રીતે પસાર થઇ શકીશું અને તેની અસાધારણ તેજસ્વી કારકિર્દીના ખાસ બનાવો વિષે વધારે સહેલાઇથી વિવેચન કરી શકીશું.

## પ્રકરણ ૪ થું.

## બીને કેવી રીતે પુષ્ટિ મળી.

જે મહાન્ મરદારે મરેઠી રાજનાં વીખરાઇ ગએલાં લશ્કર એકઠાં કર્યાં અને પશ્ચિમ હિંદુસ્તાનના મજબુત ટેકરીઆળા કિલ્લાની રક્ષક છાયાઓની નીચે તેમને સાથે રાખીને પાસેના ભવિષ્યમાં વધારે મોટી આશાઓ સાથે એક મહાન્ રાજ સ્થાપ્યું તે મહાન્ મરદારનાં આગળ પડતાં લક્ષણો આગલા પ્રકરણમાં જે ટુંકો હેવાલ આપવાની અમે કોશિશ કરી છે તેથી વાંચનારના ધ્યાનમાં આવશે. એમ છતાં એ તો દેખીતું છે કે જે સ્વતંત્રતાના કામ ઉપર શિવાજીએ પોતાનું દિલ લગાડયું હતું તે કામમાં બીજાની મદદની જરૂર હતી. તેણે રોપેલું બીજ અનુકુળ જમીનમાં ફુટીને આબાદ થઇ શક્યું. તે વખતના આગળ પડતા શખ્સોને તેની સાથે શામેલ થવાને લાંબા અને સખ્ત બંદોબસ્તથી તૈયાર કરવામાં આવ્યા ન હોત તો શિવાજીની સર્વોત્તમ બુદ્ધિ પણ જે મહાન્ કાર્ય તેણે માથે લીધું હતું તે સાધવામાં નિષ્ફળ જાત. મરેઠી ઇતિહાસ લખનારા દેશી અને યુરોપીઅન

બન્ને શિવાજીની જીંદગીની તવારીખના તલ્લીન કરી નાખે એવા ...સથી એટલા તો અન્જાઈ ગયા છે કે તેના વખતમાં માણસોનાં શરીર, મન અને ઉંચી પદવીએ ચઢવાની ઇચ્છાની બક્ષીસો વધારે ઉંચે અંશે તેનામાં ફક્ત જોવામાં આવતી હતી, અને તે ફતેહ મેળવી શકયો તેનું કારણ ફક્ત એ જ કે જે બીજ તેણે રોપ્યું તેને જીંદગીની સઘળી પાયરીના જે શક્તિમાન્ પુરૂષો તેને પોતાના ઉપરી અને સરદાર તરીકે કબુલ રાખતા હતા તેમણે પાણી પાયું એ ખરી વાત તેમના ધ્યાનથી બહાર ગયલી જણાય છે તે સર્વાંશે પોતાના બરોબરીઆમાં અગ્રેસર હતો અને પોતની જાતની બીજી કોઇ રીતે ગણના કરતો નહીં. શિવાજીની સાથે જ કામ કરનારાઓ, સીપાઇ-ઓ અને રાજદ્વારી પુરૂષો અને ધાર્મિક ગુરૂઓ આખરે આ અગ્રમાં ખ્યાતિમાં આવ્યા તેમનું ઉપલક વર્ણન આ પ્રકરણમાં કરવાનું અમે ધારીએ છીએ. આવા જ વૃત્તાતને માટે મળી રહેલાં સાહિત્યો ઘણા જ થોડાં છે, પણ જ્યાં સુધી તે મહાન્ અને બહાદુર લડવૈયા પુરૂષો જેમની સત્તાથી શિવાજીના જન્મવૃતાતને રંગ ચઢયો અને જેમના નામ હજી સૂધી આ-પણને ઉત્તમ રીતે યાદ છે તે પુરૂષોના ખાસ ગુણોનું પ્રતિબિંબ તવારીખના કૅન્વાસ ઉપર ઝાંખી રીતે પણ અમે જ્યાંથી નહીં પાડીએ ત્યાં સુધી આ વાર્તાનો સાર બાગ્યે જ સમજાશે. ભૂતકાળના આ ઐતિહાસિક કામમાં પહેલી જગા શિવાજીની મા જીજાબાઇને આપવી જોઇએ. મહારાષ્ટ્રના અસ-લી યાદવ રાજાઓના વંશથી ઉતરી આવ્યાનો તે દાવો કરતી હતી, અને તે વખતના સૌથી મગરૂર મરાઠા જાગીરદારની દીકરી હતી. તે અને શાહાજી બન્ને જ્યારે બચ્ચાં હતાં ત્યારે શાહાજી સાથે તેના અદ્ભૂત રસ ઉપજાવે એવા લગ્નની વાત સર્વાંશે તે વખતના નમુના રૂપ છે તેના બાપે અસાવ-ધપણે ઇચ્છા બતાવી કે તેણે શાહાજીની પત્ની થવું અને તે પ્રતિજ્ઞાથી પવિત્ર વસ્તુ ભ્રષ્ટ કરવાનો અપરાધ થાય છે એમ કહી તે વચન શાહાજી-ના બાપ માલોજી રાજે તેની પાસે જબરદસ્તીથી પળાવ્યું. આથી એકદમ માલમ પડયું કે વીસ હજાર ઘોડેસ્વારના ઉપરી મહાન્ જાદવરાવની પણ

સામું માલોજી પોતાના મતને વળગી રહી શકે એવો માણસ હતો. જાદવરાવ દેવગીરીના યાદવરાજાઓના વંશમાંથી ઉતરી આવ્યાનો દાવો કરતો હતો તેમ બીજી તરફ શાહાજી ઉદેપુરના રજપુત શાહજાદાઓના વંશમાંથી ઉતરી આવ્યો હતો. જીજાબાઇનાં જન્મ અને લગ્ન સારા કુળમાં થયાં હતાં એટલું જ નહીં પણ સૌથી ગરીબ સ્થિતિમાં જે શૂરવીરતાને લીધે સ્ત્રી પુરૂષો ઉંચી પદવીએ ચઢે છે તે શૂરવીરતા પણ તેનામાં હતી. જે અપમાનથી તેના બાપની મગરૂરી કચરાઇ હતી તે અપમાન તે કદી ભૂલ્યો નહોતો, અને પાછળથી જે બનાવો વડે શાહાજી અહમદનગર અને દોલતાબાદમાં ગાદી અપાવનાર થયો તેથી આ દુશ્મનાઇમાં ઘટાડો થવાને બદલે વધારો થયો. જાદવરાવ મુગલ હુમલાખોરો સાથે મળી ગયો અને અહમદનગરના રાજાઓનો બચાવ કરવાનું કામ શાહાજીને તજી દેવાની ફરજ પડી. તેનો સસરો આવેશમાં તેની કેડે પડ્યો તેથી પોતાની સ્ત્રીને રખડતી હાલતમાં દેદી તરીકે તેના બાપના સ્વાધીનમાં પોતાની પાછળ છોડી દઈ ને તે વિજાપુર ગયો. જે અરસામાં શિવનેરીના કિલ્લામાં તેણે મહાન્ શિવાજીને જન્મ આપ્યો તે અરસામાં આ પ્રતિકૂળ બનાવોને લીધે જીજાબાઇની સંભાળ કરનાર કોઈ હતું નહીં. પોતાના બાપ અને ધણીથી તજાયલી જીજાબાઇને પરતંત્રતાથી નીપજતું અપમાન બહુ સાંખ્યું. પોતાની નિરાધાર સ્થિતિમાં બાળ શિવાજી તેનું સર્વસ્વ હતું અને જે દેવોના, અને મુખ્યત્વે કરીને ભવાની માતાએ તેને અને તેના બાળકને આવા દુઃખમાંથી બચાવ્યાં હતાં તેમના રક્ષણ ઉપર ખાસ ભરોસો રાખીને તેણે તેને ઉછેર્યો. આગળ ચાલતાં શાહાજીની રજાથી તે પોતાની પુનાની જાગીરે ગઇ તેનો વહીવટ તે વખતે શાહાજીનો વિશ્વાસુ કારભારી દાદાજી કોન્ડે કરતો હતો. એ સ્થળની આસપાસ જે પહાડી કિલ્લાઓ આવેલા છે અને જેને તે પોતાનું રક્ષણનું ઘર સમજતો હતો તેના સહવાસથી અને આવી માતાના સમાગમથી બચપણથી જ સહનશકિત અને સાહસ કામ કરવાનો ખાસ ગુણ તેનામાં ખીલી નીકળ્યો હતો તેમાં કંઇ નવાઇ નથી. તે છોકરો પોતાની માને

અથાગ પ્યારથી ચહાતો હતો. તેનો બાપ તેની સાથે કદી રહેતો નહીં પણ તેની મા હમેશાં સમીપજ રહેતી. તે તેની આખી જીંદગીમા તેને દોરવનાર અને રક્ષણ કરનાર દેવી રૂપે હતી અને તેની તરફથી મળતી શાબાશીથી તેની પ્રબળી મહેનતનો બદલો મળતો અને કોઇથી પણ પાછી પાની ન કરે એવી હિમ્મત તેનામાં આવતી. શિવાજી પોતાના ધર્મ તરફના વલણના અને પોતાના કામમાં દઢ વિશ્વસના બહાર જણાઇ આવતા ખાસ ગુણને માટે પોતાની માને આભારી હતો, કેમકે તે શૌર્ય અને યુદ્ધની પુરાતન દંતકથાઓના શ્રવણથી તેના મનમા વીરરસનો પ્રવેશ કરાવતી શાહાજીના મરણ વખતે જ્યારે જીજાબાઇએ સતી થવાની ઇચ્છા બતાવી ત્યારે શિવાજીના કાલાવાલાથી થોડા વધારે વખત તેની સાથે રહેવાનું તેણે કબૂલ કર્યું. જ્યારે શિવાજી દિલ્લી ગયો ત્યારે પોતાનુ રાજ તેણે તેના કબજામાં સોંપ્યું, અને પોતાની જીંદગીના સઘળા મહાન્ બારીક સમયોમાં પ્રથમ તે તેનો આશીર્વાદ માંગતો, અને તે ઇશ્વરી સંભાળ ઉપર ભરોસો રાખીને હમેશાં ઘણાજ જોખમકારક પગલાંમોની કોશિશ કરવા તેને ભલામણ કરતી જો મહાન્ પુરૂષો કદી પોતાની મહત્વતાને માટે પોતાની માતાની પ્રેરણાને આભારી હોય તો શિવાજીની કારકિર્દી રચવામાં જીજાબાઇની સત્તા ખાસ અગત્યતા ધરાવતી હતી અને તેવડેજ તેનું બળ જામ્યું હતું. શાહાજીની જગ્યાએ તે બાળકના વાલી તરીકે અને તેના બાપની જાગીરોના વહીવટ કરનાર તરીકે બાળ શિવાજી ઉપર જીજાબાઇની પ્રથમ સત્તા હતી અને બીજે નંબરે દદાજી કોંડેની હતી. દાદાજી પુના જીલ્લામાં માલથાનમાં જન્મ્યો હતો અને ઘણી નોકરીઓ તેણે કરી હતી. જો શાહાજી પાસે હોત તો તે બાળકની કુમળી વયમાં તેણે જેટલી સંભાળ રાખી હોત અને જેટલો પ્યાર બતાવ્યો હોત તેટલો જ પ્યાર અને તેટલી જ સંભાળ દાદાજી કોંડે પોતાના સગીરની નિમિત વાતો પાર પાડવાને રાખતો હતો. સ્વભાવે તે એટલે દરજ્જે સાવધ હતો કે કેટલીક વખતે જે નિરંકુશ સ્વતંત્રતાથી શિવાજી ટેકરીઓ ઉપર ભટકવાનું પસંદ કરતો તે તેને ગમતું નહીં. પણ

પોતાના સગીરને માટે તેનો પ્યાર અથાગ હતો અને આખરે તેની ખાત્રી થઈ કે માણુસોના સાધારણ ધોરણ પ્રમાણે શિવાજીને માટે મત બાંધવાનો નહોતો પણ જે વિચારો તે જવાન માણસના મનમાં આવતા તે એવી જાતના હતા કે તેમાં નિષ્ફળતા પણ કીર્તિવંત હતી. શિવાજીની ઉદ્ધતાઇને અંકુશની અને જે જુના શિક્ષકની સંભાળ નીચે તે ઉછર્યો હતો તેવા સખ્ત જાપતો રાખનારની દેખરેખની જરૂર હતી, જે આ જવાન બાળકને સલાહ અને લડાઇની જે જે કળાઓની જરૂર હતી તે તે શીખવતો અને તેથી પણ વધારે કીમતી વસ્તુ તે તેને શીખવતો તે એ હતી કે બીજા કેળવાયલાં લશ્કરો કેમ સ્થાપવાં અને તેમને કેવી રીતે કાબુમાં રાખવાં. રાજવહીવટની કળામાં દાદાજી કુશળ પુરૂષ હતો. તેણે જાગીરનો કબજો લીધો તે પહેલાં દુકાળ તથા મુગલો અને વિજાપુરના રાજાઓ વચ્ચેની સરહદ ઉપરની લડાઇને લીધે તે ઘણી પાયમાલ થઇ ગઇ હતી. પૂના પણ વસ્તી વગરનું થઇ ગયું હતું. વરૂનાં ટોળાં અને વરૂઓ કરતાં પણ વધારે વિકાળ ચોરોની ટોળીઓને લીધે ખેતી અશકય બની હતી. થોડા વર્ષમાં તો દાદાજીએ ઇનામો આપીને વરૂઓનો અને સખ્ત મારથી ચોરોની ટોળીઓનો નાશ કર્યો. જે વસનારાઓએ જમીન ખેડવાનું કબુલ કર્યું તેવાને લાંબા વખતના અને અનુકૂળ પટાઓ કરી આપી જમીન આપી અને દશ વર્ષ વીત્યાં તે અગાઉ તો જમીન આબાદ સ્થિતિમાં તે પોતના માલીકને બતાવી શકયો અને તે વડે પાયદળ લશ્કર અને ઘડેસ્વાર વતની-ઓની મોટી સંખ્યાને કામે લગાડી શકયો. ટેકરીઆળા કિલ્લા સારી સ્થિતિમાં લાવી શકયો અને તે માટે લશ્કરની ટુકડીઓ પણ રાખી શકયો આથી પૂના અને સુપા ઇંદાપુર અને બારામતી આડયો સુદ્ધાંત સલાહ શાંતિ અને સારા અંકુશનું સુખ ભોગવતા થયા. ધરતી ઉપર મેવાનાં ઝાડો ઝુમી રહ્યાં, અને હજી સુધી તે શિવાપુરમાં તે મહાન્ બ્રાહ્મણ પ્રધાનના ડહાપણુની શાક્ષી આપે છે. નિયમો પાળવામાં તે એવો તો ટેકીલો હતો કે એક વખત જ્યારે પોતાના શેઠના એક ઝાડ ઉપરથી એક પાકી કેરી ...

ચાહીને તેણે તોડી ત્યારે પોતાની આસપાસના લોકોને સ્વહસ્તે કરેલી શિક્ષા તરીકે પોતાનો જમણો હાથ કાપી નાખવાનો તેણે હુકમ કર્યો. પોતાના અનુચરોની યાચના ઉપર લક્ષ પહોંચાડીને તેણે હાથ બચાવ્યો પણ એને અજાણપણામાં જે ખોટું કામ કર્યું હતું તેની નિશાની તરીકે જમણી બાજુએ બાય ઘાલવાનું તેણે બંધ કર્યું. આખરે શાહાજીએ એ રીત છોડી દેવા તેને હુકમ કર્યો. બેશક દાદોજીના ઉમેદ જૂની ઢબની હતી તે એકે શિવાજીને તેના બાપ અને દાદાની માફક એક ટુકડીનો સરદાર બનાવવો. આ લશ્કરી સરદારોને જોતો દેવા અને મુસલમાનોની ગુસરીમાંથી તેમનો સામાન્ય છુટકારો કરવો. એવા જે વિચારો શિવાજીના મગજમાં રમી રહ્યા હતા તે વિચારો દાદોજી તેની છેલ્લી ઘડી સુધી પૂર્ણ રીતે સમજી શક્યો નહીં. એમ છતાં જ્યારે તેની ખાત્રી થઇ કે તેના યુવાન સગીરમાં આવો સ્વ'તંત્ર વિચાર અમલમાં મુકવાની શક્તિ છે ત્યારે તે બુઢ્ઢો માણસ તેના મતને શરણે આવ્યો અને ગરતા પહેલાં તેને આશીર્વાદ આપ્યો. શિવાજીની ગહેસ્થી રીત અને તેની દીવાની રાજ્યપદ્ધતિ તદ્દન તેના શિક્ષક દાદોજીના શિક્ષણને અનુસરીને ઘડાયલી હતી; અને તેની ઉદ્ધતાઇપર અંકુશ રાખી તેને નિયમમાં રાખવાને આવો દોરવનાર માણસ ન હોત તો શિવાજીને જે ફતેહ મળી તે આખરે જેવી ચોક્કસ અને સ્થાયી માલુમ પડી તેવી થાત નહીં. જે વખતે શિવાજીએ તોરણાનો કિલ્લો લઇ લીધો અને રાયગઢને ઘેરો ઘાલીને સહાસ કામ અને જોખમનાં કૃત્ય ઉપર પહેલવહેલું પોતાનું નસીબ અજમાવ્યું તે જ વખતે દાદોજીનું મોત થયું. જે દશ વરસ સુધી દાદોજીએ મિલ્કતનો વહીવટ કર્યો હતો તે અરસામાં તેણે, શિવાજીએ જે વિશેષ મહત્વનું કામ ધાર્યું હતું તેમાં પોતાની ખોટ પુરી પાડવા અર્થે, નોકરીમાંના સંખ્યાબંધ બ્રાહ્મણ કારકુનોને કેળવીને તૈયાર કર્યા હતા. આબાજી સોનદેવ, રઘુનાથ બલાલ, શામરાજ પન્ત, મોરો પન્તનો બાપ મેટો પિંગલે અને નારોપન્ત હનુમન્તી આ સઘળાએ દીવાની અમલદારો અને લશ્કરી સરદારો તરીકે બન્નેની કેળવણી આ પદ્ધતિ

પ્રમાણે લીધી હતી. પેતાના જવાન શેઠના સવાસ કામના જુસ્સા તરફ આ માણસે સમભાવ બતાવતા અને તેઓએ અને તેમની વૃત્તિને મળતા બીજી શક્તિવાળા પુરૂષો જેવા મોરોપન્ત પીંગલે, અન્નાજી દત્તો, નીલાજી પંડિત, રાવજી સોમનાથ, દત્તાજી ગોપીનાથ, રઘુનાથ પન્ત અને ગંગાજી મંગાજી તેને તેની કીર્ત્તિ—લોભી યુક્તિઓમાં ઘણા જ ઉપયોગી થઈ પડ્યા. નવી હીલચાલ અમલમાં મુકવામાં તેની મગજશક્તિ અગ્રેસર હતી લોઢા જેવા મજબુત હાથ અને પોલાદ જેવા અંતઃકરણવાળા પુરૂષોથી જ જે હીલચાલ ની ફતેહની ખાત્રી થઇ શકે તેવા માવલી સરદારો પણ પાસે તૈયાર હતા, અને તે બચપણમાં શિવાજીની પસંદગીના સાથીઓ હતા. આવા ત્રણનું ખાસ કરીને ઇતિહાસોમાં વર્ણન કરેલું છે. યસાજી કંક, તાનાજી માલુસરે અને બાજી ફાસલકર આ સઘળા માણસો પોતાના પાહાડી ટેકરીઓવાળા કિલ્લાઓમા સુપ્ત અંકુરા તળે ઉછરેલા હતા. ફીરંગાજી નરસાલે, સંભાજી કાવજી કાંજી દહાતોન્દે, ગોમાજી નાયક, નેતાજી પાલકર, સૂર્યાજી માલુસરે, હીરોજી ફરજન, દેવજી ગાડવે અને બીજાઓ પણ આ જ માવલી કુળને લગતા છે મહાડના સુભર બાજી, પરભુ હીરદાસ, માસના બાજી પ્રભુ અને હબસી મુલકના બાલાજી આવજી ચિટનીસ આ મહાન્ પરભુ સરદારો ત-ન્ત જ તેઓની સાથે શામેલ થયા એ બે બાજીઓ શિવાજીના દુશ્મનોની નોકરીમાં હતા અને તેમની બહાદુરીને લીધે પોતાની નોકરીમાં તેણે તેમને લઇ લીધા હતા શિવાજીનો દેખાવ તથા ખાસ લક્ષણમાં એવો તો મોહ હતો કે જે તેના દુશ્મન હતા અને જેમને તેણે રણભૂમિમા જીતી લીધા હતા તેપણ તેના વિશ્વાસુ સાથીઓ થયા. આ શરૂઆતના વર્ષોમાં શિવાજીના બળના મુખ્ય સાધનો બ્રાહ્મણો, પ્રભુઓ અને માવલી સરદારો હતા. વિજાપુર અને અહમદનગરની નોકરીમાંના મહાન્ મરાઠા કુટુંબના પ્રતિનિધિઓ તે હીલચાલને મદદ કરવામાં દૂર રહ્યા એટલું જ નહીં પણ તેના ઘણાજ કટ્ટા દુશ્મન થઇ પડ્યા. શાહાજીના સગા બાજી મેહીતે તેને સુપામા ઓ-ચીંતો પકડીને કર્ણાટક મોકલી દેવામાં આવ્યો. વિજાપુરના રાજાની આ-

ત્યાથી મુધોળના બાજી ઘોરપડેએ શાહાજીને ફસાવવાની હલકાઇ કરી હતી અને તેનુ ભયંકર વેર લેવા અર્થે શિવાજીએ તેને દમાવી રાખવો પડયો. જાવળીના મોરેઓએ વિજાપુરના બ્રાહ્મણ કાસદને પોતાના મુલકમા શિવાજીને મારી નાખવાની ધારણાથી સતાઇ રહેવાની રજા આપી અને તેથી સ્વરક્ષણને માટે મોરેઓનો, જે યુકિતઓ બીજી કોઇ પણ વખત માફ કરવા યોગ્ય નહોતી તેવી યુકિતઓથી નીકાલ કરવો પડયો વાડીના સાવન્તો કોકણુના દાલ્વીઓ અને શૃંગાપુરના શિરકેઓ અને સુરવેઓ તે જ પ્રમાણે અડચણકર્તા હતા અને નવી હીલચલમા શામીલ થવાની ના કહેતા હતા તેટલા માટે તેઓને દાબી દેવા પડયા અથવા તો સાવન્તોની માફક નવી સત્તાને તાબે લાવવા પડયા. ફલ્ટનના નિમ્બાલકરો, મહસ્વડના માનીઓ અને ઝુંજારરાવ ઘાટગે એ સરદારોએ વિજાપુરની નોકરીમાં રહીને જે પ્રજાકીય હીલચાલ શિવાજીએ રચવાનું માથે લીધુ હતું તે સામે લડવાનું જારી રાખ્યુ અને પોતાની અસલી રાજભકિતને નિમકહલાલ રહ્યા. આ ઉપરથી જણાશે કે નવી હીલચાલના બળનો આધાર વસ્તીના વચલા વાધાના લોક ઉપર રહ્યો હતો કારણ અસલી મરેઠી જાગીરદાર કુટુંબોએ લાબા વખત સુધી કઇ પણ મદદ આપી નહોતી અથવા આપી તો તે નજીવી હતી. એમ છતા જ્યારે પહેલી મુશ્કેલીઓનો અંત આવ્યો ત્યારે સૌથી ઉચા કુટુંબોને લગતા જુવાન માણસો શિવાજીની નોકરીમા જોડાયા અને તેના ઘણા જ વિશ્વાસુ સરદારો થયા પ્રતાપરાવ ગુજ્જર, હમ્બિરરાવ મોહીતે, શીદોજી નીમ્બાલકર, સંભાજી મોરે, સૂર્યરાવ કાકડે, સંતાજી ઘોરપડે, ધનાજી જાદવ, ખડેરાવ દાભાડે, પરસોજી ને રૂપાજી ભોસલે અને નેમાજી સીન્ધે આ મથળાઓએ શિવાજીની જીદગીની પાછલી તવારીખમા પોતાનું નામ કાઢયુ છે, અને તેઓ હીલચાલ તરફ મધ્ય અને હલકા વર્ગના લોકોનો ટેકો મેળવવાને જલદીથી ફતેહ પામ્યા એટલુ જ નહીં પણ દેશના ઉત્તમ અને ઘણા જ કુલીન કુટુબોનો પણ ટેકો મેળવી શકયા. આ બનાવ કંઇક અગત્યનો હોવાથી નોધવા જેવો છે કારણ કે તે ઉપરથી

સ્પષ્ટ જણાય છે કે તે હીલચાલની શરૂઆત લોકોએ અને તેમના કુદરતી સરદારોએ કરી હતી અને જ્યારે ફતેહની ખાત્રી થઈ ત્યારે જ ફક્ત તેઓ તેમા શામિલ થયા એ અમર પ્રવૃત્તિમા આવી તે મુસલમાનોએ પણ જોઈ શિવાજીનો નાવિક સેનાધિપતિ દરીઆસરંગ મુસલમાન હતો અને તે મુગલોના ગીરી સરદારો સાથે લડયો હતો. તે જ પ્રમાણે ઇબ્રાહીમખા પઠાણોનો મનસબદાર પણ મુસલમાન હતો વિજાપુર અને ગોવલકોડાની નોકરીમા દૂર થયેલા મુસલમાન સીપાઇ અને ઘોડેસ્વારો શિવાજીની નોકરીમા દાખલ થયા અને પૂર્ણ વિશ્વાસ તેમના ઉપર નહીં હોવાથી તેમને જુદી પલટણોમા દાખલ કરવામા આવ્યા. ગ્રાન્ટ ડફના ઇતિહાસમા વીશ બ્રાહ્મણ સરદારો અને ચાર પ્રભુઓના નામ, વીશ માવલી અને મરેઠા સરદારોની સામે વર્ણવેલા છે તે ઉપરથી એક બાજુએ બ્રાહ્મણ અને પ્રભુતત્વો અને બીજી બાજુએ માવલી અને મરાઠા તત્વો એક બીજા સાથે સબંધ ધરાવનારી અગત્યના પુરેપુરી સમજાશે આ માવલીઓ અને મરાઠાઓ વિજાપુર અને મુગલ નોકરીમાના આશરે વાદ મરેઠી પક્ષના મનસદારોની સામે થયા હતા. પતિતરાવ અને ન્યાયાધીશ સિવાય સરળા બ્રાહ્મણ પ્રધાનોને તે મુલ્કેગીના વખતમા લશ્કરી ઉપરીઓ તેમજ દીવાની અમલદારો થવુ પડ્યુ હતુ અને તેઓએ આ બેવડું કામ એક સરખા જશથી બજાવ્યુ હતું દેશી બખ્ખરોમા એથી બમણા નામો જેવામા આવે છે પણ ઉપર બતાવેલા સબંધ ધરાવનાના પ્રમાણમા કઇ ઘણો ફેર પડતો નથી. ચિટનીસના મહાન્ બખ્ખરના વર્ણનમા આશરે પચાસ બ્રાહ્મણ અને પ્રભુ સરદારોની સરખામણીમાં ચાળીશ માવલી અને મરેઠા સરદારો વર્ણવેલા છે, પરંતુ પુસ્તકને છેડે આપેલી ઇશ્વી સદીમા પિસ્તાળીશ બ્રાહ્મણ અને પંચોતેર માવલી અને મરેઠાના નામો વર્ણવેલા છે. સરળા જનસમૂહના વર્ગમાથી આડસટે કહીએ તો આશરે સો માણસો ધ્યાનમા આવ્યા અને તેઓ જે નવા હિંદુ વરાની મુસલમાન સત્તાઓની સામે રાયગઢમા સ્થાપના થઇ હતી તેના મુખ્ય થાંભલા હતા. જે માણસોના પરાક્રમોના પ્રજાના ભાટો ગીત ગાય છે અ-

થવા તો તે વખતના ચોપડાઓમા જે નોધાયા છે તે પૈકી થોડા માણુસો આપણે અહીંયા સુ'ધી કહાડીશુ પણ તેઓ, જે બાકી રહેના પોતાની ઓછી અગત્યનાને સ્થળે રહીને પરાક્રમ અને ભક્તિના કામો બજાવતા અને તેથી સામાન્ય હેતુની ફત્તેહને એક સરખી રીતે સહાયકારી થતા, તેમના સ્વરૂપનો ખ્યાલ આપશે બ્રાહ્મણ સરદારોમા હન્મન્તેઓ, બન્ને બાપ અને દીકરા, કુદરતી રીતે પ્રથમ જગ્યા રોકતા હતા. શાહાજીના નોકર દ૰ દાજી કોન્ડદેવની માફક નારોપન્ત હન્મન્ત પોતાના કર્ણાટકના તાબાના મુલકોનો કબજો રાખતો હતો તેના છોકરા રઘુનાથ નારાયણ અને જનાર્ધનપન્ત પોતાના બાપનું નામ રાખે તેવા હતા શાહાજીના બીજા છોકરા વ્યંકોજીને માટે તાંજોરમા નવું રાજ્ય સ્થાપવાને રઘુનાથપન્તે મદદ કરી, અને જ્યારે તેની અને તેના શેઠની વચ્ચે મતભેદ પડયો ત્યારે રઘુનાથપન્ત જિંજીના કિલ્લામા ગયો અને તે જગ્યા તેમજ કર્ણાટકનો એક ભાગ અને વેલોર તથા મ્હૈસુરના કેટલાક મજબુત સ્થળો તેણે પોતાના કબજામા રાખ્યા આખરે શિવાજીએ તેની અરજ ઉપરથી કર્ણાટકપર અને દ્રાવીડ દેશમા છેલ્લી ચડાઇ કરી જ્યારે ઔરંગઝેબે સંભાજીને કેદ પકડયો એક પછી એક ટેકરીઆળા કિલ્લાઓ જીતી લીધા, અને મરેઠી સરદારોને દક્ષિણમા જિંજી તરફ પાછા હઠવાની ફરજ પડી તે વખતે આ મુલકોની અગત્યતા પુરેપુરી સમજાઇ આ જગ્યા છોડી તેઓ થોડા વરસમા પોતાના મુલકમા પાછા આવ્યા અને પ્રબળ થઇ ઔરંગઝેબ પાસે હાર કબૂલ કરાવી તેમણે મોગલો સાથેની પાછળની લડાઇઓમા રઘુનાથપન્તના ભાઇ જનાર્ધનપન્તે શિવાજીના હાથ નીચે નોકરી કરી. આ હન્મન્તો વજ્રહિમ્મતના તેમજ પોતાની યુક્તિઓમાં મહાન્ ડહાપણવાળા હતા શિવાજીની સત્તાનો મુખ્ય સ્તમ્ભ મોરોપંત પીંગળે ગણી શકાય તેણે ઉત્તર કોકણ અને બાગલાણમા રાજ્યનો પ્રસાર કીમતી સેવા બજાવી, પેશ્વાઈ સંપાદન કરી તેણે ઘણા કિલ્લાઓ બંધાવ્યા અને તે શિવાજીના લશ્કરનો મોટો વ્યવસ્થાપક હતો. કર્ણાટકમા શાહાજીની નોકરીમા તેનો બાપ હતો, પણ મોરોપંત યુવાન અવસ્થામા જ ઘેર પાછો

આવ્યો અને મન ૧૬૫૩માં શિવાજીની ફોજમાં જોડાયો. પહેલો પેશ્વા શાં મરાજપંત સીદીઓ અને સાવંતોની જોડે કોકણમાં જે યુદ્ધ થયાં તેમાં જય મેળવવામાં નિષ્ફળ થયો અને મોરોપંતને તેના માલિકે નુકસાનીનો બદલો લેવા મોકલ્યો અને તે પોતાના કાર્યમાં ફત્તેહમંદ નીવડ્યો. તે સમયની સઘળી લડાઇઓમાં તે હમેશાં શામિલ રહેતો અને પોતાના માલિકના મરણ પછી માત્ર અલ્પ સમય પર્યંત જીવી શક્યો. પેશ્વાઇ તેના કુટુંબમાં જ રહી પણ સન ૧૭૧૪ માં શાહુએ તે બાલાજી વિશ્વનાથને આપી દીધી. આ પુરૂષ શિવાજીના રાજ્યતંત્રમાં મુખ્ય સલાહકાર હતો. વળી લશ્કરી સરદાર પણ તે જ હતો, અને સમકાલીન પુરૂષોમાં તેના જેવો શકિતમાન્ અને દેશની દાઝ હૈડે ધરનાર બીજો કોઇ નહોતો.

આબાજી સોનદેવ, હનમન્તે અને પીંગલેની હેડીનો, હતો. પોતાની જાગીર હદ બહાર વધારવામા તે જ પહેલો હતો, અને કલ્યાણ ઉપર ધમારો કરી યુદ્ધનો પ્રારંભ તેણે જ કર્યો હતો. મોગલોએ તે વારંવાર જીતી લીધું હતું તોપણ તે મોખરે આવેલા મરાઠાના રક્ષણસ્થાન તરીકે હજુ સુધી ગણાતું હતું અને કોકણના સુબેદાર આબાજી સોનદેવ હસ્તક હતું. મોરોપંતની માફક તેણે પણ ઘણા કિલ્લાઓ બંધાવ્યા હતા. શિવાજી જ્યારે દિલ્લી ગયો ત્યારે જીજાબાઇના સલાહકાર તરીકે આબાજી અને મોરેપંતને રાજ્યના રક્ષણ માટે મુકરર કરવામાં આવ્યા હતા. પહેલાં તે મજમુદાર નીમાયો અને તેનો દીકરો રાજ્યાભિષેક સમયે અમાત્ય નીમાયો.

રાઘો બલ્લાલ અત્રિએ સીદીઓની જોડે જે વિગ્રહો થયા તેમાં નામના મેળવી. ચંદ્રરાવ મોરેને દાબી દેવામાં તે અગ્રેસર હતો અને શિવાજીએ પઠાણ સિપાઇઓનું જે ઘણું લશ્કર બનાવ્યું તે એની સરદારી તળે મુકવામાં આવ્યું તેથી એની ખ્યાતિ બહુ થઇ.

અન્નાજી દત્તે બીજો બ્રાહ્મણસરદાર હતો અને તેણે શિવાજીએ

તમા સુન્નીશ અને પંતસચિવના મોટા અધિકારો મેળવ્યા. પન્હાલા અને રંગનાના ફત્તેહ મેળવવામાં તેણે પ્રવૃત્તિ ભરેલો ભાગ લીધો હતો અને કોકણુના વિગ્રહોમાં કર્ણાટકમાં પહેલી સ્વારી તે લઇ ગયો હતો અને તે સમયે તેણે હુબલી લૂંટયું. આબાજી સોનદેવ અને મોરોપંતની પેઠે તે ઉત્તર કોકણુ અને બાગલાણનો કબજો ધરાવતો હતો, અને શિવાજી જ્યારે દિલ્લી ગયો ત્યારે આ સરદારોની જોડે તેને પણ શામિલ રાખવામાં આવ્યો.

દત્તાજી ગોપીનાથ શિવાજીના ગૃહકારભારમાં વાકનીશ અને મંત્રી હતો, અને શિવાજી જ્યારે અફઝલખાનની પાસે અગત્યના કામને અંગે ગયો હતો ત્યારે તે જોડે ગયો હતો. પાછળના મરાઠી ઇતિહાસનો પ્રખ્યાત નર સખારામ બાપુ આ કુળમાંથી ઉતરેલો હતો.

બિનરના છતાયલા પ્રદેશો રાવજી સોમનાથના કબજામાં હતા અને તે કોકણુના વિગ્રહોમાં પણ જોડાયલો હતો. તેનો બાપ સોમનાથ, દબીર તથા પરદેશ ખાતાનો પ્રધાન હતો અને તેના પછી એ બે અધિકારો જનાર્દનપંત હનમન્તે ભોગવ્યા હતા.

નિરોજી રાઓજી ન્યાયાધિશ હતો અને તેનો પુત્ર પ્રલ્લાધ ગોવળકોંડાનો એલચી હતો, અને રાજારામના વખતમાં તેણે જિંજીના રક્ષણુની વ્યવસ્થામાં બહુ કુશળતા બતાવી તે કારણુથી તે પ્રતિનિધિ ઠર્યો.

પ્રભુ સરદારો અને સલાહકારોમાં મુખ્ય નામ મુરાર બાજી, બાજી પ્રભુ અને બાબાજી આવજીનાં જોવામાં આવે છે.

મુરાર બાજીના હાથમા પુરધરનો કિલ્લો હતો અને તેણે પોતાના જીવને જોખમે દિલેરખાને પ્રચંડ શૌર્યથી જે હુમલા કર્યા હતા તેની સામે ટક્કર લઈ એ કિલ્લાનુ રક્ષણુ કર્યું.

બાજી પ્રભુ પ્રથમ શત્રુ હતો પણ પાછળથી તે એકનિષ્ઠ અનુયાયી બન્યો હતો. જ્યારે શિવાજી પન્હાળાથી નાશીને રંગને ગયો ત્યારે એક

સાકડી ખીણમા એક હજાર માણસ સાથે તેણે પોતાનું સ્થાનક લીધું અને આ અતિશય મોટા લશ્કરની સરદારી ભોગવનાર બીજા કોઇ સેનાધિપતિની સામે એક એક તસુ જમીનને માટે યુદ્ધ કીધું, અને છેક શિવાજી સહિસલામત રગને પહોંચ્યો તેની તોપ પડી ત્યારથી તેણે બાકરી બાધી, અને છેવટ તેને જે ઘા વાગ્યા હતા તેથી અશક્ત બની પોતાનો પ્રાણ છોડ્યો. આ પરાક્રમ અને આત્મસમર્પણ કેટલાક લોકો જુનાની તવારીખના વાચનારાઓને સારી પેઠે જાણીતા થયેલા થર્મોપીનીની ખીણના શૌર્યવાળા રક્ષણ ની જોડે સરખાવે છે

બાનાજી આવજી મોગ ખાનદાનથી ઉતરેલો હતો અને તે ખાનદાને હબશીની સેવા બજાવી હતી, અને બાનાજી વિશ્વનાથની પેઠે આગળ ચાલતા પોતાના જીવનો બચાવ કરવા પોતાના વતનનો ત્યાગ કરવાની તેને ફરજ પડી સન ૧૬૪૮ માં તેના ચાતુર્યથી શિવજીનુ ધ્યાન તેના ત ફ ખેચાયુ હતું અને શિવાજીની આખી જિદગીમા તે મુખ્ય મત્રી થઇ રહ્યો હતો તેના દીકરા તેમજ તેના પૌત્રે તે પછીના બે રાજ્યમા મુખ્ય ભાગ લીધો હતો અને તેણે ચિટનીસના બખ્ખરના નામથી જે મોટી તવારીખ પ્રખ્યાત છે તે લખી હતી માવળી સરદારોમાં યસાજી કાક માવલી પાયદળનો સરદાર હતો અને પ્રા ભમા જે ફતેહ થઈ તેમા તેણે અગત્યની સેવા બજાવી હતી તે અને નાનાજી પોતાની આખી જીદગી પર્યંત શિવાજીના મુખ્ય સોબતી થઇ રહ્યા જ્યારે અફઝલખાનને મારી નાખવામા આવ્યો ત્યારે તેની સાથે તે બન્ને હતા વળી જ્યારે સાહિસ્તખાન ઉપર તેના પોતાના મહેલમા હલ્લો કરવામાં આવ્યો ત્યારે પણ તેઓ હતા અને શિવાજી દિલ્હી ગયો ત્યારે તેઓ પણ તેની જોડે ગયા હતા

તાનાજી માલુસરે અને તેના ભાઈ સુર્યાજીએ સિંહગઢના કિલ્લા ઉપર ચઢવામા જે બહાદુરી બતાવેલી હતી તેનુ વર્ણન ભાટચારણોએ કરી તેમનાં નામ અમર કર્યાં છે આ સ્થળે તાનાજીનું મરણ નીપજ્યુ હતું,

અને શિવાજીએ તેનું વેર લીધું હતું.

કોકણના વિગ્રહોમાં સાવન્તોની જોડે બાજી ફસલકર દેશમુખ યુદ્ધ કરી મુઓ હતો. ફીરંગોજી નરસાલે ચાકન કિલ્લાનો સરદાર હતો તેણે સન ૧૬૪૮ માં શિવાજીને સ્વાધીન કર્યો હતો. જેઓ પ્રથમ શત્રુ હતા તેમાનો એ એક હતો; અને પાછળથી તે વિશ્વાસુ મિત્ર બન્યો હતો અને જ્યારે મોગલોએ ચાકનનો કિલ્લો ફરીથી લઇ લીધો ત્યારે પોતાની નોકરીમાં લઈ લેવાની તેણે લાલચ બતાવી હતી પણ તેણે ચોખ્ખી ના પાડી અને શિવાજીના લશ્કરમાં તે જોડાયો

સંભાજી કાવજીએ રઘુનાથપંતની જોડે હી માવલીઓ ઉપર હુમલો લઇ જવામા ભાગ લીધો હતો અને ત્યા ચન્દ્રરાવ મોરે માર્યો ગયો હતો જે વખતે માવલી પાયદળનો સરદાર યેસાજી કક હતો તે વખતે નેતાજી પાલકર ઘોડેસ્વારોનો સરદાર હતો. તે લશ્કરનો અતિ શૌર્યવાળો અમલદાર હતો, અને તેણે પૂર્વ દિશાએ અહમદનગર, જાલના અને ઔરંગાબાદ સુધી શિવાજીની લૂટની સ્વારીઓની સરદારી લીધી હતી જ્યા જ્યા ભયની સામે થવાનું હતું ત્યા ત્યા દરેક ઠેકાણે તે હાજર થયલો જોવામા આવતો.

અશ્વસેનાનો તે પછીનો સરદાર પ્રતાપરાવ ગુજર હતો, અને બાગ લાણમા મોગલ લશ્કરોને હઠાવવામા તે પોતાના માલિકને લાયક રીતે વફાદાર રહ્યો હતો. એવી જ રીતે પન્હાલાની પાસે વિજાપુરના લશ્કરોનો પરાજય કરવામા પોતાના માલિકને તે વફાદાર નીવડયો હતો શિવાજી અને શહેનશાહની વચ્ચે થયલી સધિના ૨ વર્ષ દરમ્યાન ઔરંગાબાદની પાસે જે મરાઠા લશ્કર મુક્વામા આવ્યુ હતુ તે એને સ્વાધીન હતું. વિજાપુરના લશ્કરોનો ઝાપ અને જોશથી કેડો લેવામા તે નિષ્ફળ થયો હતો, તે માટે શિવાજીએ તેને ઠપકો આપ્યો હતો અને બીજે પ્રસગે જ્યારે શત્રુની સામે તે થયો ત્યારે તાનાજી માલુસરે, બાજી પ્રભુ, બાજી ફસલકર

અને સર્વરાત્ર કાકડેની પેડે પોતાના પ્રાણનો ભોગ આપી તેણે પૂર્ણ ફતેહ મેળવી હતી

નાના નાના સરદારોમા ખંડેરાવ દામાડે, પરસોજી ભોસલે, સંતાજી ઘોરપડે અને ધનાજી જાદવ શિવાજીના મરણ પછીના યુગમાં વિખ્યાત થયા હતા પહેલા બે પુરૂષોએ ગુજરાત અને બિરારમા મરાઠાની સત્તાનો પાયો નાંખ્યો હતો, અને છેલ્લા બેએ સ્વતંત્રતાની આ લડાઇને યશસ્વી પરિણામે પહોંચાડી હતી

જે પુરૂષોએ પોતાના શૌર્ય-અને સનાહવડે શિવાજીને મદદ આપી રાજ્ય સ્થાપન કર્યું હતું તેઓ ઉપર કહેલા પ્રકારના હતા એમાંથી કોઇ પણ ભયના સમયમા પોતાના ધર્મ ચુક્યો નહોતો કોઇ પણ પોતાના સ્વામિ પ્રતિ કૃતઘ્ન નીવડ્યો નહોતો અથવા દુસ્મનની સાથે મળી ગયો નહોતો. પોતાને સોપાયની સેના બગમ્ન રીતે બજાવી એવા વિચારથી દિલાસો લઇ વિજયના સમયમા પોતાના સ્થાનક ઉપર રહી ઘણાએએ પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા. જે બનાવોથી શિવાજીએ પોતાની જાત ચકી પ્યાર પેદા કર્યો હતો અને જે મહાન્ કાર્યને માટે તે પ્રયાસ કરતો હતો, તે આવી રીતે જશ ભરેલા હતા આવી આવી રીતના પ્રયાસ અને પ્રાણઆહુતિવડે જે રાજ્ય સ્થાપન થયુ હતું તેમા ૧૬૭૪ મા તેના રાજ્યાભિષેક સમયે માત્ર પુના, સુપા, ઇંદાપુર અને બારામતિની આસપાસ આવેલી તેની વંશપરંપરાની જાગીર નહોતી પણ તમામ માવલ સતારા જીલ્લાના પશ્ચિમ ભાગો વાહી સતારા અને કરાર સુધી કોલ્હાપુરના પશ્ચિમ ભાગો ઉત્તર અને દક્ષિણ કોકણ અને તેની જોડે દરિયાને લગતા તેમજ ડુંગરને લગતા કિનારાઓ બાગલાણ અને કર્ણાટક, વેલોર, બેદનોર અને મ્હેસુરના સ્થાનકો પણ હતા આ બધા રાજકિય પ્રદેશો શિવાજી પછી ગાદી ઉપર આવનારના હાથમાથી જતા રહ્યા અને શિવાજીના મરણ પછી થોડા જ વર્ષમાં મોગલોને હાથ આવ્યા આ ઉપરથી જોવામા આવશે

કે જાયુકની જે સંપત્તિ થઇ તે મુલક અને ખજાનાને જેટલી થઇ તે કરતાં વધારે મરાઠા સરદારોમાં આત્મવિશ્વાસ અને સંપની હતી. વળી તેની સાથે મરાઠા જાતને એક જાતનું શિક્ષણુ મળ્યું કે ઉત્સાહવડે મુસલમાનોના હુમલાની સામે ફત્તેહમંદીથી ટક્કર ઝીલવી એ શક્ય છે.

સન ૧૬૮૫ થી ૧૭૦૭ સુધી જે ૨૨ વર્ષ ઔરંગજેબે દક્ષિણુ જીતવામાં નિર્ગમન કર્યાં તે દરમ્યાન પ્રજાના રાજ્યદ્વારી તેમજ લશ્કરી સરદારોએ જો યોગ્ય શિક્ષણુ અને કવાયત નહીં મેળવ્યાં હોત તો આવી રીતનું પરિણામ નીપજવા પામત નહીં. આવી રીતે ૩૮૦ માણસોએ કવાયત મેળવીને પ્રજાના મનમાં નવી આશા અને નવું શૌર્ય ઉત્પન્ન કર્યું જેથી તેમની સામા થવાની શકિત માટે પૂરો ભરોસો ઉત્પન્ન થવામાં અને છેવટ જે ભરતી તેમને ઘેરી લેવાની અણી ઉપર આવેલી હતી તેને પાછી હઠાવીને અંતે તેમના પ્રયાસને જય આપવામાં મદદગાર થઈ. સરદારોમાં જે જે વિશેષ પ્રખ્યાતિ પામ્યા તેમનું જન્મચરિત્ર આપવામાં આખું પ્રકરણુ અમે રોક્યું તેનું કારણુ પણુ આ જ છે, અને તેમની યાદદાસ્ત વડે જ તેમને પગે ચાલીને તેમના પછી આવનાર સરદારોને હિમ્મત મળી હતી. શિવાજીએ મહાન્ કાર્ય કરી દાખવો બેસાડ્યો તેથી તેના લશ્કરી અનુયાયીઓના મનમાં તેનો જ જુસ્સો પ્રદીપ્ત થયો અને તેની જિંદગીની મુખ્ય નેમ પણુ એ જ હતી. તેના દીકરાના હાથમાંથી મુલક તથા ખજાનો જતો રહ્યો પરંતુ તેના માણસોમાં જે જુસ્સો તેણે ઉપજાવ્યો હતો તે સંકટ વખતે પણુ કાયમ રહ્યો ને જેમ જેમ હાર થતી ગઇ તેમ તેમ તે નવું બળ પકડતો રહ્યો. જયસિંહ અને દિલેરખાનની નાની સરખી ફોજ આગળ શિવાજીએ શરણે આવવાનું તથા દિલ્લી જવાનું રાજદ્વારી કારણોને લીધે, યોગ્ય ધાર્યું પણુ તેના પછી તેની જગ્યાએ આવનાર સરદારોને તો ખુદ શહેનશાહની સરદારી તળે મોગલ લશ્કરોનો જોશ ભરેલો ધસારો ખમવો પડયો હતો, અને જો કે તેઓ દક્ષિણુ તરફ

ઉદયા હતા તોપણ તેઓ વશ થયા નહીં, પરંતુ વિજયી થઈ ઘેર પાછા ફર્યા અને તેમણે વ્યાજે સહિત પોતાનાં રાજ્યનો દાવો કર્યો.

દેશમાં આ સમયે જ શાંત પ્રકૃતિના પવિત્ર પુરુષો ઉદય પામ્યા હતા; અને જેઓ રાજકીય તેમજ લશ્કરી સરદારોના મુખ્ય સલાહકાર હતા તેમનું ટુંકું વર્ણન આપ્યા વિના દેશના મોક્ષ અર્થે શિવાજીએ ઉઠાવેલા કામમાં જેઓએ ભાગ લીધો હતો તેમનું વૃત્તાંત અપૂર્ણ ગણાય. ચિટનીસના બખ્ખરમાં આ મહાન્ ગુરૂઓમાંથી કેટલાકનું વર્ણન આવે છે અને તેમાં મુખ્ય ચીંચવડના મોરાદેવ, નીમડીના રગનાથ સ્વામિ, બેદરના વિઠ્ઠલરાવ, સીંગાટાના વામન જોશી, દાહેલાણુના નિમ્બાજીબાવા; ધમનગાંવના બોધલે બાવા, વણુાવના જયરામ સ્વામિ, હૈદરાબાદના કેશવ સ્વામિ, પોલાદપુરના પ્રેમાનંદ બાવા, સંગમેશ્વરના અચલપુરી અને પટગાંવના મનીબાવા છે પરંતુ આ ગુરૂઓમાં સૌથી પ્રખ્યાત દેહુના તુકારામ બાવા અને ચાફના રામદાસ સ્વામિ છે. રામદાસ તો શિવાજીનો ધર્મગુરૂ બન્યો હતો એટલું જ નહીં પણ ધર્મ સિવાયની બાબતોમાં પણ તે તેનો મુખ્ય સલાહકાર હતો આ ધર્મગુરૂએની સત્તા કેવડી હતી તેનું સંપૂર્ણ વર્ણન જુદા પ્રકરણમાં આપવામાં આવશે. આ સ્થળે આટલું જ કહેવું પુરતું છે કે રામદાસ અને તુકારામના વગથી પ્રજાનો જુસ્સો, ધાર્મિકભાવ અને જાહેર કામોના વહિવટ પ્રતિ ભક્તિ જેટલી ઊંચી સપાટીએ પહોચી હતી તેટલી તે વિના પહોચી શકત નહીં. આ મોક્ષનું કામ મુલક મેળવવા માટે નથી પરંતુ પરમેશ્વર અને મનુષ્ય પ્રતિ ઊંચા પ્રકારની સેવા બજાવવા માટે છે તેની એંધાણી દાખલ રામદાસની સૂચનાથી પ્રજાના વાવટાનો રંગ-તેમને વહાલો નારંગીનો-ધારણ કરવામાં આવ્યો હતો; અને એ જ રંગનાં કપડાં તે વખતે સાધુઓ અને ભક્તો પહેરતા અને હાલ પણ પહેરે છે. પરદેશી તરફ તાબેદારી સૂચવતી સલામ કરવાની રીતિ બદલાઈ ગઇ અને નવી રીત દાખલ થઇ અને તે રીતિ પ્રમાણે રામદાસના માનીતા દેવનું નામ ઉચ્ચારવામાં આવતું.

એ જ અસરના કારણથી શિવાજીના મુખ્ય અધિકારીઓનાં નામોની મુસલમાની સંજ્ઞાઓ પાલટીને તેને બદલે સંસ્કૃત શબ્દો ઉપયોગમાં આવ્યા, ને તેવી જ રીતે પત્રવ્યવહારની પદ્ધતિમાં પણ સુધારો થયો. શિવાજીએ પોતાના ધર્મગુરૂ તરફ ઉપકારની લાગણી બતાવવા પોતાનું રાજ્ય તેને અર્પણ કર્યું, અને રામદાસે જનસમૂહના હિત અર્થે ચલાવવા માટે ટ્રસ્ટ તરીકે તે તેને પાછું સ્વાધીન કર્યું. જ્યારે શિવાજીએ પોતાના ગુરૂને તેના માનિતા દેવની સેવા અર્થે ઇનામી જમીન સ્વીકારવા આગ્રહ કર્યો ત્યારે રામદાસે ગર્ભિત વિનંતિ કરી કે જે રાજ્ય હજુ પરદેશી સત્તા તળે છે તેમાંથી મને ઇનામ આપો. અર્થાત એમ સૂચવ્યું કે મોક્ષનું કાર્ય હજુ પુરૂં થયું નહોતું.

જે સરદારો મરાઠા રાજ્યના ઉદય વખતે નામાંકિત થયા હતા તેમની જે ઉપર કારકિર્દી આપવામાં આવી છે તે વડે તે કાળની સ્થિતિનો ખરો ચિતાર મેળવી શકાશે એવી આશા રાખવામાં આવે છે, તે એટલે દરજ્જે કે શિવાજીના કૃત્યોના વૃત્તાન્તમાંથી પણ એટલું યથાસ્થિત વર્ણન અદ્રશ્ય છે એમ માલૂમ પડશે. શિવાજી મધ્યસ્થાનમાં મુખ્ય પુરૂષ હતા પણ તેની પાછળ અંધારામાં રહી ગયેલો પ્રદેશ આથી અજવાળામાં આવશે અને તેની સરદારી તળે જે ડહાપણ અને બળ પ્રસિદ્ધ થયાં હતાં તેનું મૂળ જાણવામાં આવશે. એના સમયમાં જે પ્રજામાં પ્રવૃત્તિ ઉદ્ભવી હતી તેનું બળ કેટલે અંશે હતું તે દાખવ્યા વિના શિવાજીનું ચરિત્ર અપૂર્ણ ગણાય. પ્રજાની જાગૃતિ તેના સ્વલ્પક્ષણના બળ વડે માત્ર દર્શાવી શકાતી નથી પણ તેના પછીના જમાનામાં તેમજ કામ વધારે જુસ્સા ને વધારે ખાત્રી ભરેલા જય વડે આગળ ચાલી શકે તેવા લાયક પુરૂષો પેદા કરવાની શક્તિ પણ બતાવવાની અગત્ય છે. આ બેવડી કસોટીથી વિચાર કરતા શિવાજીના સમકાલીન પુરૂષો ડહાપણવાળા તેમ જ બહાદુર ગણી શકાય અને દેશની ઉન્નતિના કાર્યમાં તેમને લાયક સરદાર મળ્યો હતો.

---

## પ્રકરણ ૫ મુ.

### ઝાડને મોર આવે છે.

સન ૧૬૪૬ માં તોરણાનો કબજો લેવામા આવ્યો ત્યારે શિવ જીની ઉમર માત્ર ૧૯ વર્ષની હતી, ત્યાંથી તેની જાહેર કાર્કિર્દીનો પ્રારંભ થએલો ગણી શકાય, અને તેની અથાગ પ્રવૃત્તિની જિંદગી ૧૬૮૦ મા પૂરી થઈ ૩૪ વર્ષની આ મુદ્દતના સ્વાભાવિક રીતે અસમાન લંબાણના ૪ ભાગ પાડી શકાય છે અને એ દરેક ભાગનો જુદો જુદો અભ્યાસ કરવો જોઇએ, કેમકે જેમ જેમ શિવાજી ઉમરમા અને અનુભવમાં વધતો ગયો તેમ તેમ તેની પ્રવૃત્તિનો પ્રદેશ અને તેની વર્તણુકને માર્ગ દોરવવ ના નિયમો ધીમે ધીમે પણ અચુક રીતે ફેરફાર પામતા ગયા તેની કાર્કિર્દી વૃદ્ધિ અને વિકાસની હતી ને તેના પ્રથમના અને પછીના ભાગમા તેની ફતેહના ભિન્ન ભિન્ન પ્રસંગોને અનુસરીને આવશ્યક રીતે તેની કાર્ય કરવ ની રીતિઓમા ફેરફાર થતો ગયો. આ બાબત ધ્યાનમા ન લેવાયાથી ઘણો ભુલભરેલો વિચાર ઉત્પન્ન થયો છે. વળી બીજી ભૂલ એ થએલી છે કે શિવાજીના જે જંગલી જમાનાગા પ્રથમના વર્ષે યત્નિ થયા હતા તેને હિંદુસ્તાનના તેમજ બીજે સ્થળે સમકાલીન દેશી રાજાઓ જે રાજનીતિના કાનુનો પાળતા હતા તેને બદલે હાલની નીતિના સખ્ત ધોરણો લાગુ પાડવામા આવ્યા હતા. યુરોપમા પણ અર્વાચીન સુધરાએ થોડા વખત ઉપર જ એમ તો માન્ય કર્યું છે કે દરેક જમાનને તે વખતના જ ધોરણો લાગુ પડવા જોઇએ ખરેખર રીતે કહીએ તો મરાઠા દેશ દખણના મુસલમાન રાજ્યકર્ત્તાઓ કોઈ પણ વખત જીતી શકયા નહોત તેમણે મેદાનોવાળો દેશ જીત્યો તો ખરો પણ તેની પશ્ચિમમાં આવેલા ટેકરાવાળા ભાગો ઉપર માત્ર પ્રસંગોપાત ધસારો કર્યો હતો કિલ્લાઓના રક્ષણ અર્થ બાયુકના લશ્કરો રાખવામા આવ્યા નહોતાં

એટલું જ નહીં પણ એ કિલ્લાઓ સમારવામાં પણ આવતા નહોતા, અને સ્થાનિક વગ ધરાવતા માણસોમાંથી જે કિલ્લેદારોની નીમણુક કરવામાં આવતી તેઓને મરજીમા આવે તેવી રીતે વર્તવાની છુટ હતી; વળી તેમની ઢીલચાલોને તાબામા રાખવાને જાણે કોઈ મધ્ય સત્તા હોય જ ન હ તેવી જ રીતે તેઓ એક બીજાને ખસેડતા અને હકાડતા. આ અંધાધુધીની અવ્યવસ્થાવાળી રીતિમાં નિઝામશાહી રાજ્યના પતનથી બહુ વધારો થયો હતો અને એ રાજ્યની લૂંટમાં દિલ્લીના શહેનશાહો અને બિજાપુરના રાજાઓએ ભાગ લીધો હતો; અને મરાઠા દેશ તો આ બન્ને રાજ્યકર્તા વચ્ચે સરહદની લડાઇની જાયુકની રંગભૂમિ થઈ પડી હતી. સત્તાના આવા ગોટાળાનાં દુઃખદ પરિણામો વર્ણવ્યા કરતાં અટકળ કર્યાથી વધારે સારી રીતે સમજાય, અને શિવાજીની કારકીર્દીના પહેલા ૯ વર્ષમા જે ટેકરી કિલ્લાઓ તોફાની પાડોશીઓની સત્તામાં હતા અને જે માવળો પૂનાની આસપાસ હતા તેમને વશ કરવામાં તેણે પોતાનું લક્ષ પરોવ્યું. દૂર આવેલા ઔરંગાબાદના મોગલ સરદારોની અથવા તો બિજાપુરના રાજાઓની સત્તાની સામે થવા તેનો વિચાર જ નહોતો; કેમકે પૂના અને સુપાની આસપાસ આવેલી તેની જાગીરનું રક્ષણ તેને કરવાનું હતું, અને તે કાર્ય ઓછે ખરચે અને થોડા માણસો વડે આસપાસ આવેલા સંભાળ વગરની ટેકરી કિલ્લાઓનો કબજો લઇને કે સમારીને રાખ્યાથી જ યોગ્ય રીતે બની શકે. આ સ્વ-રક્ષણની ચાલુ અને વ્યાવહારિક ફિકર ઉપરાંત શિવાજીની જિંદગીના શરૂઆતના વર્ષોમા પણ તેના મનમાં પ્રબળ રીતે એવો વિચાર ઠસી ગયો હતો કે પાડોશમાં આવેલા મરાઠા સરદારોના વિખરાઇ ગએલા લશ્કરને ભેગાં કરી દેવાં જોઇએ; કેમકે અનુભવ ઉપરથી તેને એમ લાગ્યું કે તેમ કર્યા વિના સામાન્ય રક્ષણ અને શાંતિ મેળવી શકાય તેમ નથી.

આ પ્રાથમિક કાર્ય શિવાજીએ કંઇ પણ ખુનરેજી વગર બજાવ્યું અને સંબંધ ધરાવતા બધા પક્ષોની સંમતિ વડે બિજાપુરના રાજાઓની

સાથે અથડાઅથડીમાં આવવાની તેને ફરજ પડી; કેમકે તેમણે તેના બાપને દગાથી બંદીખાને નાંખ્યો હતો અને તેને પોતાને ઓચિંતા હુમલાવડે પકડી લેવા કાસદો મોકલ્યા હતા અને તે પછી તેને કચરી નાંખવા બિજાપુરના રાજ્ય માહેલા નામાંકિત સેનાધિપતિઓની સરદારી તળે તેમણે અનેક સ્વારીઓ તેની વિરૂદ્ધ કરી હતી. બિજાપુર જોડે થએલું આ યુદ્ધ તેની જિંદગાનીના વૃત્તાંતની બીજી મંજલ હતી અને તેનો વિસ્તાર દશ વર્ષનો હતો, અને છેવટ પોતાની શરતો કબૂલ કરવામાં અને પોતાની સત્તા વધારવામાં તે ફત્તેહમંદ થયો હતો. તોપણ પ્રબળ વિચાર તો તેને તે રહેલો, એટલે કે સ્વરક્ષણ અને સયુક્ત સમગ્ર પ્રયાસ. આ બીજી મંજલમાં તેણે જે ફતેહ મેળવી તેને લીધે દખણના મોગલ હુમલો કરનારાઓની સાથે તેને બાથ બીડવી પડી હતી અને મોગલસત્તા સાથેના આ ઝઘડામાં તેની જિંદગીની ત્રીજી મંજલનો રસ ભરેલો ભાગ સમાએલો છે અને તેની શરૂઆત સન ૧૬૬૨ માં થઈ હતી. આશરે ૧૬૭૨માં તેણે જે ફત્તેહ મેળવી હતી અને જે વડે મોગલ શહેનશાહે નવા મરાઠીરાજ્યનો સંપૂર્ણ અને વિધિપૂર્વક સ્વીકાર કર્યો હતો તેના સાથે સમાપ્ત થઈ હતી ચોથી અને છેલ્લી મંજલ ૧૬૭૪ માં તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો ત્યાંથી આરંભ પામી તેના મૃત્યુવડે સમાપ્ત થાય છે. તેની જિંદગી અને વર્તણુકનો સરસમાં સરસ અભ્યાસ આ તેની છેલ્લી મંજલમાં થઈ શકે છે, અને તે મંજલ તેની આશાઓ તથા લોભી વૃત્તિઓનું પૂર્ણ સાફલ્ય ગણી શકાય. એ સમયે તેણે કાર્ય કરવાની જે જે રીતિઓ અને રાજ્ય ચલાવવાની જે પદ્ધતિ ધારણ કરી હતી તે ઉપરથી જ તેના સંબંધમાં ન્યાય થવો જોઇએ. પોતાની રાજ્યનીતિનો મુખ્ય ઉદ્દેશ તે કદી પણ વિસર્યો નહોતો. પ્રથમની તેની રાજ્યનીતિ પાતાના પાડોશીઓ વિરૂદ્ધ સ્વરક્ષણ શોધવાની હતી અને તે આગળ વધીને મુસલમાન રાજ્યકર્ત્તાઓ વિરૂદ્ધ પોતાનો બચાવ કરવા તરફ ઢળી. તેની એક જ નેમ એ હતી કે મરાઠા સત્તાનાં વિખરાઇ ગએલાં તત્વો જોડી દેવાં. આ એકત્ર કરવાની અસરનો પ્રદેશ ધીમે ધીમે કંઇક વધ્યો હતો બિજા-

પુરના રાજાઓની જોડે અથવા મોગલ શહેનશાહો જોડે જ્યાંસુધી તેઓ કર્ણાટકમાં અને ઉત્તર હિંદુસ્તાનમાં પોતાની હદમાં પ્રવૃત્તિ રાખતા અને પશ્ચિમ મહારાષ્ટ્રને વશ કરવાના હેતુથી પહેલ કરી વિગ્રહનો પ્રારંભ નહોતા કરતા ત્યાં સુધી તેમની જોડે તેને કશી રીતનો વાંધો કે ઝઘડો નહોતો. ગોવલકોંડાના રાજાઓ જેઓ તૈલંગણમાં રાજ્યકર્તા હતા તેમના પ્રતિ તેણે પોતાનો આશ્રય તેમના પક્ષ ભણી લંબાવ્યો હતો અને મોગલોએ બિજાપુરના રાજા ઉપર હલ્લો કર્યો ત્યારે એ રાજાઓને તેણે સંગીન મદદ આપી હતી. દિલ્લીના શહેનશાહ વિષે બોલીએ તો જ્યાં સુધી તેઓ એના દેશની છેડતી ન શોધે ત્યાં સુધી તો તેમના તાબાનો જાગીરદાર થવાને તે તૈયાર થયો હતો. આ ઉદ્દેશથી શરણે જવા છેક દિલ્લી સુધી તે ગયો હતો ને જ્યારે તેને દગાથી કેદ કરવામાં આવ્યો ત્યારે પણ સલાહ કરવા તે કબૂલ થયો હતો; અને તેની મુખ્ય શરત એ કે શહેનશાહ પોતાના રાજ્યના મુખ્ય અમીરો જેવો એક તેને પણ ગણે. આખા હિંદુસ્તાન માંહેલા હિંદુ રાજ્યકર્તાઓનું એક સપી મંડળ બનાવવું અને મુસલમાની રાજ્યનો નાશ કરવો એવો ખ્યાલ તો ખરેખરી રીતે તેણે કર્યો હોય એવું જણાતું જ નથી. આ ખ્યાલ તો પાછળથી ધારણ કરવામાં આવ્યો હતો, અને તેનું પ્રથમ દર્શન બાજીરાવ બલ્લાલ તરફથી પ્રગટ થયું હતું એટલે કે જ્યારે તેણે પતપ્રતિનિધિની જોડે ઝઘડો ચલાવવા દરમ્યાન શાહુ મહારાજને સલાહ આપી કે ઉપર ઉપરથી ડાળીઓ કાપી નાંખવામાં તમે તમારૂં બળ નકામું વાપરો છો; ઉચિત એ છે કે દિલ્લીની પાસે સત્તાનું જે મધ્યબિંદુ છે ત્યાં આગળ તે ઝાડને જડમૂળથી હચમચાવી નાંખવામાં જેટલું બની શકે તેટલું જોર વાપરો. શિવાજીએ એવો વિચાર રાખેલો જણાય છે કે દખણમાં એક મધ્યબિંદુ રાજ્ય સ્થાપી બિજાપુર અને ગોવલકોંડાના રાજાઓને બાથમાં લઇ મોગલસત્તાને તાપી નદીની ઉત્તરે પાછી હડસેલી દેવી. સમગ્ર સ્થિતિ સમજવાની એજ કુંચી છે. તેના રાજ્યલોભની હદ અને તેનાં હેતુ એ હતાં કે પોતાનું સંરક્ષણ કરવું. પશ્ચિમ હિં-

દુસ્તાનમાં એક સમસ્ત હિંદુસત્તા સ્થાપન કરવી અને ગોવલકોંડા અને બિજાપુરના મુસલમાની રાજ્યોની મદદ લઇને ઉત્તર તરફથી આવતો ધસારો પાછો હઠાવવો અને પોતાના દેશ માટે બચાવ તેમજ મનમાનતો ધર્મ પાળવાની છુટ સંપાદન કરવાં. શિવાજીના જન્મચરિત્રના જે સ્પષ્ટ ૪ ભાગ પાડવામાં આવ્યા છે તેના વૃત્તાંતની આટીઘુંટીઓનો અભ્યાસ કરવાઅર્થે હાથમાં આવેલી ઉક્ત કુચી કે દોરી બહુ સારૂ કામ બજાવશે.

ઉપર કહ્યા પ્રમાણે પહેલો ભાગ તોરણાના કબજાથી શરૂ થાય છે, અને તે કબજો તેના કિલ્લેદારે આપી દીધો હતો તે પછી રાયગઢની કિલ્લેબંદી કરવામાં આવી ત્યારથી તે તેના રહેઠાણનું મુખ્યસ્થળ બન્યું. આ પગલું ભરવાનું કાર્ય પણ અસાધારણ નહોતું. બિજાપુર દરબારને એમ સમજાવવામાં આવ્યું કે આ કિલ્લાઓ સામાન્ય હિત અર્થે તેમજ કુટુંબ જાગીરના રક્ષણ તરીકે કબજે કરવામાં આવ્યા હતા. બાજી મોહિતેને હસ્તક સોંપાયલા સુપાના અધિકાર ઉપરથી ખસેડવામાં આવ્યો તે સત્તાનું પગલું નિર્વિવાદ હતું કારણ કે તે જાગીરનો નોકર હતો. પૂર્વ ભણી ચાકનાનો કિલ્લો પૂને જવાના માર્ગ ઉપર ખાસ અનુકૂળતાથી આવેલો હતો અને તે તાબે કરી દેવાને ફીરંગોજી નરસાલેને સમજાવવામાં શિવાજી ફતેહમંદ થયો. પ્રથમ પેઠે કિલ્લાની સરદારી ફીરંગોજીને જ આપવામાં આવી. આ બનાવ પછી તે સરદાર એકનિષ્ટ અનુયાયી થઇ રહ્યો. પૂનાની પશ્ચિમે આવેલા સિંહગઢના કિલ્લાના મુસલમાન સરદારને તેવી જ રીતે કબજો છોડી દેવા સમજાવવામાં આવ્યો હતો. આ રીતે માવળોને કબજે લાવવામાં આવ્યા હતા અને માવલીઓ એટલે કે એ ભાગના બહાદુર રહેવાશીઓને લશ્કરમાં તેમના પોતાના જ સરદારોની સત્તા તળે દાખલ કરવામાં આવ્યા હતા. આ બધું કાર્ય બજાવવામાં આવ્યું તેમાં કંઇ પણ જોરજુલમ વાપરવામાં આવ્યો નહોતો, તેમ કોઇ રીતની ખૂનરેજી પણ

થઇ નહોતી પૂના અને સુપા ઉપરાંત બારામતી અને ઇંદાપુરનો તે જાગીરમાં સમાવેશ થએલો હતો અને પૂનાથી તે બારામતી જવાના જુના રસ્તા ઉપર મોખરાના ભાગમાં પુરંદરનો કિલ્લો આવેલો હતો આ અને બીજા કારણોને લીધે પુરંદરનો કબજો લેવાનું ઇચ્છવાયોગ્ય હતું. જુના બિજાપુરનો સરદાર એક બ્રાહ્મણ હતો જે પંડે દાદાજી કોંડદેવ તરફ સારો ભાવ રાખતો હતો, પણ બીજી રીતે પોતાની હીલચાલોમાં ચંગો જ ગેરઇનસાફી હતો પોતાના અમુક કાર્યોની વિરૂદ્ધ પડવાથી પોતની બૈરીને તેણે તોપને ગોળે ઉડાડી મૂકવાની શિક્ષા કરી હતી આ માણસના મૃત્યુથી તેના પુત્રો વચ્ચે વાધા ઉઠયા અને તેનો નિર્ણય કરવાને શિવાજીને નિમંત્રણ કરવામાં આવ્યું. તેણે ત્રણે ભાઇઓને કેદી બનાવ્યા અને કિલ્લાનો માલિક પોતે થઇ બેઠો મિ. ગ્રાંટ ડફ આ વર્તણુકને દગાબાજીનું નામ આપે છે છતાં એટલું તો કબૂલ કરે છે કે આ ત્રણ ભાઇઓને ઇનામી જમીન મળેલી હતી અને તેઓ શિવાજીની જ નોકરીમાં કંઇક પ્રખ્યાતિ પામ્યા હતા. દેશીવૃત્તાંતો ઉપરથી માલૂમ પડે છે કે આ કિલ્લાના રક્ષણઅર્થ જે લશ્કર રાખવામાં આવ્યું હતું તેમાં એક બહુ જ મજબૂત પક્ષ હતો તે માંહેલા લોકોએ આ ત્રણે ભાઇના ઝઘડામાંથી મુશ્કેલી પેદા થશે એવો ભય દેખાડી શિવાજીને સલાહ આપી કે આ સ્થળ તમે પોતે જ લઇ લો ત્રણ ભાઇઓમાંથી બેએ તો થએલો નિર્ણય સ્વીકારવામાં પોતાની સંમતિ આપી હતી એમ જણાય છે. આ બાબતો ધ્યાનમાં લીધાથી ઉપલા કાર્યનું સ્વરૂપ તદ્દન બદલાઇ જાય છે, અને તે ઉપરથી એમ જણાઇ આવે છે કે સંરક્ષણને માટે રાખવામાં આવેલા લશ્કરની સંમતિથી શિવાજીએ આ કિલ્લો તેની યુદ્ધકૌશલ્ય સંબંધી ઉપયોગીતા ધ્યાનમાં લઇ કબજે લીધો હતો

શિવાજીએ પોતાની સામાન્ય રાજ્યનીતિને અનુસરીને આ બધા કિલ્લાઓ જબરજસ્તી વાપર્યા વિના તેમજ લોહી રેડયા વિના સંપાદન કર્યા

હતા; અને તેમ કરવાને તે શક્તિમાન્ થયો તે ઉપરથી સિદ્ધ થાય છે કે પોતના પાડોશીઓમાં જે વિશ્વાસ તેણે ઉપજાવ્યો હતો તે કાયમ રહ્યો હતો હિન્દસ માવલમાં આવેલા રોહીદા તથા સહ્યાદ્રી પર્વતની કોર ઉપર આવેલા કિલ્લાઓ, ઉત્તર તરફ કલ્યાણ અને દક્ષિણ તરફ લોહગઢ અને શયરી સુદ્ધાંત પ્રતાપગઢ સુધીનો પ્રદેશ વશ કરવામાં આવ્યો એ કાર્ય આ પહેલા ભાગ દરમ્યાન થએલી કૃત્તિહોને એક રીતે પૂર્ણ કરે છે. કલ્યાણનો કબજો લેવામાં આવ્યો ત્યારે બિજાપુરના સત્તાધિશો જાગ્રત થયા અને તેમણે શિવાજી ઉપર તેના બાપની મારફત દબાણ ચલાવ્યું. શાહજીને કર્ણાટકમાં આવેલી તેની જાગીરમાંથી બોલાવવામાં આવ્યો, અને દગાથી તેને પકડીને કેદખાનામાં નાંખવામાં આવ્યો. પોતાના પિતનો જીવ આવી રીતે જોખમમાં આવેલો જોઇ આગળ પગલુ ભરવાથી હાથ ઉઠાવવાની શિવાજીને ફરજ પડી તોપણ તેણે સારું એવી રીતે વાળ્યું કે મોગલ શહેનશાહ શાહજહાનો સેવક બનવા તેણે માગણી કરી. અને શાહજહાનો આશ્રય મળ્યો તેની અસર એવી થઈ કે શાહજીને તરત બંદીખાનામાથી છોડવવામા આવ્યો. આ પ્રસંગે શિવાજીએ દિલ્લીના શહેનશાહની નોકરીમાં રહેવાને તેણે જે ઇચ્છા બતાવી તે વખતે પહેલીવાર પ્રખ્યાત ચોથ અને સ્વદેશમુખીના દાવાનું વર્ણન જોવામાં આવે છે એમ કહેવાય છે કે શાહજહાને વચન આપ્યું હતું કે તમે દિલ્લી આવી રૂબરૂમાં તે દાવાઓ રજુ કરશો ત્યારે તે બાબત હું ધ્યાનમાં લઈશ. પણ આ બનાવ શાહજહાંના વખતમાં થવા પામ્યો નહિ. છેક ૧૬૫૨ માં—જે વર્ષમાં તેની પહેલી મંજલ મમાપ્ત થએલી કહેવાય તે વર્ષમાં—આ બધી બાબત બની.

૧૬૫૭ માં શાહજીનો છુટકારો થયો તેથી થોડા વર્ષ સુધી શિવાજીને પ્રવૃત્તિ વિના રહેવું પડ્યું હતું તે પ્રતિબંધન દૂર થયું. વળી બિજાપુરના સત્તાધિશોએ મોગલ સરદારોની જોડે સધિ કરી દીધી હતી તેથી શિ-

वाजीनी विरुद्ध लश्कर मोकलवा तेओ समर्थ थया हता. आ बीजी मंजलनु मुख्य अने खास लक्षण बिजापुर सत्तानी साथे जे अथडा-अथडी थइ ते हतुं आ झघडाने लीधे बिजापुरनी नोकरीमा शिवाजीथी वधारे बळवान् मराठी जागीदारो हता अने तेमनी जोडे ते संसर्गमा आव्यो तेओ नीचे प्रमाणे हता मुधोलना घोरपडेओ, जावलीना मोरेओ, वाडीना सावंतो, दक्षिण कोंकणना दळवीओ, मशवडना मानीओ, श्रीरंगपुरना सुरवीरो अने शिन्डेओ, फलटनना निम्बालकरो, अने मावळीना घाडगेओ हता तेमनी जागीरो नीरा नदीनी दक्षिणे अने कृष्णा नदीनी उत्तरे आवेली हती. पाडोशमां आवेला जागीन्दारोने शिवाजीए पोतानी सरदारी तळे एकत्र कर्या हता तेवी ज रीते तेनो उद्देश आ राजाओने एकत्र करवानो हतो; परंतु तेमणे तेनी मागणीनो अनादर कर्यो. वळी चंद्रराव मोरे जे सौथी बलिष्ट हतो तेणे, बिजापुरथी ब्राह्मण सन्दार बाजी शामराजनी सरदारी तळे जे टुकडी शिवाजीने पकडीने तेने हार करवानी धारणाथी मोकलवामा आवी हती तेने रक्षण आपवा पोतानी जागीरो वापरवा दीधी. आ कावतरुं उघाडुं पडयु अने बिजापुरना आडतीआओने शिवाजीए सामा पकडी लीधा. चंद्रराव मोरेनी आ प्रवृत्तिसूचक शत्रुता वधारे वार सहन थई शके एवी नहोती, अने शिवजीना आडतीआओ राघो बल्लाळ तथा संभाजी कावजीए ए बदल मोरेओने शिक्षा करवा निश्चय कर्यो तेमणे वेर लीधु ते त्वरावाळु तेमज निश्चयात्मक हतुं, तथापि ए कार्य ओछु ठपकापात्र गणी शकाय नहि, केमके विश्वासघात प्रति शंका भरेली आखमिचामणीना बदलामा आ तो खुल्ली अने मान्य करेली दगलबाजी हती मराठा वृत्तांत लखनाराओ पोते पण चंद्ररावनुं जे खुन करवामा आव्युं ते बाबत कंई पण बचाव माटे प्रयत्न करता नथी. मात्र आ बनावनो दोष ओछो करे एवु लक्षण ए हतुं के शिवाजीना आडतीआए पोतानी जोखमदारी उपर ए बधी गोठवण करी हती अने तेने अमलमां मूकी हती जावलीनी फतेह वडे प्रतापगढनी दक्षिणे आवेलो देश ताबे कर-

વાનો માર્ગ ખુલ્લો થયો અને તે છેક પન્હાલાની તેમજ દક્ષિણ કોકણની સરહદ સુધી અને તેમાં વાડીના સાવંતો જેમણે તાબેદારી કબૂલ કરી હતી તેમની પણ જાગીરો આવી ગઈ હતી. વળી એ ભાગમાં દલવીઓ અને શરવીરોની જાગીરો આવેલી હતી તે પણ કબજે લેવામાં આવી. ગીદીઓના મુલક ઉપર હલ્લો કરવામાં આવ્યો હતો, તેનું પરિણામ નિશ્ચયપૂર્વક નિપજ્યું નહિ. આ કૃત્તેહોથી કટોકટીનો ખરો વખત આવી પહોંચ્યો તેથી બિજાપુરના સત્તાધિશોએ ભગીરથ પ્રયત્ન કરવા નિશ્ચય કર્યો. એટલું તો તેમણે શોધી કાઢયું કે શિવાજી પોતાના પિતાની સત્તાને વશ નહોતો અને તેના પિતાની મારફત તેના ઉપર દમાણ ચલાવ્યાથી તે સામો મોગલ શહેનશાહનો આશ્રય શોધશે. તેમણે જે પહેલું લશ્કર બાજી શામરાજની સરદારી તળે શિવાજીને ઓચિંતો પકડી લેવા મોકલ્યું હતું તેનો પરાજય થયો, તથા સાવંતો અને દલવીઓ શિવાજીના સરદારોની જોડે ટક્કર ઝીલવા અશક્ત જણાઈ આવ્યા. આ સમયે પોતાના સૌથી સમર્થ પઠાણ સરદાર અફ્જલખાનના ઉપરીપણા હેઠળ એક મસ મોટું લશ્કર મોકલવા તેમણે ઠરાવ કર્યો. અફ્જલખાને કર્ણાટક વિગ્રહોમાં ભાગ લીધો હતો અને કારણ સહિત કે રહિત તેના ઉપર એવો સંશય લઈ જવામાં આવ્યો હતો કે તેણે ત્યાં શાહજીના દુશ્મનોને મદદ કરી અને શિવાજીના મોટા ભાઈનું અકાળ મૃત્યુ નિપજાવ્યું. અફ્જલખાન શિવાજીને પહાડી ઉંદરની ઉપમા આપતો હતો અને તેને મુએલો અગર જીવતો પકડવા, તેણે બિજાપુરની ભર દરબારમાં બીડું ઝડપ્યું હતું. અફ્જલખાને પોતે બિજાપુરથી વાઈ જતા રસ્તે તુલજાપુરનાં અને પંઢરપુરનાં મહાદેવાલયો અપવિત્ર કર્યાં અને મૂર્તિઓ ભાંગી નાંખી. આ કારણને લીધે તેની કૂચનો દેખાવ એક ધાર્મિક વિગ્રહનો હતો, અને તેથી કુદરતી રીતે બન્ને બાજુઓના પ્રચંડ જુસ્સાઓ ઉશ્કેરાયા એમાં તો શક નથી કે આ ઝઘડાના પરિણામમાંથી જે જે બાબતો જન્મ પામવાની હતી તે અતિ ગંભીર પ્રકારની હતી. જય મેળવનાર તેમજ પરાજય પામનાર બન્નેના હાથમાં

જીવન કે મૃત્યુની ખેંચાખેંચ તેમાં સમાયલી હતી. શિવાજી અને તેના સલાહકારોએ આ મામલાની અગત્યતા પિછાણી લીધી. હુમલાને પાછો હઠાડવા તેણે તૈયારી કરી રાખી, પણ શિવાજીએ પોતાની છેવટની બાજી રમતા પહેલાં પોતાની દેવી ભવાનીનું માર્ગોપદેશક ચિન્હ મેળવવા ઇચ્છા કરી. તેણે પોતાના ચિટનીસને આજ્ઞા આપી કે હું જ્યારે ધાર્મિક તન્મયતાની અસર તળે હોઉં તે સમયે દેવી માગ મુખમાં જે વચનો મૂકે તે લખી લેવા. બેભાન હાલતમા જે શબ્દો તેણે ઓચર્યા તે નોંધી લેવામાં આવ્યા. આવી રીતે આશ્રયના વચનની ખાત્રીથી ઉત્તેજિત થઇ પોતાની માતુશ્રીના આશીર્વાદ વડે તેમજ પોતાના લશ્કરની એકનિષ્ઠ ભક્તિ જોઇ શિવાજીએ પોતાના મહાન્ સમોવડીઆની જોડે સંભાળથી પોતાના ચુંટી કાઢેલા સ્થળ ઉપર બાથ ભીડવા નિશ્ચય કર્યો. આવી રીતે જ્યારે શિવાજીના તરફથી સભાળ અને સાવચેતી ભરેલી સામગ્રીઓ થતી હતી ત્યારે જે મોટું લશ્કર પોતાના તાબામાં હતું તેથી ફુલાઇ જઇ અને રણસંગ્રામમાં શિવાજી તેની સામે ટકી શકવાનો નથી એવું મનમા ખચીત માનીને અફ્જલખાનના મનમાં એકજ બબત રમી રહી હતી તે એ કે શિવાજીને તેના કિલ્લાના આશ્રયમાંથી બહાર આણવો, અને જો બની શકે તો તેને પકડીને ફત્તેહમંદીથી * બિજાપૂર લઇ જવો. લાંબા વખત સુધી ત્યાં રહી જોખમમાં ઉતરી લડાઇઓ ચલાવવી એવી તેની ધારણા નહોતી. શિવાજીના લશ્કરે કૃષ્ણા અને કોયનાની ખીણો રોકી હતી અને તેથી ત્યાં આવેલાં ઘાડાં જંગલોને લીધે શત્રુઓની દૃષ્ટિથી સંતાયલો રહી શક્યો હતો. અફ્જલખાનની ફોજ વાઇથી માંડીને મહાબળેશ્વર સુધી પથરાયલી હતી, અને તેથી તેના બન્ને છેડા હલ્લાને આધીન હતા. દેખીતી રીતે દરેકની કાળજીપૂર્વક ઇચ્છા એવી હતી કે સામાને ઓચિંતી રીતે પકડીને કેદ કરવો; કેમકે બન્ને જાણતા હતા કે પૂર્વ તરફના વિગ્રહોની રીતિ પ્રમાણે લશ્કર ઉપર ઉપરીપણું ભોગવનાર સરદારના પરાજયથી લડાઇ સમાપ્ત થતી કિંવા તેના પરિણામ ઉપર ભારે અસર

થતી. શિવાજીએ પોતાના દૂતો અફ્જલખાન પાસે મોકલીને એમ કહાવ્યું કે શરણે આવવા હું તૈયાર છું. તે ઉપરથી ખરી ખબર મેળવવા અફ્જલખાને પોતાનો બ્રાહ્મણ પંડિત મોકલ્યો. આ માણસના મનમાં ધાર્મિક ભાવ તથા સ્વદેશાભિમાનની લાગણી પ્રદિપ્ત કરી શિવાજીએ તેને પોતાના પક્ષમાં લઇ લીધો. તે પછી એવી ગોઠવણ રાખવામાં આવી કે પરસ્પર ખુલાસા અર્થે બન્નેએ કંઇ પણ લશ્કર વગર મળવું. આ મુલાકાત સમયે શું બન્યું તેનું ભિન્ન ભિન્ન વર્ણન જોવામાં આવે છે. મુસલમાન તવારીખ લખનારાઓ શિવાજી ઉપર દગલબાજીનો દોષ મૂકે છે અને એમ કહે છે કે પહેલો હુમલો તેણે જ કર્યો અને તેમાં તેણે પ્રાણઘાતક વાઘનખ તથા ભવાની તરવારનો ઉપયોગ કર્યો હતો; અને મિ. ગ્રાંટડફ પણ તેમનું જ અનુકરણ કરે છે. હવે મરાઠા વૃત્તાંતના લખનારાઓ સભાસદ અને ચિટનીસ બન્ને એમ કહે છે કે પ્રથમ પેલા લઠ્ઠ જેવા ખાને પોતાના ડાબા હાથવડે શિવાજીની બોચી પકડી તેને પોતાની ભણી ખેંચ્યો અને પોતાના ડાબા બાહુ તળે ધરી રાખ્યો. જ્યારે ખાનની દગલબાજી આવી રીતે શિવાજીએ સ્પષ્ટ જોઇ ત્યારે જ તેણે પ્રાણઘાતક ફટકો માર્યો. એ સમય એવો હતો કે દગાફટકા રમવાનું આચરણ બહુ માધારણ હતું, અને તેથી એમ ધારી શકાય કે અફ્જલખાન તેમજ શિવાજી બન્ને આવા ભયને માટે તૈયાર થઇ આવેલા હોવા જોઇએ. શિવાજીનો તેમ કરવાનો પ્રબળ ઉદ્દેશ હતો. તેને તો પોતાના ભાઇના મૃત્યુનું વેર વાળવાનું હતું; વળી તુળજાપુર અને પંઢરપુરનાં મંદિરોને ભ્રષ્ટ કરવામાં આવ્યાં હતાં તેનો પણ બદલો મેળવવો હતો. ખુલ્લા મેદાનમાં શત્રુની જોડે બાથ ભીડવા પોતે અસમર્થ હતો તે બાબત તે જાણતો હતો. વળી છેલ્લા બાર વર્ષમાં તેણે જે જે મેળવ્યું હતું અને જે જે યોજનાઓ રચી હતી તેની ફતેહ આ પરિણામ ઉપર જ લટકી રહી હતી. આ કારણથી પોતાનું કાર્ય યુક્તિવડે સાધી લેવા માટે તેના શત્રુ કરતાં તેને વધારે સબળ નિમિત્ત હતાં. એ બે પુરૂષોની પોતાની ચાલચલ-

ગત કેવી હતી તે બાબત પણ ધ્યાનમાં લેવી જોઇએ. પેલા ભાઇશ્રી તો દેખીતી રીતે મિથ્યાભિમાની અને બેદરકાર હતા, અને આ તો અતિ ચતુર અને સાવધ હતો. અફ્ઝલખાનનો જ્યારે નિકાલ કરવામાં આવ્યો ત્યારે શિવાજીએ છાપો મારવાની જે જે ગોઠવણો કરી હતી અને મરેઠાઓએ એ પછી તરત હુમલો કર્યો હતો તે વખતે જે સંપૂર્ણ ગભરાટ મુસલમાની લશ્કરમાં ફેલાયો હતો તે ઉપરથી જણાય છે કે અફ્ઝલખાનનાં માણસો આવી રીતના હુમલાને હઠાડવા બિલકુલ સજ થઈ આવેલાં નહોતાં. આ બાબનો જ્યારે આપણે ધ્યાનમાં લઇએ ત્યારે જે વર્ણનને મિ. ગ્રાંટ-ડફે પોતાની સત્તાનું વજન આપ્યું છે તેને ટેકો મળે છે ખરી વાત તો એમ હોવા સંભવ છે કે જ્યારે બન્ને પક્ષોને પરસ્પર વહેમ પેદા થયો ત્યારે એક બીજાની હીલચાલ ગમે તેવી નિર્દોષ હોય છતાં તેનો ખોટો અર્થ કર્યો હોય અને સ્વાભાવિક રીતે જેણે ઓછી સાવચેતી વાપરી હોય તેને પોતાની મૂર્ખાઇનું ફળ ચાખવું પડ્યું હોય. નુકસાન પહોંચાડવાની ઇચ્છા તો બન્નેમાં સરખી હશે, પણ પ્રસંગનો લાભ લેવા એકે જે તૈયારી રાખી હતી તેટલે જે અંશે બીજાએ રાખી નહિ હોય. અફ્ઝલખાનના પડવાથી પરિણામ એ નીપજ્યું કે પન્હાલાના દક્ષિણ તરફના અને કૃષ્ણાના કાંઠા ઉપર આવેલા મુલકો જીતાયા. બિજાપુરની સરકારે જે બીજું લશ્કર મોકલ્યું તેનો પરાજય થયો અને એ હારમાં વૃદ્ધિ કરવા શિવાજી પોતાના લશ્કરને છેક બિજાપુરના દરવાજા સુધી ધકેલી ગયો. વળી બીજી તરફ તેના સરદારોએ રાજાપુર અને દાભો લઇ લીધાં. જ્યારે શિવાજી અને તેની ફોજ પન્હાલામાં વિશ્રાન્તિ ભોગવતી હતી ત્યારે બિજાપુરથી ત્રીજું લશ્કર મોકલવામાં આવ્યું. શિવાજી યુક્તિવડે રંગના તરફ છટકી ગયો અને એક સાંકડી ખીણ જેને મરાઠા ઇતિહાસની થર્માપીલીનું નામ આપી શકાય તેમાં બાજી પ્રભુ અને ૧૦૦૦ માવલીઓએ રક્ષક બની બિજાપુરની ફોજને આગળ વધતા ખાળી રાખી. તેમણે ૯ કલાક સુધી યુદ્ધ ટકાવી રાખ્યું અને

છેવટ જ્યારે લશ્કરનો પોણો ભાગ કપાઈ ગયો ત્યારે તેમનો સરદાર બહાદુર બાજીપ્રભુ પોતાના સ્થાનકે રહી મુઓ; પણ મરણ પામતા પહેલાં શિવાજી સહીસલામત રંગને પહોંચ્યો એમ જાહેર કરવા જે તોપ ફોડવામાં આવી હતી તે તેણે સાંભળી હતી ૧૬૬૧-૬૨ માં ચોથી સ્વારીમાં બિજાપુરનો રાજા પંડે ચડયો હતો; પરંતુ તેથી તેને કાંઇ અગત્યનો લાભ મળ્યો નહોતો, અને આ વિગ્રહ એકાદ વર્ષ સુધી નિર્જીવપણે ચાલુ રહ્યો. એ જ સમયની મધિમાં શિવાજીએ પહેલી જ વાર પોતાના આરમારની ગોઠવણ કરી, અને જંજીરા સિવાય દખણના દરિયા ઉપર આવેલા તમામ કિલ્લાઓ પોતાને કબજે કર્યા ૧૬૬૨ માં બિજાપુરની સરકારે લાંબા વખતથી ચાલતી લડાઈને લીધે પોતાનાં સાધન એટલાં બધાં નબળાં થઈ ગએલાં દીઠાં કે શાહજીની ભલી સેવાઓનો તેણે ફરીથી લાભ લીધો અને કોંકણના આધારથી જે રાષ્ટ્રો શિવાજી પોતાની સત્તા તળે લાવ્યો હતો તે દેશનો માલિક પોતે થયો. પહેલી મજલની આખરે શિવાજીના કબજાના દેશોની હદ ચાકનથી લઈને નીરા નદી સુધી હતી, અને તેમાં તેની જાગીર અને પુરંદરથી કલ્યાણ સુધી સંહ્યાદ્રિ પર્વતની હાર માહેલા કિલ્લાઓ પણ સમાયલા હતા. બીજી મજલની આખરે શિવાજીના કબજામાં કલ્યાણથી ગોવા સુધીનો સઘળો કોંકણ અને ઘાટમાથાના પ્રદેશો, દરિયાકાંઠાની સમાંતર લીટીમાં આવેલો ભીમા નદીથી વારણા નદી સુધી ઉત્તર દક્ષિણ આવેલો ૧૬૦ માઇલનો વિસ્તાર અને ઘાટની ઘાટની પૂર્વે આવેલો ૧૬૦ માઇલનો પ્રદેશ હતો દિલ્હીના શહેનશાહો જોડે શિવાજીને જે લડાઇઓ લડવી પડી હતી તેની ત્રીજી મજલના પાછલા ભાગમાં કરારનામાની આ શરતો બિજાપુરના રાજાઓએ તોડી; પણ શિવાજીના મુખ્ય સેનાધિપતિ પ્રતાપરાવ ગુજરે પહેલે પ્રસંગે તો હુમલો પાછો હઠાવ્યો પણ તેણે શત્રુઓને પોતાને દેશ પાછા નાશી જવા દીધા. આવી નરમ રાજ્યનીતિ માટે શિવાજીએ પોતાના સરદારનો વાંક કાઢયો, અને પ્રતાપરાવને પોતાના માલિકના

દપકાની એટલી બધી અસર થઈ કે તે પછી બિજાપુરના સરદારોએ જ્યારે શિવાજીના મુલક ઉપર ચઢાઈ કરી ત્યારે પ્રતાપરાવે તેમની મોટી કતલ ચલાવી હરાવ્યા અને પોતાના કિંમતી જીવની આહુતિ આપી તેમનો આવે શથી કેડો લીધો. આગળ ચાલતા મોગલોએ જ્યારે બિજાપુર ઉપર ઘેરો ઘાલ્યો ત્યારે ત્યાના રાજાએ મદદને માટે શિવાજીને અરજ કરી અને તેણે પોતા ઉપર વીતેલી તમામ બાબતો વીસરી જઇ હુમલો કરતા મોગલોની પાછળ આવી તેમના ઉપર આગળ તથા પાછળ હલ્લો કર્યો અને મોગલોના મુલકમા યુદ્ધનો પ્રસાર કરી ઘેરો ઉઠાવી લેવાની તેમને ફરજ પાડી. આ ઉદારવૃત્તિની મદદથી બિજાપુર બચ્યુ અને તેને બીજો વીસ વરસની હેયાતીનો પટો મળ્યો. આ બનાવો ત્રીજી મંજલમા યોગ્ય સ્થળે વર્ણવેલા છે; પરંતુ બિજાપુરની જોડે શિવાજીના સંબંધનો ઇતિહાસ એક જ નજરે જોઇ શકાય એવા મુખ્ય હેતુથી અહીં તે સબધી ટુંકી નોંધ આપવામાં આવી છે.

## પ્રકરણ ૬ ઠું.

### ઝાડને ફળ આવે છે.

ત્રીજી મંજલ ૧૬૬૨ મા શરૂ થાય છે. તે વર્ષ પર્યંત દખણના કબજો લેતાં મોગલ લશ્કરોની જોડે યુદ્ધમાં નહિ ઉતરવા શિવાજીએ કાળજી પૂર્વક સભાળ લીધી હતી. માત્ર ૧૬૫૭ મા લૂંટ મેળવવા જુન્નર તરફ સ્વારી લઇ ગયો હતો તે નહિ ગણીએ તો એમાંથી એકે પક્ષ તરફથી ખુલ્લી શત્રુતાનું કોઇ પણ કૃત્ય કરવામા આવ્યું નહોતું. ખરૂ પૂછાવો તો શાહજહાંના વખતમાં શિવાજીએ શહેનશાહની તાબેદારી કબૂલ કરવા માગણી કરી હતી, અને તેમ કરવામાં તેનો ઉદ્દેશ માત્ર એવો નહોતો કે પોતાના

પિતાના છુટકારા માટે બિજાપુરના રાજાઓ ઉપર દબાણ લાવવું. પણ શાહજહાંને જે વચન આપ્યું હતું કે તમે રૂબરૂમાં આવી અરજદાર તરીકે તમારા દાવા રજુ કરશો તો તે ઉપર તમારા હિત અર્થે ધ્યાન આપવામાં આવશે તે વચનનો લાભ લેવા પણ તેનો વિચાર હતો. જ્યારે ઔરંગઝેબે બિજાપુરનો ઘેરો ઉઠાવી લીધો અને દિલ્લીની ગાદી માટે પોતાના ભાઇઓની જોડે લડવાને ઉતાવળે આગળ વધ્યો ત્યારે એવો હુકમ આપી ગયો કે શિવાજીના કોકણ પ્રતિના દાવાઓ સ્વીકારવા અને તેણે ઘોડેસ્વાર ટુકડી સહિત શહેનશાહની નોકરી બજાવવી અને નર્મદાની દક્ષિણે આવેલા શહેનશાહી મુલકમાં શાંતિ રહે તેવા ઉપાયો યોજવા. જ્યારે ઔરંગઝેબે પોતાના ભાઇઓની વિરૂદ્ધતા કચરી નાંખી અને પોતે શહેનશાહી તખ્તનો નિર્વિવાદ માલિક બન્યો ત્યારે તેની અને શિવાજીની વચ્ચે સમજુતી થએલી હતી તેની અવગણના કરવામાં આવી, અને ૧૬૬૧ માં એક મોગલ લશ્કરે કલ્યાણ લઇ લીધું. એ સ્થળ છેક ઉત્તરે આવેલું છે. આ હુમલાનું વેર વાળવા શિવાજી તે વખતે અશકત હતો, પરંતુ ૧૬૬૨ માં જ્યારે બિજાપુરની જોડે સલાહ થઇ ત્યારે શિવાજીના સેનાધિપતિ નેતાજી પાલકરે ઔરંગાબાદ ઉપર પહેલી સ્વારી કરી અને પેશ્વા મોરોપંતે જુન્નરની ઉત્તરે આવેલા કિલ્લાઓનો કબજો લીધો. એ કિલ્લો તે વખતે મરાઠા દેશમાં ઘણું જ આગળ વધેલું મોગલ થાણું હતું. આ પ્રમાણે તે વિગ્રહ બન્ને પક્ષમાં બહુ આવેશથી શરૂ થયો. મોગલ સેનાધિપતિ સાહિસ્તેખાને પુનામાં પોતાના મહેલમાં રાત્રી વેળાના હુમલા વડે ઓચિંતો પકડવામાં આવ્યો હતો. જ્યારે શિવાજી પૂનાથી સિંહગડ પાછો ગયો ત્યારે તેની પૂઠે જે મોગલ અશ્વસેના લાગી હતી તેનો નેતાજી પાલકરે પરાજય કર્યો. આ બનાવો ૧૬૬૩ માં બન્યા અને ૧૬૬૪ મા શિવાજી પોતાની પહેલી પ્રખ્યાત સ્વારી કંઇ પણ અટકાવ વગર એક અજાણ્યા પ્રદેશમાં થઇને સુરતની સામે લઇ ગયો. તે વખતે તે બંદર પરમુલક સાથના હિંદી

વેપારનું મુખ્ય મથક હતું. વળી મરાઠા આરમારે સુરતથી મક્કે જતા હાજીઓનાં વહાણો કબજે કર્યાં. આરમારના બીજા એક ભાગે ૧૬૬૫ માં ગોવાની દક્ષિણે આવેલું એક સમૃદ્ધિવાળું બંદર લૂટયું, અને એ સ્વારીના પરિણામ તરીકે શિવાજીએ ઉત્તર કાનડામાં પોતાની સત્તા સ્થાપી પૂનામાં રાત્રીવેળાએ શાહિસ્તખાને જે હાર ખાધી હતી તેનાથી તે ટટાર થવા પામ્યો જ નહિ તેથી તેને પાછો બોલાવવામાં આવ્યો હતો, અને ૧૬૬૫ માં શિવાજીની સત્તા ઘટાડવા માટે પ્રખ્યાતી પામેલા રાજા જયસંહ અને દિલેરખાનની સરદારી તળે બીજું લશ્કર મોકલવામાં આવ્યું હતું. એ લશ્કરે નિર્વિઘ્ને મરાઠા દેશમાં પ્રવેશ કર્યો અને છેવટે પુરંદર ઉપર ઘેરો ઘાલ્યો. એ કિલ્લાનું રક્ષણ મહાડના મુરાર બાજી દેશપાડે નામના પ્રભુ સેનાધિપતિએ કર્યું હતું. જ્યાં સૂધી તેના ખોળીઆમાં જીવ હતો ત્યાં સૂધી એ અસમાન યુદ્ધ તેણે ટકાવી રાખ્યું. આ સમયે શિવાજીને એમ સમજાવવામા આવ્યું કે (શા કારણથી તેનો ખુલાસો દેશી વૃત્તાત લખનારાઓ કે મિ. ગ્રાંટડફ પણ મનમાનતી રીતે આપી શકતા નથી ) તેને માટે સૌથી ડહાપણ ભરેલો માર્ગ એ છે કે તેણે દિલ્લીદરબારના અગ્રેસર હિંદુ અમીર રાજા જયસિંહને તાબે થવું, અને એ રીતના શાન્તિ ભરેલા સાધન વડે તે પોતાની અભિલાષાઓ પુરી પાડી શકશે. આ નિશ્ચય નિરાશાના સમયમાં એકદમ કરવામા આવ્યો નહોતો. દેશી વૃત્તાંત લખનારાઓ એમ જણાવે છે કે શિવાજીએ દૈવી અનુશાસન ચાહ્યું હતું અને ભવાનીદેવીએ વશ થવા તેને સલાહ આપી હતી; કેમકે જયસિંહ દેવીનો માનીતો હતો અને તેથી યુદ્ધને લંબાવીને તેની વિરૂદ્ધ જય સંપાદિત થઇ શકે એ અશકય હતું એવી સૂચના તેને મળી હતી જ્યારે આપણે એમ વિચાર કરીએ કે અફ્જલખાને અને સાહિસ્તખાનને તેણે સહેલાઇથી હરાવ્યા અને આગલ ચાલતાં ઔરંગજેબે જ્યારે પોતાના સમગ્ર લશ્કર વડે દખણ પ્રાંતનો કબજો લીધો ત્યારે પણ મરાઠા સેનાધિપતિઓ પોતાને માથે

સ્વીકારેલો સરદાર નહિ હોવા છતાં અને એક પણ કિલ્લો પોતાને હસ્તક નહિ હોવા છતાં તેઓ તેની સામે વિગ્રહ ચલાવવાને શક્તિવાન હતા, ત્યારે એમ તો ધારી શકાય નહિ કે શિવાજી જયસિંહની જોડે એક સરખી સપાટી ઉપર હોઇ બાથ ભીડવાને અસમર્થ હતો. પોતાની ૩૪ વર્ષની તમામ કારકીર્દિમાં એવો એક પ્રસંગ આવ્યો નહોતો કે શિવાજીએ લશ્કરની સરદારી પંડે ભોગવી હાર ખાધી હોય, અને જ્યારે તે ખરાબમાં ખરાબ દશામાં હતો ત્યારે પણ પોતાના જયનું ઈશ્વિરીસૂચન તેને મળતું તેથી તાજી હિંમત અને તાજી સામગ્રી મેળવી શકતો હોય એમ જણાતું. એ ઉપરથી આપણે એટલું તો માન્ય કરી શકીએ કે જ્યારે તેણે જોઈ વિચારીને જયસિંહને તાબે થવા માગણી કરી અને પોતાના કિલ્લાઓ તેમજ પોતાનો મુલક સોંપી દેવા તે તૈયાર થયો ત્યારે રાજનીતિની કોઇ ઉંડી યોજના તેના મનમાં હોવી જોઇએ જેથી તેને તેમજ તેના સલાહકારોને લીધેલો માર્ગ યોગ્ય જણાયો હશે. શિવાજીએ એમ પણ ધાર્યું હોય કે હાલ તરત તાબે થવાથી અને દિલ્લી જવાથી તેની પ્રવૃત્તિનો પ્રદેશ વધારે વિસ્તીર્ણ થશે અથવા એમ નહિ તો ચક્રવર્તી રાજ્યના મોટા મોટા રજપુત અમીરોની જોડે ઓળખાણ થશે તો ખરી જ. વળી જયસિંહની મિત્રતા આવી રીતના આત્માર્પણના કૃત્યથી દૃઢ થઇ, મારી મોટી મોટી યોજનાઓ પાર પાડવામાં સહાયરૂપ થશે એમ પણ તેણે ધાર્યું હોય. શિવાજી ચોથ અને સરદેશમુખીના પોતાના દાવા બહુ વાર રજુ કરતો અને તે ઔરંગઝેબ કે શાહજહાંએ સ્વીકાર્યા નહોતા છતાં તેને આશા તો આપવામાં આવી હતી અને તેથી તે ઉત્તેજીત થયો હતો. વળી એમ ધારવાને તેને કારણ મળ્યું હતું કે આવા વર્તનથી આ દાવાઓ મંજુર થશે. આ અને એવા જ પ્રકારના વિચારોએ તેને માનવાને કારણ આપ્યું હોય કે ભવિષ્યના બનાવો ઉપર આધાર રાખ્યા કરતાં એમ કરવું વધારે યોગ્ય છે. પણ એટલું તો નક્કી છે કે આ પ્રસંગે શિવાજીએ પાકો નિશ્ચય કર્યો

હતો કે ગમે તે થાય તોપણ શહેનશાહની જોડે મારે સલાહ કરવી, અને તે પ્રમાણે ટુંકા વખતની સલાહ થઈ પણ ખરી ૨૦ કિલ્લાઓ મોગલોના હવાલામા આપવામા આવ્યા અને ૧૨ શિવાજીના સેનાધિપતિઓના હાથમા રાખવામા આવ્યા. રાજ્યકારભાર ચલાવવા માટે તેના ત્રણ અને વિશ્વાસુ સલાહકારોની મંડળી સ્થાપવામા આવી અને તેનુ ઉપરીપણુ જીજીબાઇને સોપવામા આવ્યુ. શિવાજી મોગલોની નોકરીમા દાખલ થયો અને પોતાના સાથી તરીકે જયસિંહને લઈ તેણે બીજાપુર ઉપર ધસારા કરવા કૂચ કરી આગળ ચાલતા જાનમાલની સલામતીની જ્યારે તેને ખાતરી આપવામા આવી ત્યારે પોતાના દીકરાને તથા ઘોડેસ્વારની એક મોટી ટુકડી તેમજ માવલીઓને લઇને તે દિલ્લી ગયો પણ શહેનશાહ તરફથી જોઇએ તેવો આવકાર તેને મળ્યો નહિ તે તરત જ ચેતી ગયો કે મારી આખી જિંદગીમા જો મે કોઈ મોટી ભૂલ કરી હોય તો તે આ છે જે યુક્તિ વડે તે નાસવા પામ્યો તે એટલી બધી જાણીતી છે કે અહિં તેનું ફરીથી વર્ણન કરવાની અગત્ય નથી. અડચણોને ખસેડવામા તે કેટલે દરજ્જે સામર્થ્યવાળો હતો અને તેના અનુયાયીઓનો પ્રેમ તેના તરફ કેટલો બધો હતો તે આ બનાવથી સરસ રીતે પ્રગટ થાય છે તે પોતાને વતન દશ મહિને પાછો આવી પહોચ્યો તે વખત તેને માલૂમ પડ્યુ કે જેવી સ્થિતિમા તે દેશને મૂકી ગયો હતો તેવી જ સ્થિતિ કાયમ હતી દિલ્લી તરફ તેનો આ સંચાર મરાઠા ઇતિહાસમા અણીનો વખત પ્રથમ જ બનેલો દાખલો છે મોગલ લશ્કરોએ મેદાનો અને કિલ્લાઓ લઇ લીધા હતા શિવાજી અને તેનો દીકરો દિલ્લીમા કેદી થયા હતા છતા જોવાનું એ છે કે રાજતંત્ર એવી સંભાળથી ચલાવવામા આવ્યું કે કોઇ પણ પુરૂષ પોતાના દેશપતિ દગાખોર નિવડ્યો હોય એવુ બનવા પામ્યું નહિ. દરેક જણુ પોતાના સ્થાનક ઉપર દૃઢ રહ્યા હતા. જ્યારે દિલ્લીથી શિવાજી નાસવા પામ્યો અને પાછો ઘેર આવ્યો એવી ખબર આવી ત્યારે તે જંગલના અગ્નિ પેઠે

અલ્પ કાળમાં પ્રસરી ગઇ, અને પ્રથમના કરતાં વિગ્રહ, વિશેષ બળ તથા ઉત્સાહની સાથે ફરી ચાલુ થયો. ટપોટપ કિલ્લાઓ ઘેરી લેવામાં અને છૂતી લેવામાં આવ્યા. મોરોપંત પેશ્વાએ તો શિવાજી સ્વદેશ પહોંચ્યો તે પહેલાં જ જયસિંહને પાછો બોલાવવામાં આવ્યો હતો તેનો લાભ લઇને પૂનાની ઉત્તરે આવેલા કિલ્લાઓ અને કલ્યાણ પ્રાન્તનો ઘણોખરો ભગ લઇ લીધો. શહેનશાહે ત્રીજું લશ્કર પોતાના શાહજાદાની સરદારી તળે મોકલ્યું અને તેમાં રાજા જયસિંહને બદલે જોધપુરના રાણા જશવંતસિંહજીને ઉપરી બનાવી મોકલ્યો હતો. શહેનશાહના પુત્રને દખણનો સરસુબો નીમ્યો. પોતાના ઓદ્દાનું પહેલું જ કાર્ય એ કર્યું કે તેણે પોતાના પિતાની સંમતિથી શિવાજીની જોડે સંધિ કરી અને તેમાં થએલા કરાર પ્રમાણે ઔરંગઝેબે શિવાજીને રાજાનો ખેતાબ બક્ષ્યો, અને તેના દીકરાને પાંચ હજાર ઘોડેસ્વારનો ઉપરી બનાવ્યો. જુન્નર તથા અહમદનગર ઉપર શિવાજીનો દાવો પહોંચતો હતો તે સાટે બિરારમાં તેને એક જાગીર આપવામાં આવી. પૂના, ચાકન અને સુપામાં તેની જૂની જાગીરમાં પ્રગણાઓ સિંહગડ ને પુરંદર સિવાય તેને પાછાં સોંપવામાં આવ્યાં. આ ગોઠવણથી શિવાજી શહેનશાહતનો એક અમીર બન્યો અને ઔરંગાબાદની પાસે પ્રતાપરાવ ગુજર હસ્તક જે મોટી અશ્વસેના રાખવામાં આવી હતી તે લઇ શહેનશાહની નોકરી બજાવવાનુ તેણે માથે લીધુ આ ગોઠવણ મોગલ શહેનશાહત અને બિજાપુર વચ્ચે જે વિગ્રહ ચાલતો હતો તે ૧૬૬૯ માં સમાપ્ત થયો ત્યાંલગણ એટલે ૧ વર્ષ સુધી ચાલી. તે વખતે બિજાપુરના રાજા અને મોગલ સેનાધિપતિઓ વચ્ચે જે સંધિ થઇ હતી તેમાં શિવાજી પક્ષકાર નહોતો પણ દખણના સુબા અને શિવાજી વચ્ચે જે મિત્રભાવ ચાલતો હતો તે ધ્યાનમાં લેતાં ચોથ અને સરદેશમુખીના દાવા તે વખત પહેલાં તેણે અનેક પ્રસંગે દાખલ કરવાને આગ્રહ કીધો હતો, તે દાવા ૧૬૬૯ માં પહેલી જ વખત ગોવલકોંડા અને બિજાપુરના રાજાઓએ સ્વીકાર્યા, અને તે બદલ શિવાજીને

એકને માટે પાચ અને બીજાને માટે ત્રણ લાખ રૂપિયા આપવાનું કબૂલ કર્યું આવા પ્રકારનો સ્વીકાર પક્ષકારો વચ્ચે જે સમજુત થઇ હતી અને તેમાં મોગલ સરદારો શામિલ હતા તેનુ પરિણામ હોવું જોઇએ આવી રીતે ૧૬૬૬ મા શિવાજીની પદવી વિશેષ ગૌરવ પામી તેને પોતાની જાગીરો અને ઘણુ ખરા ટેકરીવાળા કિલ્લાઓ પાછા મળ્યા. શહેનશાહ તરફથી તેને એક મનસબ અને જાગીર પ્રાપ્ત થયા અને વિશેષમા દખણના મુસલમાન રાજ્ય તરફથી ચોથ અને સરદેશમુખી દાખલ કરવાના હક્કનો સ્વીકાર થયો આ વી રીતના લાભ મળ્યાથી ઔરંગજેબે જ્યારે ૧૬૬૭ મા થએલા કરારનો ભંગ કરી લડાઇમા ઉતરવાની શિવાજીને ફરજ પાડી ત્યારે જયના વિશેષ સભવ સહિત વિગ્રહ ચનાવવાને તે સમર્થ થયો. ઔરંગજેબે પોતાના પુત્ર દખણના સુબાને હુકમ કર્યો કે તેણે બળથી કે કળથી શિવાજીને પકડવો અને જો તેમ નહિ કરશે તો તેના ઉપર ભારે ઇતરાજી થશે ઔરગાબાદ આગળ મરાઠા અશ્વસેના લઇ પ્રતાપરાવ ગુજરે સ્થાનક લીધુ હતુ તેને જ્યારે આ દગાબાજીના મનસુબાની ખબર પહોચી ત્યારે ત્યાથી તે છટકી ગયો આમ થવાથી શિવાજીએ દિલ્હીના શહેનશાહના સમગ્ર બળની સામે થવાની સ્થિતિમા આવેલો પોતાને દીઠો. સ્વરક્ષણની અગત્યતાને લીધે જ સિંહ ગડ કિલ્લો પાછો લઈ લેવાનુ તેણે યોગ્ય ધાર્યું. એ કિલ્લો બાદશાહી નો કરીને અગે રજપૂતોએ છેલ્લા પાચ વર્ષો સુધી પોતાને હસ્તક રાખ્યો હતો હલ્લો કરવામાં તાનાજી માલુસરે મોખરે હતો, અને તે પોતાના માણસો માવલીઓ જોડે મધ્યરાત્રીએ દીવાલો ઉપર નિસરણી મારી માહે દાખલ થયો, પણ તેનું પરિણામ એ નિપજ્યું કે રક્ષકસેનાને હાથે તેનુ મરણ નિપજ્યું. જેમ તાનાજીએ દેશના હિત અર્થે પોતાના પ્રાણનો ભોગ આપી બહાદુરી બતાવી તેમ તેના ભાઇ સૂર્યાજીએ તેને છાજતી બહાદુરી બતાવી આ કામ સપૂર્ણ કર્યું. પુરદર માવલી, કર્નાલા, નહોધડ અને જુન્નર, એ સ્થળો જીતી લેવામાં આવ્યા જંજીરા ઉપર હુમલો કરવામા

આવ્યો હતો. ખરો પણ સીદીઓ દરિયા ઉપરના પોતાના વિશેષ બળથી પોતાના કિલ્લાઓ ટકાવી રાખી શક્યા સુરત શહેર બીજી વાર લુંટી લેવામાં આવ્યું. શિવાજી સુરતથી પાછો આવતો હતો ત્યારે જે મોગલસેનાપતિઓ તેની પૂંઠે પડયા હતા તેમની જોડે તેનો ભેટો થયો, અને જો કે તેમની સખ્યા બહુ મોટી હતી તોપણ તેઓ પોતાની લુંટ રાયગડ સહિસલામત મોકલી શક્યા એટલું જ નહિ પણ ભારે નુકાસની સાથે પૂંઠે લાગનારાઓને મારી હઠાવ્યા. પ્રતાપરાવ ગુજર ખાનદેશમાં દાખલ થયો અને આખા પ્રગણામાં અનિયમિતપણે લોક ઉપર વેરો નાંખીને પૂર્વ તરફ આગળ વધી બિરારમાં પેઠો. સરદેશમુખી અને ચોથ નામના વેરા જે પરગણાઓ દિલ્લીના શહેનશાહને તાબે હતાં ત્યાંથી ઉઘરાવવાનો આ પહેલો જ પ્રસગ હતો. વળી મોરોપંત પેશ્વાએ ૧૬૭૧ માં કેટલાક કિલ્લાઓ બાગલાણમાં સલહેર સુદ્ધાં લઈ લીધા. આ કિલ્લા ઉપર બીજે વર્ષે મોગલ સેનાપતિઓએ મોટા લશ્કર સહિત ઘેરો ઘાલ્યો. મરાઠાઓ પોતાના શૌર્ય વડે એ ઘેરાની સામે ટકી શક્યા એટલું જ નહિ પણ એક નક્કી કરેલા સ્થાને યુદ્ધ થયું તેમાં મોરોપંત પેશ્વા અને પ્રતાપરાવ મોગલ ફોજને હનવવામાં વિજયી થયા. ૧૬૭૩ માં પન્હાલા ફરીથી કબજે કરવામાં આવ્યું અને અનાજીદત્ત નામના શિવાજીના એક સેનાપતિએ હુબ્લી લૂંટયું. એક નવિક સ્વારી કારવાર ઉપર મોકલવામાં આવી અને કાંદા ઉપર આવેલો ત્યાંનો તમામ ભાગ ફરીથી જીતી લેવામાં આવ્યો તથા બેદનોરનો રાજા ગોવળકોંડાના રાજાનો ખંડિયો બન્યો. પ્રતાપરાવ ગુજરે બિજાપુરથી આવેલા એક લશ્કરને મોટી ખુવારી સાથે હરાવ્યું અને બીજી વાર જ્યારે ૧૬૭૪ માં હલ્લો કરવામાં આવ્યો ત્યારે હંસાજી મોહિતેએ બિજાપુરની ફોજને હરાવી બિજાપુરના ઝાંપા સુધી તેનો કેડો લીધો. આવી રીતે પાછી શત્રુતા ચાલુ થઇ. ત્યાર કેડેનાં ચાર વર્ષમાં શિવાજીએ પોતાના સઘળા રાજ્યો પાછા મેળવ્યા, અને પોતાના જયનો પ્રસાર, જળમાર્ગે તેમજ સ્થળમાર્ગે ચોગરદમ તેણે કર્યો.

ઉત્તરે સુરત સુધી તે વધ્યો ગયો, દક્ષિણે હુબ્લી તથા બેડનોર સુધી અને પૂર્વે બિગર, બિજાપુર તથા ગોવળકોંડા સુધી તાપી નદીની દક્ષિણે આવેના મોગલ સુબાઓ ઉપર ચોથ તથા સરદેશમુખીના કરો તેણે ચોગડયા અને ગોવળકોંડા તથા બેડનોરના રાજાઓને તેણે પોતાના મંડળિક બનાવ્યા બખરો લખનારના શબ્દોનો ઉપયોગ કરીએ તો, ત્રણ મુસલમાની પાદશાહોને હરાવી તેમની પાસેથી પોતાના દાવાઓનો અંગીકાર સંપાદિત કર્યો, પછી હિંદુઓનો પાદશાહ બનવાને તેણે પોતાનો હક્ક સ્થાપિત કરી આપ્યો. આવી રીતે સ્વાભાવિકપણે શિવાજી તથા તેના મિત્રમંડળને એવો વિચાર થયો કે ત્રીસ વર્ષના અથાગ શ્રમ વડે જે કાર્યસિદ્ધિ થઇ તેનું મહત્વ દેખાડવા તથા ભવિષ્યમાં ઔરંગઝેબ મોટી ચઢાઇ લઇ આવે તેની સામા થવા એકત્ર થવાનું એક મધ્યબિંદુ છાજતી રીતે દર્શાવી શકાય તેવા વિધિ સહિત રાજ્યાભિષેકની ક્રિયા આદરવી

આવી રીતે આપણે શિવાજીની કારકિર્દીની ચોથી મંજલ ઉપર આવીએ છીએ પટ્ટાભિષેકની ક્રિયા યોગ્ય દમામ તથા દબદબા સહિત કરવામાં આવી એક બળિયા હિંદુ રાજ્યની સ્થાપના થઇ છે એ વાત ગૌરવ સાથે પ્રસિદ્ધ કરવાની હતી તેથી આખા રાષ્ટ્રમાં સહ્યાદ્રિ પર્વતની હારમાં આવેલા દરેક ડુંગરી કિલ્લા ઉપરથી તેમજ દરિયા કિનારા ઉપરના કિલ્લાઓની ઉપરથી સાથે લાગી તોપો ફોડીને એ બિના આખા પ્રદેશમાં પ્રસિદ્ધ કરવામાં આવી શિવાજીની જિંદગીના બાકીના ભાગમાં મોગલ સરદારોએ તેની છેડતી લીધી નહોતી, કેમકે તેમનો પ્રયાસ મુખ્યત્વે કરીને બિજાપુર અને ગોવળકોંડા જીતી લેવા તરફ દોરવાયલો હતો મોગલ સરદારો ગોવળકોંડા ઉપર હુમલો લઇ ગયા પરંતુ હબીરાવ મોહિતેના વખતસર આવી પહોચવાથી તેઓ નિષ્ફળ થયા અને ગોવળકોંડાના રાજા થોડા વખત સુધી તો શિવાજીના આશ્રય તળે સહિસલામત રહ્યો. જ્યારે શિવાજીએ કર્ણાટક સામે ચડાઈ કરી અને જે વેગા દક્ષિણ ભણી છેક તા-

જીંગ સુધી વધી ગયો હતો ત્યારે તેણે વેલોર લઇ લીધુ હતુ જિંજીનો કિલ્લો બાંધી લીધો હતો અને મ્હૈસૂરની આરપારની આખી સડક ઉપર લશ્કરી થાણા સ્થાપ્યા હતા તે વખતે ઉપલા રાજાએ પોતાના લશ્કર સાથે તેને મદદ કરી હતી. મોગલ સરદારોએ બિજાપુર ઉપર ઘેરો ઘાલીને લોકો ઉપર ભારે સંકટ આણ્યુ હતુ આદિલશાહી રાજાઓ તેમજ તેના સલાહકારોને શિવાજીની મદદ માગ્યા વિના ચાલ્યુ નહિ કેમકે તેમ કર્યા વિના છુટકો જ નહોતો, અને શિવાજીએ ગઇ ગુજરી યાદ ન કરતા પોતાના લશ્કર વડે તેમને સહાયતા આપી હતી એ લશ્કરે મુગલ અને બરાનપુર વચ્ચે આવેલા મોગલ પ્રદેશને ખેદાન મેદાન કરી નાખ્યો અને ચઢાઇ લાવનાર લશ્કરના પાછલા ભાગ ઉપર હલ્લો કરી ઘેરો ઉઠાવી લેવાની અને ઔરંગાબાદ પાછા ફરવાની મોગલ સરદારોને ફરજ પાડી હતી આ મજલની લશ્કર સબધી અગત્યની બિનાઓ આટલી જ છે એ સમયે શિવાજીને જે થોડો ઘણો અવકાશ મળ્યો તે દરમ્યાન તેણે મુલકી વહિવટમા સુધારાઓ કર્યા તે મોખરે જણાઈ આવે છે આવતા પ્રકરણમા એણે જે જે સુધારા કર્યા તે વિષે સક્ષેપ વિવેચન કરવામા આવશે આ સ્થળે એટલુ જ કહેવુ પૂરતું થઇ પડશે કે પહેલી મજલની આખરે શિવાજીની સત્તા ચાકન અને નીરા નદીની વચ્ચે આવેલા દેશના માત્ર સાઠ્ઠા કટકા ઉપર હતી અને એના મરણ સમય તો તાપી નદીની દક્ષિણે તે એક મહાબળવાન્ દેશી રાજ્યકર્તા ગણાતો હતો અને તેની સર્વોપરી સત્તા તાપી નદીથી માંડી કાવેરી સુધી હિંદુ તેમજ મુસલમાન રાજાઓ સ્વીકારતા હતા.



## પ્રકરણ ૭ મું.

### મુલકી હાકેમ તરીકે શિવાજી.



શિવાજીના લશ્કરી પરાક્રમનો ઇતિહાસ તેની ઉત્તમ મનશક્તિની માત્ર એક બાજુ આપણી દૃષ્ટિ આગળ રજુ કરે છે. મુલકી બાબતોમાં તે કેવા પ્રકારનો રાજ્યકર્તા હતો અને એ લેખે આપણા લક્ષ ઉપર કેટલા વધારે મજબૂત દાવાઓ ધરાવે છે તે બાબત વિસરી જવાનો સંભવ રહે છે. પહેલા નેપોલીઅનની પેઠે શિવાજી પોતાના જમાનામાં મહાન્ વ્યવસ્થાપક થઇ ગયો. વળી તેણે મુલકી કાનુનો ઘણા રચ્યા અને તેના પ્રતાપ વડે જ તેણે જે હીલચાલનો આરંભ કર્યો હતો તેને જય આપવામાં ઘણી રીતે તે સહાયભૂત થઇ પડ્યા હતા, તથા તે વડે જ તેના મરણ પછી અલ્પકાળમાં દેશ ઉપર જે અનેક સંકટો આવી પડયાં હતાં તેમાંથી મુક્ત થવાનું સાધન મળ્યું અને મોગલ રાજ્યના સમગ્ર બળની જોડે જે ૨૦ વર્ષનો ઝઘડો ચાલ્યો તેમાં પ્રજાકિય સ્વતંત્રતાનો હક ટકાવી રાખવામાં પણ એજ સાધન કામ લાગ્યું. ૩૦ મુલકી કાનુનો રચવામાં તેણે જે અપૂર્વ કલ્પના અને દીર્ઘદૃષ્ટિ વાપર્યાં હતાં, જે તે વખતના મુસલમાની કે હિંદુ રાજ્યની પદ્ધતિઓમાંથી પ્રાપ્ત થઇ શકે તેવાં ન હોવાથી ખાસ રીતે અભ્યાસ કરવા જોગ છે, અને એ કરતાં પણ વધારે ધ્યાન આપવા યોગ્ય બાબત એ છે કે સ્વતંત્રતાના યુદ્ધ પછી દેશ જ્યારે અવ્યવસ્થિત થઈ ગયો ત્યારે તેના પછી ગાદીએ આવનારાઓ મરાઠા રાજ્યના સ્થાપનારે જે રાજ્યનીતિ નક્કી કરી હતી તેને તજી દઈ પ્રાચીન વખતની પદ્ધતિ તરફ પાછા વળ્યા હતા તેથી નમુનારૂપ ધોરણ કોરાણે મૂકયાથી સ્થાપનારે જે કુસંપ અને વિયોગને દૂર કરવાને માટે બની શકતો પ્રયાસ કર્યો હતો તે જ કુસંપ અને વિયોગનાં બી તેમણે વાવ્યાં. પ્રથમ કહેવામાં આવ્યું તેમ

આખા હિંદુસ્તાનમાં પોતાની સત્તા નીચે સાર્વભૌમ રાજ્ય સ્થાપવું એવી અભિલાષા તો શિવાજીને હતી જ નહીં. તેનો પ્રયત્ન તો પોતાના દેશી બંધુજનોને સ્વતંત્ર બનાવવાનો અને તેમને એકત્ર કરી એક પ્રજા બનાવવાનો હતો, અને તે એવી રીતે કે પોતાનું રક્ષણ કરવાને સમર્થ થાય અને પોતાના હક્ક દર્શાવી શકે; પણ તમામ પરસત્તાનો નાશ કરવો એવી તેની ધારણા હતી જ નહિ. ગોવળકોંડા અને બેદનોર તથા બિજાપુરના રાજાઓ સાથે તેને મિત્રભાવ હતો, અને તેલંગણ, મ્હૈસોર, અને કર્ણાટકના દેશોમાં તેઓ જે સત્તા ભોગવતા હતા તેની વચ્ચે તે આવતો નહોતો અને દ્રાવિડ મુલકમાં પોતાના ભાઇ વેંકોજીને પોતાના બાપની જાગીર તમામ અખત્યાર સાથે આપી દીધી હતી; પોતે તો માત્ર મોગલ દેશમાંથી ચોથ અને સરદેશમુખી વસુલ કરી સંતોષ માનતો. સ્વરાજ્ય અને મોગલાઇ વચ્ચે તેણે સ્પષ્ટ અંતર રાખ્યો હતો. તેણે જે મુલકી કાનુનો બનાવ્યા હતા તે ખાસ કરીને વાસ્તવિક મરાઠા દેશને માટે જ હતા, પરંતુ કેટલેક અંશે દ્વીપકલ્પની છેક દક્ષિણે તેણે જે લશ્કરી કિલ્લાઓની હાર બાંધી હતી તેમ નણુ તેને દાખલ કર્યા હતા. પોતાની પાધરી સત્તા તળે તે જે રાષ્ટ્ર ધરાવતો હતો તેના જુદા જુદા પ્રાંત પાડવામાં આવ્યા હતા. પૂનાની આસપાસ તેની જે વડીલોપાર્જીત જાગીર હતી તે ઉપરાંત—(૧) માવલ, સાસવદ, જુન્નર અને ખેડના નામથી આજે જે તાલુકાઓ ઓળખાય છે તેનો અઢાર મોટા ટેકરી કિલ્લાના રક્ષણ સહિત માવલ પ્રાંત બન્યો હતો. (૨) હાલ જે સતારા જીલ્લો કહેવાય છે તેના પશ્ચિમ ભાગને મળતા પંદર કિલ્લાઓના રક્ષણ સહિત તેણે વાઈ, સતારા, અને કરાડના પ્રાંતો કર્યા હતા. (૩) હાલના કોલ્હાપુરના પશ્ચિમ તરફના ભાગો છે તેનો પન્હાલા નામનો પ્રાંત તેર ટેકરી કિલ્લાઓ સહિત બન્યો હતો. (૪) રત્નાગિરીને બદલે દક્ષિણ કોકણ પ્રાંત અઠ્ઠાવન ટેકરી કિલ્લા તથા દરિયાઇગઢો સહિત થયો હતો. (૫) હાલના ઉત્તર કોકણ પ્રગણાને બદલે ૧૨ કિલ્લાવાળો થાણા પ્રાંત હતો.

(૬-૭) હાલના નાસિકના પશ્ચિમ ભાગોને સ્થળે ત્રિંબક અને બાગલણુના પ્રાંતો ૬૨ ટેકરી કિલ્લાઓ સહિત હતા જે પ્રાંતોમાં રક્ષણુ અર્થે લશ્કરો રાખવામાં આવતા તેનાં નામ નીચે પ્રમાણે હતાં. ( ૮ ) વનગઢ, બેદનોર, કોલ્હર અને શ્રીરંગાપટ્ટણ. ( ૯-૧૦-૧૧ ) પહેલામાં ધારવાડ જીલ્લાના દક્ષિણ ભાગો આવે છે અને તેમાં ૨૨ કિલ્લાઓ આવી જાય છે. છેલ્લા બેમાં હાલના મ્હૈસોરનો સમાવેશ થાય છે અને તેમા અગાઢ કિલ્લાઓ આવે છે ( ૧૨ ) કર્ણાટક પ્રાંત અઢાર કિલ્લાઓ સહિત અને તેમાં કૃષ્ણા નદીની દક્ષિણે મદ્રાસ ઇલાકા માંહેલા અંગ્રેજને સોપાયેલા જીલ્લાઓ આવે છે. ( ૧૩ ) હાલના આર્કોટના જીલ્લાઓને બદલે ૨૫ કિલ્લાઓવાળો વેલોર પ્રાંત અને ( ૧૪ )૭ કિલ્લાઓવાળો તાંજોરપ્રાંત, સહ્યાદ્રિપર્વતની આખી હાર કિલ્લારૂપી રત્નોથી જડી દેવામાં આવી હતી. અને આ કિલ્લાઓની સમુદ્રપર્યંત પશ્ચિમનાં રાષ્ટ્ર તેમજ પૂર્વના રાષ્ટ્રની પહોળાઇ જુદે જુદે સ્થળે વધુમાં વધુ પચાસથી સો માઇલની હતી.

દેશી વૃત્તાંતોમાં શિવાજીના કબજામાં આવેલા શુમારે એકસો ને એંસી કિલ્લાઓનાં નામ આપેલાં છે. એક રીતે એમ કહી શકાય કે દરેક ટેકરી કિલ્લો તેના સંબંધના રાષ્ટ્ર સહિત શિવાજીના મુલ્કી રાજ્યનો માપદર્શક એકમ ગણી શકાય. નવા કિલ્લાઓ બાંધવામાં અને જૂના કિલ્લાએ સમારવામાં નાણું વાપરવામાં તે કચાશ રાખતો નહિ, અને એ કિલ્લાઓમાં રક્ષણુ અર્થે લશ્કર રાખવામાં તેમજ ખોરાક વગેરે સાધનો ભરી રાખવામાં તે અતિ શ્રમપૂર્વક કાળજી રાખતો. હુમલા સામી ટક્કર લેવાના બિંદુ તરીકે અથવા ચડાઇના કેંદ્ર તરીકે જે લશ્કરી પરાક્રમથી આ કિલ્લાઓ વિખ્યાતિ પામ્યાં, તે પરાક્રમો શરૂઆતના મરાઠા વિગ્રહનો રસિક ભાગ પૂરો પાડે છે. એ રાજ્ય આ ટેકરી કિલ્લાઓની સાંકળથી ગુંથાયલું હતું અને વિપત્તિના સમયમાં તેને ઉગારનાર પણ એ જ કિલ્લા હતા. સતારા જીલ્લામ ઔરંગઝેબનાં આખા લશ્કર સામે ખુદ. સતારા ઘણા માસ પર્યંત ઘેરા

સામે ટકી રહ્યું હતું; અને જો કે છેવટ મહા મુશ્કેલીએ શહેર લઇ લેવામાં આવ્યું તોપણ આ યોદ્ધાના હાલના ગજાઓના વડવાઓએ રાજારામની સરદારી તળે જે પહેલો કિલ્લો મોગલો પાસેથી પાછો લઇ લીધો હતો તે એજ હતો. શિવાજીની પહેલી જીતની જોડે તોરણા અને રાયગઢનો સંબંધ જોડાયલો છે. શિવાજીની તે જન્મભૂમિ હતી. બાજી પ્રભુના કરેલા બચાવથી પુરંદર વિખ્યાતિ પામ્યું હતું, અને બહાદૂર તાનાજી માલુસરેની સ્મૃતિ સાથે રોહીડા અને સિંહગડ હમેશાં જોડાયલા રહેશે. સિધીજોહારે જે પ્રખ્યાત ઘેરો ઘાલ્યો હતો તેની સામે પન્હાલાએ ટક્કર લીધી હતી અને બાજી પ્રભુએ પેલી સાંકડી ખીણ આગળ પોતાના પ્રાણની આહુતિ આપીને જે બીજો બચાવ કર્યો હતો તેને માટે રંગના પ્રખ્યાત છે

માલવણનો કિલ્લો અને કોલાબા એ બે સ્થળે મરાઠા આરમારનો દરિયાઇ ચડાઇ માટે સરંજામ રાખવામાં આવતો હતો. અફજલખાનના સંબધના કરૂણારસમય બનાવ માટે પ્રતાપગડ પ્રખ્યાત થયું, અને મરાઠા માવલીઓએ મોગલ સરદારોને મોટી લડાઇઓ કરી હરાવ્યા તે માટે ચાકુ-ણી અને સાલેરી પ્રસિદ્ધિમાં આવ્યા. શિવાજીના રાષ્ટ્રોના ટેકરી કિલ્લાઓની પૂર્વ તરફ છેક સિમાડે, નીચેના કિલ્લાઓ હતા. કલ્યાણ ભીમડી, વાઇ, કરાડ, સુપા, ખટાવ, બારામતી, ચાકન, શીરાવલ, મીરજ, તાસગાંવ, અને કોલાપુર. આ કિલ્લાઓએ જે અગત્યનો ભાગ બજાવ્યો છે તે ઉપરથી જણાય છે કે શિવાજીએ તેમના ઉપર જે ખાસ ધ્યાન આપ્યું હતું તે વાજબી હતું. દરેક કિલ્લો એક મરાઠા હવાલદારની તહેનાતમાં હતો, અને તેના હાથ તળે બીજા સહાયકારીઓ હતા; અને તેમના હવાલામાં રક્ષણનો ચક્રાકાર કોટ હતો. અને બાહારૂના મોટા જે ત્રણ ભાગ પાડવામા આવ્યા છે તેમાંથી જુદી કાઢેલો એક બ્રાહ્મણ સુબેદાર અથવા સબનિસ અને બીજો પ્રભુ જ્ઞાતિનો એક માણસ જેને કારખાનિસ કહેતા તેઓ તેની મદદમાં રહેતા. હવાલદાર અને તેના સહાયકારીઓ પાસે રક્ષણ અર્થે રાખેલા સિં

પાઇઓનો લશ્કરી હવાલો હતો અને એ હવાલામાં કિલ્લાની સત્તા નીચે રહેલાં ગામોનો પણ સમાવેશ થતો. બાકી જે પ્રભુ અમલદાર રહેતો તેના હવાલામાં અનાજ, ઘાસચારો અને લશ્કરી ભંડાર હતો. વળી સમારકામની સત્તા પણ તેના હાથમાં હતી. આ કામની વહેંચણીથી ત્રણ વર્ગો એક બીજા સાથે જોડાયલા રહેતા, એવી રીતે કે એક બીજાની જોડે ઇર્ષા ઉત્પન્ન ન થાય, અને વફાદારી કાયમ રહે. જંગલને લગતા કાયદા સખ્ત હતા તેથી ટેકરીની બાજુઓનું રક્ષણ બહુ સંભાળથી થતું અને કિલ્લાની નીચે આવેલાં જંગલોનો હવાલો રામોસી અને વસ્તી માંહિલા બીજા હલકા વર્ગોના હાથમાં હતો. દિવસે તથા રાત્રિએ રક્ષણ તથા ચોકીનાં કર્તવ્ય કેવી રીતે બજાવવાં તે સંબંધી બારીક સૂચનાઓ આપવામાં આવતી. કિલ્લાના કદ તથા તેની અગત્યતાના પ્રમાણમાં રક્ષણ અર્થે ઓછું વત્તું લશ્કર રાખવામાં આવતું. દરેક ૯ સીપાઇ દીઠ એક નાયક રહેતો અને તેમનાં હથિયાર, બંદુકો ટૂંકી તરવારો, ભાલાઓ, બરછીઓ અને પટ્ટાઓ ( લાંબી પાતળી તરવારો ) હતાં દરેક માણસને નોકરીના મહેનતાણા બદલ તેની પદ્વી તરફ નજર રાખીને અમુક રકમ રોકડી મળતી અથવા તે બદલ ધાન્ય મળતું. ડુંગરી કિલ્લાઓને મૂકી મેદાનો વિષે બોલીએ તો આપણે ત્યાં જે તાલુકાપદ્ધતિ ચાલે છે તે જ ધોરણસર દેશના મહાલો અને પ્રાંતો પાડવામાં આવ્યા હતા. એક મહાલની મહેસુલની ઉપજ સરાસરી પોણોલાખથી લઈને સવાલાખ સુધી આવતી, અને બે અથવા ત્રણ મહાલો સાથે લેતાં એક સુબો અથવા પરગણું બનતું. એક સુબેદારના પગારની વાર્ષિક સરાસરી ચારસો હોન્સની હતી. એટલે કે મહિને આશરે રૂ. ૧૦૦) ની હતી. ગામડાના પટેલો અથવા કુલકરણીઓ અથવા તો જીલ્લાના દેશમુખ અથવા દેશપાંડેના હાથમાંજ મહેસુલનો કારભાર સોંપવાની અસલ મોગલ રૂઢી શિવાજીએ ચાલુ રાખી નહિ. આ ગામડાં અને સત્તાવિશે અગાઉ માફક-તેઓનું લહેણું વસુલ કરતા; પણ કારભારનું કાર્ય તેઓની

હાથમાંથી લઇ લેવામાં આવ્યું હતું અને સુબા અથવા મહાલના તરફથી સુબેદારો અથવા મહાલકરીઓ દ્વારા તે કામ ચાલતું હતું; અને બે અથવા ત્રણ ગામોના દરેક જથાનો કારભાર એક કમાવિસદાર (કારકુન) કરતો અને તે મહેસુલ બારોબાર એકઠી કરતો. ગામડાઓની કે મહાલોની મહેસુલનો ઈજારો આપવાની પદ્ધતિ શિવાજીને બિલકુલ પસંદ નહોતી.

શિવાજીએ પોતાની અશ્વસેના તેમજ પાયદળ સંબંધી જે જે કાનુનો અમલમાં મૂક્યાં હતા તેનીજ નકલ કરીને ટેકરી કિલ્લાઓમા રક્ષણ અર્થે રાખેલા નોકરો તથા અમલદારોની ચઢતી ઉતરતી પાયરીઓ કરવામાં આવી હતી દરેક અશ્વસેનાની ટુકડીમા દશ સિપાઇઓ દીઠ એક નાયક રહેતો અને આવી પાચ ટુકડીઓ એક હવાલદારના હસ્તકમાં રહેતી. બે હવાલદારી જેના હસ્તકમા હોય તે જુમ્માલાદાર અને દશ જુમ્માલાદારીના ઉપરીને હજારી કહેતા; કેમકે તેના તાબામાં એક હજાર માણુસની પૂર્ણ ટુકડી રહેતી આવલી પાયદળ માટે સાત હજારીનો કબજો જેના હાથમાં રહેતો તેને સરનોબત કહેતા. અશ્વસેનાના બે ભાગ પાડેલા હતા. બારગી અને સીલેદાર. પચીસ બારગી અથવા સીલેદાર એક હવાલદારની સત્તા તળે રહેતા. હજારી હસ્તક દશ જુમ્માલાદાર રહેતા અને પાંચ હજારીનો કબજો જેના હાથમાં રહેતો તેને પંચહજારી કહેતા. તે અશ્વસેનાના ઉપર જણાવેલા સરનોબતના હાથ તળે રહેતો પચીસ ઘોડાઓના સમૂહ માટે એક ભિસ્તી અને એક નાળબંધ રહેતા. ઉંચા દરજ્જાના મરાઠા અમલદાર દરેકના હાથ તળે પાયદળ તેમજ અશ્વસેનામાં એક બ્રાહ્મણ સબનિસ અને એક પરભુ કારખાનિસ અથવા એક બ્રાહ્મણ મજમુદાર અને પ્રભુ જામિનિસ રહેતા. બારગીરના ઘોડાઓ વર્ષાઋતુમા છાવણીઓમા રાખવામાં આવતા અને માણુસો માટે તેઓ બરાબર આશ્રય સહિત રહે તેવી બરાકો બાંધવામાં આવતી. બધા અમલદારો અને સિપાઇઓને બાંધેલો પગાર મળતો. પાયગા હજારીને

એક હજાર હોન અને પાયગા પંચહજારીને બેહજાર હોન; પાયદળવાળા હજારીને પાંચસો હોનનો પગાર મળતો અને તેથી ઉતરતી પંક્તિના અમલદારો અને તેના સિપાઇઓને ૩ થી ૯ સુધી રૂપીઆ મળતા; અને અશ્વસેનામાં દરેક સિપાઇને ઊંચા નીચા દરજ્જાના પ્રમાણમાં ૬ થી ૨૦ સુધી મળતા. વરસના આઠ મહિના સુધી મુલુખગીરી એટલે કે મોગલરાષ્ટ્રોમાંથી ચોથ અને સરદેશમુખીના વેરાઓ વડે લશ્કરોનું ગુજરાન ચાલતું ને આવી રીતે જ્યારે તેઓ નોકરીમાં જોડાયલા રહે ત્યારે લશ્કરી માણસોને પોતાનાં બચ્ચાં છોકરાં સાથે લઈ જવાનો હુકમ નહોતો જ્યારે કોઇ શહેરની લૂંટ થતી ત્યારે કોઇ પણ સિપાઇ કે સ્વારને તેની સારી ચાલચલણની જામીનગીરી વગર નોકરીએ ચઢાવવામાં આવતો નહોતો. લશ્કરના સરદારોને તો તેમનો પગાર આગળથી આપવામાં આવતો; કેમકે ચોથ અને સરદેશમુખી તે વસુલ કરે તેનો હિસાબ તેને આપવો પડતો. શિવાજીના વખતમાં લશ્કરમાં નોકરી બજાવ્યા બદલ કોઇ પણ જાતની જાગીર આપવામાં આવતી નહિ. આવી રીતના સખત પ્રતિબંધ હોવા છતાં લશ્કરમાં જ્યારે જ્યારે માણસોની જરૂર પડતી ત્યારે ત્યારે તે મેળવવામાં મુશ્કેલી નડતી નહિ. દરેક દશેરાને દહાડે લશ્કરી માણસોને માટે માગણી થતી, અને ત્યારે પ્રજાકીય વાવટા ભણી સંખ્યાબંધ લોકો ધાઈ આવતા; અને તેમાં પણ ઘાટ માથાના માવલીઓ અને કોકણના હેતકરીઓ ને શુદ્ધ મહારાષ્ટ્રના સિલેદારો અને બાલગીરો તો એ નોકરી કરવાનું અતિ પ્રિય કામ ગણતા.

રોકડ નાણાથી પગાર ચૂકાવવાની અને મહેસુલનો પાધરો વહીવટ રાખવાની પદ્ધતિ શિવાજીએ દાખલ કરી હતી અને તે પોતાના તમામ રાષ્ટ્રોમાં તેણે પ્રચલિત કરી હતી. એ પદ્ધતિ ઉપર શિવાજી બહુ વજન મૂકતો હોય એમ જણાય છે, કેમકે દેશી વૃત્તાંતના લખનારાઓ આ બે બાબતોમાં જૂની પદ્ધતિને એક કોરે મૂકી નવી પદ્ધતિ દાખલ થઈ તે સબંધી ધ્યાન ખેંચાય તેવું ખાસ વર્ણન આપતા આવ્યા છે. શિવાજીની તો એમ ખાત્રી

થઇ ગઇ હતી કે પરગણાં વા ગામડાંઓના જમીનદારોને મહેસુલ એકલે હાથ સોંપી દેવાથી જ જૂના વખતમાં બહુ અવ્યવસ્થા ચાલતી હતી. તેઓ રૈયત પાસેથી જોઇએ તે કરતાં વધારે વસુલ કરતા અને ત્રીજોરીમાં જોઇએ તે કરતા ઓછું ભરતા. વળી તક મળ્યાથી તેઓ ઝઘડા ઉભા કરતા અને મધ્ય સત્તા તરફથી અપાતા હુકમોની સામે થતા. પ્રથમ જે કર્તવ્ય જમીનદારો બજાવતા તેજ કર્તવ્ય શિવાજી પગારદાર માણસો જેવા કે કુમાવિસદારો, મહાલકરીઓ, અને સુબેદારો રાખીને તેમની પાસે કરાવતો. કુમાવિસદારોનું કર્તવ્ય એ હતું કે ઉભા પાક જોઇને તેના ધણીએ કેટલું અનાજ અથવા રોકડા પૈસા આપવાના તેનો આંક મૂકતા. ખેતરોની માપણી બહુ સંભાળથી કરવામાં આવતી અને ચોપડાઓમાં તેના ધણીને નામે તે ચડાવવામાં આવતી, અને એમની પાસેથી જેટલું લેવાનું ઠરે તેની વર્દિક કબૂલાત લેવામાં આવતી. અનાજ લેવાનું હોય ત્યારે સરકારી હિસ્સો જે ખરેખરી પેદાશ થાય તેના ⅖ કરતાં વધારે લેવામાં આવતો નહિ. બાકીનો ⅗ તેના પાકના હિસ્સા તરીકે ખેડુતને માટે રહેવા દેવામાં આવતો. સંકટ સમયે અથવા અકસ્માત પ્રસંગે મોકળે હાથે તગાવી આપવામાં આવતી અને તેના પાછું ભરણું થવા અર્થે હપ્તા પાડવામાં આવતા અને તે પણ ૪ કે ૫ વર્ષની મુદત દરમ્યાન આપવાનું ઠરતું. સુબેદારો મહેસુલી તેમજ ફોજદારી બન્ને ફરજો અદા કરતા. દીવાની કચેરીઓનું કામ તે વખતે બહુ અગત્યનું ગણાતું નહિ અને જ્યારે વાંધા ઉઠતા ત્યારે સુબેદાર ગામડાના પચનો હવાલો આપતો અને તેઓ જે કાંઇ ચુકાદો કરતા તેનો અમલ કરાવતો.

જીલ્લાની દીવાની વ્યવસ્થા અલબત મુખ્ય મથકના સત્તાધીશોની દેખરેખ નીચે હતી. તેમાંના બે તો પંતઅમાત્ય અને પંતસચિવ હતા. જે અધિકારીઓ હાલના વખતમાં મહેસુલ ખાતાનો પ્રધાન અને એકાઉન્ટન્ટ જનરલ અને ઓડીટર કહેવાય તેમના અધિકાર તેઓના હાથમાં હતા પરગણાનો હિસાબ આ અમલદાર તરફ મોકલવામાં આવતો, અને ત્યાં તેનો મુકાબલો

થતો. ભૂલ ચૂક દેખાડવામાં આવતી, અને તે બદલ સજા પણ કરવામા આવતી. આ અમલદારોને પરગણાના અમલદારોનું કામકાજ તપાસવાને જુદાજુદાં ખાતાંઓમાં પ્રતિનિધિઓ નીમવાની સત્તા હતી દીવાની અમલદારોમાં પેશ્વાની નીચેની પંક્તિએ પંતઅમાત્ય અને સચિવ સૌથી નીચું પદ ભોગવતા અને ઉપર કહેલી મહેસુલી ફરજ ઉપરાંત તેમની પાસે લશ્કરી અધિકાર હતો. અષ્ટપ્રધાન નામનું જે મંત્રીમંડળ કહેવાતું તેના બન્ને ઉપયોગી સભાસદ હતા. પેશ્વા મુખ્ય પ્રધાન હતો અને તે દીવાની તેમજ લશ્કરી વહિવટનો ઉપરી હતો. માત્ર રાજાના કરતાં તેની પાયરી ઉતરતી હતી, અને તેની બેઠક રાજ્યગાદીની નીચે જમણા હાથપર હતી. સેનાપતિને તાબે લશ્કરી વહિવટ હતો. તેની બેઠક ડાબી બાજુએ પહેલી હતી. પેશ્વા પછીની બેઠક અમાત્ય અને સચિવની હતી અને મંત્રીની બેઠક સચિવની નીચે હતી, અને તેના હવાલામાં રાજાના ખાનગી કામકાજનો વહિવટ હતો. 'સુમન' પરદેશ ખાતાનો સેક્રેટરી હતો અને તેની બેઠક સેનાપતિ પછી ડાબી બાજુએ હતી અને તેની પછી પંડિતરાવની બેઠક હતી, અને તેને હસ્તક ધર્મ સંબંધી ખાતું હતું. તેની નીચે મુખ્ય ન્યાયાધીશ બેસતો. આ વિગતો ઉપરથી જોવામાં આવશે કે અષ્ટપ્રધાનની પદ્ધતિને મળતી ગોઠવણ હિંદુસ્તાન સરકારના હાલના રાજ્યબંધારણમાં મોજૂદ છે. ગવર્નર જનરલ અને વૉઇસરૉય પેશ્વાને સ્થાને છે. અને તે પછી લશ્કરનો કમાન્ડર ઇન ચીફ આવે છે. હિંદુસ્તાનના રાજ્યવહિવટમાં એક્ઝીક્યુટિવ કાઉન્સિલ મધ્યે ધર્મખાતાના વડા માટે અથવા એકગમ મુખ્ય ન્યાયાધીશ માટે અને બીજીગમ પ્રાઇવેટ સેક્રેટરી એવી રીતની બેઠકો નથી અને તેને બદલે 'હોમ ડીપાર્ટમેન્ટ' (હિંદુસ્તાનના રાજ્યવહિવટ માટે વિલાયતમાં રાખેલું ખાતું) ના હવાલાવાળો સભાસદ, કાયદાનો સભાસદ અને જાહેર બાંધકામનો મંત્રી બેઠક લે છે. આ ભિન્નતા સંજોગોના તફાવતને લીધે આવશ્યક છે. પરંતુ એ બન્ને પદ્ધતિઓના હેતુમાં જોશો તો હેતુ એક જ જોવામાં આવશે; અને તે

એ કે રાજાને તેના કર્તવ્યમાં મદદ કરવા, રાજ્યમાં ઉંચા ઉંચા ઓદ્દાના અમલદારોની બનેલી એક સભા જોઇએ. બ્રીટીશ રાજ્યની ચઢતી કવાયત અને ચઢતાં સાહિત્યની જોડે અથડાઅથડી થઇ તે પહેલાં પણ જે પદ્ધતિ પ્રમાણે ખુદ શિવાજીએ મૂળથી જ યોજના કરી કામ કર્યું હતું તે જ પદ્ધતિ પ્રમાણે જો શિવાજી પછી આવનારાઓએ વફાદારીથી કામ કર્યું હોત તો જે અનેક વિપત્તિઓ મરાઠા એકસંપી રાજ્યપર આવી પડી હતી તે આવવા પામત નહિ. છિન્નભિન્ન થવાનાં બી એ રીતે વવાયાં કે પંડિતરાવ અને ન્યાયાધીશ સિવાય સઘળા આઠ પ્રધાન અથવા અમાત્યને લશ્કરી સેનાપતિ થવાની તે વખતે જરૂર હતી; અને આ લશ્કરી અધિકારી વડે ફોજના વિજયી સરદારોના હાથમાં આવશ્યકપણે સત્તા મૂકવામાં આવતી. આ ભયની સામે શિવાજીએ પોતે એવી સંભાળ રાખી હતી કે ઉપર કહેલા ઓદ્દાઓ વંશપરંપરા ચાલુ ન રહે એના પોતાના વખતમાં જુદા જુદા ચાર મુખ્ય સેનાપતિઓ હતા. માંકોજી દહાટોડે, નેતાજી પાલકર, પ્રતાપરાવ ગુજર અને હમ્બીરરાવ મોહિતે તેણે પહેલા પેશ્વા પાસેથી તેનો ઓદ્દો લઇ લીધો અને તે મોરોપંત પીંગળેને આપ્યો. તેવીજ રીતે પંચઅમાત્યનો ઓદ્દો પણ બદલવામાં આવ્યો હતો. અને ખરૂં પુછાવો તો કોઈ પણ અમુક કુટુંબમાં બીજા ઓદ્દાઓ પણ વંશપરંપરા ચાલતા અને એમ તેણે થવા દીધું નહિ. શાહુના રાજ્યના પ્રથમનાં થોડાં વર્ષમાં કેટલેક અંશે આ સંભાળ લેવામાં આવી હતી; પરંતુ એ રાજ્યના છેવટના ભાગમાં બાળાજી વિશ્વનાથ, પહેલો બાજીરાવ, અને બાળાજી બાજીરાવ એ ત્રણ પ્રથમના પેશ્વાઓએ પોતાના બળ તથા ચાતુર્યવડે પોતાના કુટુંબમાં પેશ્વાઈ વંશપરંપરાની કરી લીધી. બીજા મંત્રીઓના પ્રતિનિધિઓ ઘણા ભાગ દુર્બળ હતા ને તેની અગત્યતા ધીમે ધીમે ઘસાઇ ગઇ અને સરખી વહેંચણ તથા સત્તાનું સમતોલપણું નાશ પામ્યા પેશ્વાઓના રાજ્ય સમયે આઠ પ્રધાનોને કંઈ કામ કરવું પડતું નહોતું અને જો કંઇક કરવું પડતું તો માત્ર નામનું જ;

અને શિવાજીએ જેમ પ્રથમ ધારી રાખ્યું હતું તેવું વ્યવસ્થિત રાજ્ય હોવાને બદલે અસલી સિપાઇ લઢણુની અવ્યવસ્થિત સત્તા જોવામાં આવતી, અને તેનો જીવનઆધાર મુખ્ય સત્તાના કેંદ્રબિંદુના બળ ઉપર રહેલો હતો. આવા પરિણામ માટે શિવાજીની પદ્ધતિ દોષિત ઠરતી નથી. તેની પદ્ધતિનો ત્યાગ કરવામાં આવ્યો તેથી નિષ્ફળતા નીપજી.

બીજી એક બાબતમાં પણ શિવાજી તે વખતના લોકોના કરતાં આગળ વધેલો હતો. દીવાની કે લશ્કરી વિજયી સેનાધિપતિઓને જો કંઇ ગણુ જમીન આપી દેવાની દરખાસ્ત કોઈ લાવતું તો તે ચોકખી ના જ પાડતો. પેશ્વા અને સેનાપતિથી માંડીને હલકામાં હલકા સિપાઇ કે કારકુનને તેનો પગાર રોકડ નાણાં વડે કે અનાજ વડે જાહેર ખજાનામાંથી અને કોઠારમાંથી લેવો એવી શિવાજીની આજ્ઞા હતી; અને દર્શાવેલી મુદત પ્રમાણે નક્કી કરવામાં આવેલા પગારની રકમો નિયમસર ચુકવવામાં આવતી. જમીન બખશિશ આપવાનું ધોરણ બાતલ કરવામાં આવ્યું હતું, કારણ કે સરસ સંજોગો અને ઉત્તમ હેતુ હોય છતાં તેનો ગેરઉપયોગ થવાનો સંભવ હતો. સ્વાભાવિક રીતે જાગીરદારનું વલણ મુલકી અગર માંડળિક જમીનદાર થવા તરફ દોરાય છે, અને જ્યારે તેનો લાગવગ વંશપરંપરાના સંબંધને લીધે દ્રઢતા પામે છે ત્યારે તેને જોરજુલમ સિવાય ખસેડી મૂકાતો નથી. સત્તાના મધ્યબિંદુથી અળગા થઇ છુટા થવાની વૃત્તિઓ હિંદુસ્તાનમાં બહુ પ્રબળ જણાય છે, અને જાગીરો આપી જાગીરદારોને જમીનના મહેસુલમાંથી પોતાનું લશ્કર રાખવા દેવાની પદ્ધતિ ઉપર જણાવેલા વલણમાં વૃદ્ધિ કરે છે, એટલી હદ સુધી કે વ્યવસ્થિતપણે રાજ્ય ચલાવવાનું લગભગ અશક્ય થઇ પડે છે શિવાજીએ એટલે દરજ્જે સાવચેતી રાખી હતી કે પ્રગણુના જમીનદારોને પોતાના રક્ષણ અર્થે કિલ્લા બાંધવાની તે પરવાનગી આપતો નહીં, અને આજ્ઞા કરતો કે બીજી પ્રજાની પેઠે તેમણે પણ સાધારણ મકાનોમાં રહેવું. શિવાજીના વખતમાં જે જે મહાપુરૂષોએ ખ્યાતિ મેળવી હતી તેઓમાંથી

કોઇ પણ પોતાના વંશજોને વારસામાં મોટી સ્થાવર મિલકત મૂકી જા શક્તિમાન્ થયો નહોતો. અઢારમા સૈકાના પ્રારંભમાં જેમ શાહુજીના પ્રધાને પ્રખ્યાત કુળ સ્થાપવામાં ફતેહમંદ થયા હતા તેમ બ્રાહ્મણોમાં મોરોપં પીંગળે, આબાજી સોમદેવ, રાઘો બલ્લાળ, દત્તો અનાજી, નીરાજી રાઓ અથવા તો માલુસરેઓ, કંકો, પ્રતાપરાઓ ગુજ્જર, નેતાજી પાલક હમ્બિરરાઓ મોહિતે, અથવા તો મરાઠા સરદારો ફતેહમંદ થયા નહોતા.

માત્ર મંદિરો અને બીજાં ધર્મખાતાંઓના નિભાવ અર્થે જાગી આપવાનું શિવાજી મંજુર કરતો. આ તો જાહેર ટ્રસ્ટો હતાં તેથી જમી ધરાવનારને અંગે લશ્કરી ફરજો નહોતી તેથી સાધારણ રીતે રાજ્યને કો રીતની તેમનાથી બીનિ રહે તેવું નહોતું. ધર્મદાનની બાબતમાં, વિદ્યા ઉત્તેજન આપવા માટે દક્ષણા આપવાની રીતને શિવાજી બહુ ટેકો આપતો સરકાર તરફથી આશ્રય પામતી શાળાઓમાં જેમ હાલ પરીક્ષાના પરિણામ પ્રમાણે શિક્ષકને રકમ મળે છે તેમ તે વખતે દક્ષણા આપવામાં અવતી કેટલી અને કેવા પ્રકારની વિદ્યા સંપાદન કરી તેના પ્રમાણમાં ઓછે વધતો બદલો આપવા પાયરીબંધ યોજના ઘડી કાઢવામાં આવી હતી તે સમયમાં જાહેર નિશાળો નહોતી તેથી શિક્ષકને તેમજ શિષ્યને નિર્વા જેટલું વિચારયુક્ત વાર્ષિક પારિતોષિક આપવામાં આવતું. શિવાજી જ્યાં સત્તાવાન્ થયો ત્યારે સંસ્કૃત વિદ્યા અધમ સ્થિતિએ હતી, પણ શિવાજીએ ઉત્તેજન આપવાની જે પદ્ધતિ ધારણ કરી તે વડે દખણ પ્રાંત વિદ્વાનોના કુશળના માટે પ્રખ્યાત થયો. તેઓ અભ્યાસ અર્થે કાશી જતાં અને ત્યાંથી માન પામી આવતા અને રાજ્યકર્ત્તા તરફથી તેમને ઇનામો મળતાં મોગલોએ સંભાજીને કેદ પકડયો તે કરે વિદ્યાને ઉત્તેજન આપવાની પદ્ધતિ તલેગાંવના દભાડેઓએ ચાલુ રાખી, અને જ્યારે દાભાડેઓએ પોતાનું મહત્વ ખોયું ત્યારે એ હવાલો પેશ્વાઓએ ઉપાડી લીધો અને તેનો વિસ્તાર વધાર્યો. છેક અંગ્રેજોની ફતેહ થઈ ત્યાસુધી એ રૂઢી સારી રીતે ચાલી

અને એમ કહેવાય છે કે છેવટના ભાગમાં વર્ષે રૂપિઆ પાંચ લાખ કરતાં વિશેષ રકમ વહેંચી દેવામાં આવતી.

ઉપર દર્શાવેલી બાબતો ઉપરથી એમ જોવામાં આવશે કે શિવાજીની મુલકી રાજ્યપદ્ધતિ તે પહેલાંની કે પછીની કરતાં ઘણીક રીતે નિરાળી હતી.

એક તો ડુંગરી કિલ્લાઓને બહુ અગત્યના સમજતો, તે એટલે દરજ્જે કે રાજ્યબળનું એકમ તેને ગણતો.

બીજું. મોટા મોટા અધિકારો બાપથી ઉતરી દીકરાને મળે અને એકજ કુટુંબમાં સંકોચ પામી જળવાઇ રહે એ વાત તેને બિલકુલ પસંદ નહોતી.

ત્રીજું. દીવાની કે લશ્કરી અમલદારોને નિર્વાહઅર્થે જાગીરો આપી દેવાની વિરૂદ્ધ તે હતો.

૪ થું. પ્રગણા કે ગામના જમીનદારોની દરમ્યાનગીરી વગર મહેસૂલનો બાંધેરો બંદોબસ્ત.

૫ મું. મહેસૂલનો ઇજારો આપવાનો પ્રતિબંધ.

૬ ઠું. પ્રધાનોની મંડળી, દરેકને માટે કામ નક્કી કરેલું અને દરેક રાજાપ્રતિ જવાબદાર એવી યોજના.

૭ મું. રાજવહીવટમાં લશ્કરી તત્વનું દીવાનીતત્વ પ્રતિ પરાધીનપણું.

૮ મું. નાના મોટા સઘળા અધિકારોમાં બ્રાહ્મણો, પ્રભુઓ, તથા મરાઠાઓનું મિશ્રણ હતું, તે એવી રીતે કે એક બીજા ઉપર દાબ રાખી શકે.

અલબત્ત આ માંહેલા કેટલાક બંદોબસ્ત જ્યારે મરાઠાસના નાનકડા સ્વરાજ્યના પ્રગણામાં સંકોચાઇ રહેવાને બદલે તમામ દિશાએ—પૂર્વે છેક કટક સુધી, પશ્ચિમે કાઠીઆવાડ, ઉત્તરે દિલ્હી, અને દક્ષિણે તાન્જોર સુધી—ફેલાઈ ગઈ ત્યારે અખંડ રહી શકે નહિ. ખરા મરાઠા દેશમાં પ્રજા, લશ્કર અમલદારો તેમજ રાજ્યકર્તા એક જ જાતના હતા અને વફાદારીની સામાન્ય

ગાંઠથી જોડાઇ ગયા હતા, તે એવી રીતે કે હિંદુસ્તાનનો કબજો મેળવ-નાર લશ્કર કરતાં તદ્દન જુદા પ્રકારની હતી વળી ઘણુ વાર તો એવું બનતું કે કબજો લેનાર બાહુતી લશ્કરી માણસો હતા અને તેમની અને લશ્કરના સરદારો કે મધ્યસ્થ સત્તાના પ્રતિનિધિઓ વચ્ચે સંયુક્ત કરનારી ગાંઠ ન-હોતી. આ કારણથી શિવાજીના ઉક્ત કાનુનો હિંદુસ્તાનના દરેક ભાગને અનુકૂળ થાય એવા સ્થિતિસ્થાપક નહોતા તે જાણી આપણે વિસ્મય થયું નહિ. દાખલા તરીકે એક ઉંચે સ્થળે આવેલો કિલ્લો અને તે માંહેથી સત્તા ચલાવી શકાય તેવાં આસપાસનાં મેદાનો એ બે વચ્ચેનો વર્ણવેલો સંબંધ એ લક્ષણ એટલું તો સ્થાનિક છે કે ગુજરાત કે માલવાની સપાટ જમીનને માટે કિંવા ખુદ મહારાષ્ટ્રના પૂર્વ તરફનાં પ્રગણાંઓનો રાજ્ય-વહિવટના આધાર તરીકે તેનો સ્વીકાર થઈ શકે નહિ. એ જ કારણથી જમીન ઇજારે આપવાની અને જમીનદારીની ચાલતી આવેલી રૂઢી સખ્ત રીતે એકદમ રદ કરવાની પદ્ધતિ દૂર દૂર આવેલાં પ્રગણાંઓને એક સરખી રીતે અનુકૂળ થઈ શકે નહિ. આવી આવી રીતનાં કારણોથી ઘંટતી છૂટ મૂકતાં એમ તો કહેવાય શકાય કે શિવાજીની વ્યવસ્થાપદ્ધતિનો પાછળથી ત્યાગ કરવામાં આવ્યો તે ડહાપણથી ઉલટી દિશાનું પગલું ગણી શકાય. તેની જગ્યાએ જેઓ આવ્યા તેઓ તેની રચેલી યોજનાઓની ચતુરાઇ સમ-જી શક્યા નહિ તેથી જ તેમણે ઉલટું પગલું ભર્યું અને તેનું પરિણામ એવું નિપજ્યું કે તેણે જે વ્યવસ્થિત એકસપી સમૂહ સ્થાપ્યો હતો તેને પાલટીને ઢીલોપોચો વિકટ ક્ષણમાં છિન્નભિન્ન થઈ જાય-તેવો લોચો તેમણે બનાવી મૂક્યો.

આઠ પ્રધાનોની મંડળી વડે રાજ્ય ચલાવવાનું ધોરણ શાહુના રાજ્યન-તાં પ્રથમનાં થોડાં વરસોમાં ચાલુ રહ્યું, પણ ધીમે ધીમે જેમ જેમ પેશ્વાની સત્તા બીજા પ્રધાનો ઉપર બળવત્તર થતી ગઇ તેમ તેમ તેનો ત્યાગ થતો ગયો; અને પેશ્વાએ જ્યારે પૂનામાં રાજ્યધાની સ્થાપી ત્યારે સઘળું બંધ

પડી ગયું શાહુના મરણ પછી પેશ્વાથી ઉતરતા દરજ્જાના બે અતિ બળવાન દીવાની અધિકારીઓ એટલે કે પંતઅમાત્ય અને પંતસચિવ એમણે મરાઠા ઇતિહાસમાં નોંધવા લાયક કંઇ પણ કાર્ય બજાવ્યું નથી. તેઓ માત્ર જાગીરદાર રહ્યા. તેમની જગા પૂરવા માટે પેશ્વાઓએ હિમ્મત ચલાવી નહિ અથવા તો તેમ કરવા કંઇ પણ દરકાર રાખી નહિ, અને પોતાને જોખમે બધો કારભાર તેઓ સરદાર પોતે જ ચલાવતા હતા. મહેસૂલખાતાના પ્રધાન તેમજ પરદેશ ખાતાના પ્રધાન પણ પોતે જ હતા. શિવાજીના સ્થેલા કાનુનોને તેના પછી ગાદીએ આવનારાઓએ જો વફાદારીથી માન આપ્યું હોત તો જેવી દ્રઢતા રાજ્યને મળી શકત તેવી દ્રઢતા આ પોતાની જવાબદારીથી રાજ્ય ચલાવવાની પદ્ધતિ વડે મળી શકી નહિ તેથી આપણને અચરત જેવું લાગશે નહિ.

બળવાન્ સેનાપતિ બન્યો. એ બન્નેને માટે તેમજ એમના જેવા બીજાઓને માટે મધ્યની રાજ્યસભામાં જગા નહોતી અને તેઓ એક બીજાની સત્તા તોડવા કે પરસ્પર નીચા પાડવા પ્રયત્ન કરતા. વળી ઘણી વાર તો મોગલ લશ્કરી સેનાપતિઓ પોતાના સોંપાયલા મૂલકમાં રાજા બની જતા અને પોતાની મરજી પ્રમાણે સલાહ કરવી કે યુદ્ધ કરવું તેનો નિર્ણય કરતા. આ ભય શિવાજીના મરણ પછી બે પેઢી દરમ્યાન વંશપરંપરાની પદ્ધતિએ જે મૂળ ઘાલ્યાં હતાં અને મંત્રીમંડળવડે રાજ્ય ચલાવવાનું ધોરણ બંધ પડ્યું હતું તેમ જો નહિ થાત તો ઘણે અંશે ટાળી શકાત.

પોતાના બાહુબળથી જેઓ જમીન જીતી શકે તેઓને મોટી મોટી જાગીર નહિ આપવી એ પદ્ધતિનો ત્યાગ કરવામાં મોટી ભૂલ થયલી છે. શાહુ ગાદી ઉપર આવ્યો તે પહેલાં કેટલાક બનાવ એવા બન્યા કે આવું વર્તન કેટલેક અંશે જરૂરનું થઇ પડ્યું હતું. સંભાજીના મરણ પછી મહારાષ્ટ્રનો આખો મુલક મોગલોએ જીતી લીધો હતો અને શંભાજીના ભાઈ રાજારામને તેમજ બીજા મંત્રીમંડળના સભાસદોને દક્ષિણમાં નાશી જવાની ફરજ પડી હતી. બધું કામ નવેસરથી આરંભવું પડ્યું હતું અને નવા સત્તા પામેલા સરદારોને પોતાની ઇચ્છાનુસાર વર્તવા દેવાની છૂટ આપવાની અગત્ય હતી. આ કારણથી રાજારામના સલાહકારો દોષપાત્ર ઠરતા નથી; અને શાહુના અમલના શરૂઆતના ભાગમાં પ્રતિકૂળ સંજોગો બળવત્તર હતા.

પણ જ્યારે શાહુનું રાજ્ય મહારાષ્ટ્રમાં સ્થાપવામાં આવ્યું અને તેનો પ્રસાર કરવાની યોજનાઓ રચવામાં આવી ત્યારે કામચલાઉ ગોઠવણ ચાલુ રાખવાનું બહુ જરૂર જેવું નહોતું, અને તેનો અટકાવ થઈ શકત. દરેક સાહસિક સિપાઇને પોતાની જાગીર ખોળી લેવાને છૂટ મૂકવાની ભૂલ કરવામાં આવી તે બરાબર એજ સમયે થઇ હતી. પીલાજી અને દામાજી ગાયકવાડ ગુજરાતના રાજા થઇ બેઠા, નાગપુરના ભોંસલેઓ એ ભાગમાં સ-

વોપરી સત્તા ભોગવવા લાગ્યા, અને સિંધે, હોલકર અને પાવરો માળવા અને ઉત્તર હિંદુસ્તાનના ધણી થઇ બેઠા.

મધ્યસત્તા તરફ તેની વફાદારીની દોરી બહુ ઢીલી મૂકાયલી હતી; કેમકે પેશ્વાને મેહસૂલનો માત્ર થોડો હિસ્સો આપવો એવો કરાર થયલો હતો. જ્યારે આ જાગીરો વંશપરંપરાની રીતે ચાલુ કરવામાં આવી ત્યારે વ્યવસ્થિત સત્તા બદલીને પૂર્ણ રીતે અવ્યવસ્થિત થઇ. પહેલાં જેમણે આ મોટા મુલકો મેળવ્યા તેમનામાં વફાદારીની કંઇક લાગણી હતી. પરંતુ તેમના પછી તેમના વંશજો એમજ સમજી બેઠા કે આ તો અમારી ખાનગી જાગીરો છે; તેમાં બીજાની દરમ્યાનગીરી શું કામ જોઇએ ? શિવાજીએ જે રાજ્યનીતિ સ્થાપિત કરી હતી તેને તજી દેવાથી આવી રીતે સામાન્ય હિતને પુરેપુરી હાનિ પહોંચી.

પ્રગણાના તથા ગામડાંના જમીનદારોની દરમીઆનગીરી વગર જમીનની મહેસૂલનો પાધરો વહિવટ કરવાની શિવાજીની ગોઠવણ એકંદર રીતે તેના પછી ગાદીએ આવનારાઓએ સારી રીતે અમલમાં મૂકી હતી; અને પેશ્વાઇ રાજ્યના ઉત્તમ ભાગમાં લગભગ છેક નાના ફડનવીસના મરણપર્યંત મહેસૂલ ઇજારે આપવાની પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી નહોતી. શુદ્ધ મરાઠા દેશમાં પ્રગણાંઓ ઇજારે આપવાનો આરંભ છેલ્લા પેશ્વાના જ અમલમાં થયો હતો. માળવા, ગુજરાત અને ઉત્તર હિંદુસ્તાનના બીજા ભાગના જીતાયલા મુલકોમાં ઇજારે આપવાની પદ્ધતિનો પ્રચાર વધારે હતો. કેમકે તે તરફના ભાગની સ્થિતિને તે વધારે અનુકૂળ હતી. હવે આ બાબતમાં જો કે એકંદર રીતે શિવાજીના ધોરણનો અંગિકાર કરવામાં આવ્યો હતો; પરંતુ મરાઠાની બ્રાહ્મણ અને પ્રભુઓ વચ્ચે હોદ્દાઓની વહેંચણી કેવી રીતે કરવી તે સંબંધી તેની રીતિ તેની પછી ગાદીએ આવનારાઓને પસંદ પડી હોય એમ લાગતું નથી. શિવાજીના આરંભના ઇતિહાસમાં પ્રભુઓએ અગત્યનો ભાગ બજાવ્યો હતો, પણ પેશ્વાઓની પાછળની તવારીખમાં બાલાજી બાજીરાવના સમયથી જાણવામાં

આવે એવો ભાગ તેએ બજાવતા તન બધ પડયા । માત્ર એક મોટું નામ એટલે કે સખરામ હરીનુ પાછના ભાગમા જોવામાં આવે છે, ને તે રઘુનાથરાવ પેશ્વના તા ામા એક માનીતો સેનાપતિ હતો વડોદરા અને નાગપુ ની દ બારના તે ગા વર્ગના પર્તાનિધિઓ પ્રધાન ત રીકે તેમજ લશ્કરી સ દાર તરીકે અગત્યનો ભાગ બજાવત ગયા બ્રાહ્મણો સબધે એમ કહી શકાય કે તેના ગેકણસ્થ ભાગમાથી શિવાજીના વખતમા કોઈ પણ નોકરીએ ચડ્યા હોય એમ ધારવામા આવતુ નથી, પરતુ દેશ વૃત્ત ત લખના રાઓ સ્પષ્ટ રીતે દેખાડે છે કે એ ગેમના ત્રણે ભાગના લોકોને ડુગરી કિલ્લાના સુબેદારો અને સેનાધિપતિઓ તરીકે કામે લગાડવામા આવ્યા હતા દેશસ્થ બ્રાહ્મણો સ્વાભાવિક રીતે શિવાજી તથા તેના બે પુત્રોના સમયમાં આગેવાનીભર્યો ભાગ લેતા, પણ શાહુના વખતમાં જ્યારે પેશ્વાઓ પ્રબળ થયા ત્યારે મામલો બદલાઈ ગયો, અને કોકણસ્થ લોકો માનીતા બન્યા અને એજ સ્થિતિ વધારે ને વધારે બહાર પડતી થઈ, કારણ કે આગેવાન દેશસ્થ જાગીરદારોએ, જ્યારે રઘુનાથરાવે પોતાના ભત્રીજાઓની જોડે વિગ્રહ કર્યો ત્યારે તેનો પક્ષ લીધો હતો.

શિવાજીના વખતમા મરાઠાઓએ લશ્કરી ધધો એક હાથ કરી લીધો નહોતો પણ ફોજનુ મુખ્ય બળ તેમના થકી હતું બ્રાહ્મણ સરદારો—શિવાજીના હાથ તળે બહાદુરીમાં મરાઠા સરદારો કરતાં કોઇ રીતે ઉતરતા હતા નહિ શરૂઆતના પેશ્વાઓના અમલ તળે આવો મામલો ચાલી રહ્યો મોટા મોટા સેનાપતિઓને પહેલા બાજીરાવ પેશ્વાના ધોરણ પ્રમાણે શિક્ષણ આપવામા આવ્યુ હતું જ્યારે બાજીરાવના તાબાના મોટા મરાઠાકુળો દૂર દૂરના પ્રાતોમા રાજ્યકર્તા સમાન થઈ બેઠાં અને એવા બળવાન બન્યા કે મધ્ય સત્તાની સલામતી જોખમમા આવી પડી ત્યારે પુનાની રાજ્યનીતિની નેમ દક્ષિણમા બ્રાહ્મણ સરદારોનુ સમતોલપણુ ઉત્પન્ન થાય તેવી રાખવામા આવી અને પટવરધનો અને ફડકેઓ, રાસ્તેઓ અને ગોખલેઓને સત્તાવાન

કરવામાં આવ્યા; પરંતુ શિન્દે અને હોલકરના દરજ્જાનાં લશ્કરોની બરાબરી કરી શકે તેવા બળવાન્ થવા પામ્યા નહિ. આવી રીતે ઉત્પન્ન કરેલી હરીફાઇ બીજાં કારણોની જોડે સંયુક્ત થતાં સામાન્ય હિતને અતિ હાનિકારક નીવડી.

આ ઉપરથી જોવામાં આવશે કે રાજ્યવહિવટના જે જે નિયમો શિવાજીએ ઘડી રાખ્યા હતા તે નિયમોનો તેના પછી ગાદીએ આવનારાઓએ જ્યારે જ્યારે ત્યાગ કર્યો ત્યારે ત્યારે મરાઠી સત્તા હિંદુસ્તાનમાં અંગ્રેજી સત્તાની સામે ટક્કર ઝીલી તે પહેલાં તેની નબળાઈ અને પડતીનાં કારણો દ્રષ્ટિગોચર થયાં. એ સત્તાએ જ્યારે તે સર્વોપરી થઈ ત્યારે શિવાજીની પછી ગાદીએ આવનારાઓનાં ધોરણોને નાપસંદ કરી તેનાં પોતાનાં જ રચેલાં પ્રતિ પ્રસન્નતા બતાવી. હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની પદ્ધતિ એવી રાખવામાં આવે છે કે લશ્કરી ખાતાથી દીવાની ખાતું તદ્દન નિરાળું રાખવું, અને પહેલું ખાતું બીજા ખાતાને વાજબી ગણાતી હદમાં તાબે રહે; વળી બજાવેલી નોકરીના બદલામાં રોકડ નાણું આપવામાં આવે અને લશ્કરી કે બીજી નોકરીના બદલામાં જાગીરની રીતે જમીન આપવામાં આવે નહી. જાહેર હોદ્દાઓની બાબતમાં ઉંચા હોય કે નીચા, પણ તે માટે વંશપરંપરાનો હક ચાલી શકે નહિ. એકજ રાજકર્તાનાં પ્રતિબંધ વિનાનાં ચાતુર્ય વડે નહિ પરંતુ બોર્ડ (મંડળ) અને કાઉન્સિલ વડે રાજ્યવહિવટ ચલાવવો. જમીનની મેહસૂલ કદી પણ ઇજારે આપવામાં આવતી નથી પરંતુ પગાર આપી વસુલ કરવામાં આવે છે. પ્રજાના બધા વર્ગો વચ્ચે અધિકારોની યોગ્ય વહેંચણી કરવામાં આવે છે. રાજ્યપદ્ધતિના આ નિયમો અમલમાં મૂકાવાથી પરિણામ એવું જોવામાં આવે છે કે મુઠીભર અંગ્રેજો આખા દેશપર અમલ ચલાવવા શક્તિમાન્ થયા છે, અને તે એટલે દરજ્જે કે એ રાજ્યવહિવટના દેશી અભ્યાસીઓને તે રાજ્યનીતિનું એક ચમત્કારિક કાર્ય લાગે છે. શિવાજીનાં ધોરણો કેટલાં ડહાપણ ભરેલાં હતાં તે આવ

રીતે સિદ્ધ થાય છે. માત્ર તેણે પોતે મેળવેલી ફત્તેહો ઉપરથી નહિ પણ જેમણે એ સંયુક્ત એકસંપી રાજ્યનાં ખંડેર ઉપર સત્તારૂપી ઇમારત ચણી જાય મેળવ્યો છે તે ઉપરથી પણ એ વાત સિદ્ધ થાય છે. એ એકસંપી રાજ્યનો નાશ થયો તેનું મુખ્ય કારણ શિવાજીના પછી ગાદીએ આવનારાઓએ તેની રાજ્યપદ્ધતિનો ત્યાગ કર્યો તેજ છે.

## પ્રકરણ ૮ મું.

### મહારાષ્ટ્રના સાધુઓ અને જોષીઓ.

મહાન્ શિવાજીના ધર્મ પ્રકરણના સલાહકાર સંત રામદાસ માટે એમ કહેવાય છે કે સંભાજીને તેણે બોધ્યો હતો કે તારે તારા પિતાને પગલે ચાલવું, અને એ પ્રસંગે તેણે જે ઉપદેશ કર્યો હતો તેનું રહસ્ય સંક્ષેપમાં નીચેનાં બે વાક્યોમાં આવી જાય છે—" જેઓ મરાઠા છે તેમને સંયુક્ત કરજે " અને " મહારાષ્ટ્રના ધર્મને ફેલાવજે. " શિવાજીની સરદારી તળે જે રાજ્યદ્વારી હિલચાલે છેવટનું રૂપ પકડયું તેનું મુખ્ય લક્ષણ પહેલા બોધમાં જોવામાં આવે છે અને બીજો આખા દેશમાં તે વખતમાં ખીલી નીકળેલો તથા પ્રચાર પામેલો ધાર્મિકભાવ દાખવે છે. વળી પહેલો બીજાનો માત્ર પ્રતિબિંબ રૂપ છે. પરંતુ રામદાસે શિવાજીની રાજ્યનીતિના બીજા લક્ષણને માટે ભલામણ શા કારણથી કરી, એ વિચારવા જેવી બાબત છે. વેદ, પુરાણ અથવા સામાન્ય હિંદુધર્મનો પ્રચાર કરવાનું ન કહેતાં મહારાષ્ટ્રના ધર્મનો ફેલાવો કરવા સંભાજીને શા માટે ઉપદેશ કર્યો ? પોતાના સમકાલીન દેશીઓની ધાર્મિક માન્યતામાં ખેંચાણ કરે એવું ખાસ તત્વ રામદાસે શું દીઠું ? સત્તરમી સદીની આખરે સંભાજીની રાજ્યવ્યવસ્થા અધમ પ્રકારની હતી તો લોકોનો ઉદ્ધાર એ વડે કેમ સંપાદિત થાય ? રાજ્યદ્વારી

તથા ધાર્મિક ઉધાનની વચ્ચે જે મહત્વનો સબધ રહેલો છે તે તપસ્યા વિના જેઓ માત્ર રાજ્યદ્વારી હિલચાલ તરફ જ નજર પહોંચાડે છે તેમને મરાઠી સત્તાના ઉદય તથા વૃદ્ધિની વાંકીચુંકી ગતિ, ભૂલભુલામણી જેવી થઈ પડે છે અથવા તો પરાક્રમોની એક કદ ણી નીતિના ટકાઉ રહસ્ય વિનાની લાગે છે યુરોપિયન તેમજ દેશી લેખકોએ આ હિલચાલના ખેવડા લક્ષણને તેમણે અધુરો ઇન્સાફ આપ્યો છે અને પ્રજાકીય મનની ધર્મ સંબંધી મુક્તિની વાત કોરાણે મૂકયાથી મરાઠાઓએ જે પ્રજાકીય સ્વતંત્રતા માટે મથન કર્યું હતુ તે સંબંધી ખોટા વિચારોનો પ્રચાર થયો તેનુ કારણ આમાથી મળી આવે છે.

આટલા માટે પશ્ચિમ હિંદુસ્તાનમા જે ધાર્મિક ઉધાન થયુ તેનુ વૃત્તાંત આ પ્રકરણમા ઉપર ટપકે આપવા ધારીએ છીએ, અને તેમ કરવામા અમારો મુખ્ય આધાર છેલ્લા સૈકાની આખરે બ્રિટિશ સત્તાનો પ્રચાર જે થયો તે પહેલા મહીપતિ નામના કવિએ મહારાષ્ટ્રના સંતો તથા ભવિષ્ય ભાખનારના જે વિસ્તીર્ણ જીવનચરિત્રો લખ્યા છે તેના ઉપર રહેશે સ્વતંત્રતા અર્થે જે રાજ્યદ્વારી પ્રયાસ થયો તે તેમજ ધાર્મિક ઉધાન થયુ તે કાંઇ એક પુરૂષ કિંવા એક સૈકાનું કામ નહોતું છેક દક્ષણમા મુસલમાનોએ જીત મેળવી તે પહેલાં એની શરૂઆત થઈ હતી દેવગીરીના જાદવ રાજાઓના અમલ તળે મહારાષ્ટ્રના પહેલા સંત તથા ભવિષ્ય ભાખનાર જ્ઞાનદેવે દેશમાં બોલાતી ભાષામા ભગવદ્ગીતાની પ્રખ્યાત થયલી ટીકા લખી હતી બખાલ રાજાઓના સમયમા મુકુંદરાજે પોતાનો પ્રખ્યાત ગ્રંથ લખ્યો અને તે મરાઠીમા બારમી સદીમા લખાયલા ગ્રંથોમા એ પ્રકારનો પહેલવહેલો જ હતો. મુસલમાની લડાઇઓને લીધે કેટલાક સમય સુધી સર્વ પ્રકારનું આંદોલન સ્તંભિત થઇ ગયુ હતુ, પણ ધીમે ધીમે પ્રજાકીય જુસ્સાએ પોતાની ગુણકારી સ્થિતિ સ્થાપતા ગ્રહણ કરી અને મરાઠા સત્તાનો ઉદય થયો તે વખતે તો સ્વર્ગંગાની પેઠે સંતો અને ભવિષ્ય ભાખનારાઓનો ઘટ સમુદાય બન્યો

હતો અને તેઓ એટલા માનીતા થઇ પડ્યા કે ઘરની સાધારણ વાતચીતમાં પણ તેમનાં નામ સ્નેહ સહિત સંભારવામાં આવતાં. એ ઝરો પૂર જોશમાં બે સૈકા સુધી ગતિમાન્ રહ્યો અને તે પછી સુકાઇ ગયો જણાય છે, અને તે બંધ પડવાની સાથે જ રાજ્યકારી પ્રાબલ્ય ભૂતકાળની કથા સમાન થઈ ગયું. અડસટ્ટે બોલતાં, ધાર્મિક જાગૃતિ પાંચ સદી સુધી ચાલુ રહી અને તે અરસામાં લગભગ પચાસ સંતો તથા ભવિષ્ય ભાખનારાઓ ઉત્કર્ષ પામ્યા અને તેમણે દેશ તથા લોકો ઉપર એવી રીતની વજ્ર લેપ છાપ પાડી છે કે મહીપતિએ પોતાના પુસ્તકમાં તેમનાં જન્મચરિત્ર પણ શામિલ કર્યાં, એ વાજબી જ કર્યું છે. આ સંતોમાંથી કેટલીક તો સ્ત્રીઓ હતી, કેટલાક મુસલમાની ધર્મ તજી હિંદુઓ થયેલા હતા, અર્ધ સંખ્યા બ્રાહ્મણોની હતી, અને બાકીના અર્ધમાં મરાઠા, કણબી, દરજી, માળી, કુંભાર, સોની પ્રાયશ્ચિત કરનારી વેશ્યાઓ, ગુલામડીઓ, પતિત ગણાતા મહાર (ઢેડ) ઇત્યાદિ સઘળા વર્ગના લોક હતા. આ ધાર્મિક જુવાળનું ઘણું ખરૂં આસ્પદ અમે ઉપર જણાવી ગયા તે બાબતો છે, અને તે ઉપરથી ખુલ્લું દેખાઇ આવે છે કે ધાર્મિક જુસ્સાની અસર અમુક વર્ગને લાગુ થઇ નહોતી પણ જનસમૂહના તમામ પડ છેદીને સ્ત્રી, પુરૂષ, ઉંચ, નીચ, ભણેલ કે અભણ, હિંદુ કે મુસલમાન સૌમાં ઉંડી ઉતરી પહોંચી ગઇ હતી. થોડાજ દેશના ધાર્મિક ઇતિહાસમાં આવાં લક્ષણો જોવામાં આવે છે અને તે વિસ્તીર્ણ પ્રજાકિય જાગૃતિનું પરિણામ છે. ઉત્તર અને પૂર્વ હિંદુસ્તાનમાં લગભગ એજ સમયમાં આના જેવીજ હીલચાલ દ્રષ્ટિગોચર થઇ હતી. નાનકે પંજાબ પ્રાંત જાગૃત કર્યો, અને મુસલમાની તથા હિંદુ ધર્મ એકત્ર કરવા ભગીરથ પ્રયાસ કર્યો. છેક પૂર્વમાં ચૈતન્યે કાલી તથા શક્તિની ભક્તિ તજાવી લોકોને ભાગવત ઉપર આસ્થા રખાવવા માટે પ્રયત્ન કર્યો. વળી રામાનંદ અને કબીર, તુળસીદાસ અને સુરદાસ, જયદેવ અને રોહીદાસ, એ દરેકે ધર્મના સુધારા અર્થે પોતાની રીત પ્રમાણે યત્ન કર્યું.

તેમના બોધથી જબરી તેમજ ટકી રહે તેવી અસર થઈ એ તો નિસંદેહ છે; પરંતુ મહારાષ્ટ્રના સંતો તથા ભવિષ્ય ભાખનારાઓએ જે કાર્ય બજાવ્યું તેની સાથે સરખામણી થઈ શકે નહીં. મહારાષ્ટ્રમાં આ હીલચાલની ચઢિયાતી અસર થઇ હતી એ વાત નીચે આપેલાં જયાબંધ નામ સિદ્ધ કરી આપે છે.

ચાંગદેવ અને જ્ઞાનદેવ, નિવૃતિ અને સોપાન, મુકતાબાઇ અને જાની, અ્યાકાબાઇ અને વેણુબાઇ, નામદેવ અને એકનાથ, રામદાસ અને તુકારામ, શેખમહમદ અને શાંતિબાહમણી, દામાજી અને ઉધવ, ભાનુદાસ અને કરમદાસ, બોધલા બાવા અન સાંતોબા પોવાર, કેશવસ્વામિ અને જયરામ સ્વામિ, નરસિંહ સરસ્વતી અને રંગનાથ સ્વામિ, ચોખામેલા અને એ કુંભારો, નરહરી સોની અને સાવતીઆ માળી, બહીરામ ભટ અને ગણેશનાથ, જનારધનપંત અને મુધોપંત વગેરે

આમાં બ્રાહ્મણોનું પ્રમાણ વધારે છે. હિંદુસ્તાનના બીજા ભાગોમાં તેમ નહોતું. તેમાં તો બ્રાહ્મણોના કરતાં વૈશ્ય અને ક્ષત્રીઓનું પ્રમાણ વિશેષ હતું.

સંતોનાં સઘળાં જન્મચરિત્રોમાં જોવામાં આવે છે તેમ લોકોની કલ્પના આવા પુરૂષોને નવાઇ જેવી અને ચમત્કારિક શકિતઓ લગાડી દે છે, મુખ્યત્વે મુએલાને જીવતાં કરવાની, માદાંઓને સાજા કરવાની અને ભૂખ્યાઓને ખવરાવવાની. બારીક તપાસના આ જમાનામાં દયાનાં કાર્યો કરવામાં તેમને અલૌકિક મદદ મળી એવી જે કહાણીઓ તેમના સંબંધમાં કહેવામાં આવે છે તે.માનવામાં આવે કે નહિ પણ આવે. મિ. લેકીએ ટીકા કરી છે તેમ બૂચ્ચાં સમાન ભોળપણુ હોય તોજ આ ચમત્કારો, અને મોજેજાઓને દરરોજના બનતા બનાવો તરીકે માન્ય કરવામાં આવે. સંતો અને ભવિષ્ય ભાખનારા પોતે તો ચમત્કારિક શકિતઓ ધરાવવાનો દાવો કરતા નથી. તેઓ 'નમ્ર, કષ્ટ 'વેઠનાર, અને ઇશ્વર ઉપર 'જ ભરોસો રાખવા વાળા' હતા,

અને એ ભરોંસામાંથી બહુ વાર તેમને ધારણા ઉપરાંત એટલો તો લાભ થતો કે તેઓ પોતેજ તે દેખી આશ્ચર્ય પામતા. આ જીવનચરિત્રના નીતિ તત્વનું આસ્પદ તેમના કરેલા ચમત્કારો નથી પણ સતત આત્માના મોક્ષ અર્થે અર્પણ કરેલું જીવિન અને તેમના આચરણની સાચવટ છે. પરિણામે ચરિત્રના આ રૂપ જોડેજ અમારે કામ છે, અને અમે એમ દેખાડી આપવાની આશા રાખીએ છીએ કે, તેમણે જે કાર્ય બજાવ્યું તે અમૂલ્ય અને અતુલ્ય હતું.

મહારાષ્ટ્રમાં જે સમયે આ સંતો અને ભવિષ્ય ભાખનારા ઉદય પામ્યા, લગભગ તે જ સમયમાં પશ્ચિમ યુરોપમાં ' રેફરમેશન ' ( ધાર્મિક સુધારો ) નામની હીલચાલ થઈ હતી, અને બન્નેનાં ચરિત્રો અને શિક્ષણ વચ્ચે અજબ જેવું મળતાપણું જોવામાં આવે છે. બન્નેનું મથન એકજ દિશાએ હતું સોળમી સદીના યુરોપીઅન સુધારકોએ રોમન ધર્માધિકારીના ઉપરીપણા તળે પાદરીઓ જે સત્તાનો દાવો કરતા હતા, તેની વિરૂદ્ધ વાંધો ઉઠાવ્યો હતો. જુના જમાનાથી પોપ અને ખ્રિસ્ત ધર્મોપદેશકમંડળ સત્તા ભોગવતું આવતું હતું અને જે જંગલી વિજયી પરદેશીઓએ રોમન પ્રાંતોની ખરાબી કરી હતી તેમને સુધારી સભ્ય કરવામાં તેમણે પોતાના વખતમાં સારી સેવા બજાવી હતી. વખતના વહેવાની સાથે, સેવકને બદલે ધાર્મિક તેમજ સામાજિક સત્તા સાથે સ્વામિ તથા રાજ્યકર્તા હોવાનો તેઓ દાવો કરવા લાગ્યા; અને એવો હક માગવા લાગ્યા કે ઈશ્વર અને મનુષ્ય વચ્ચે અમે મધ્યસ્થ છીએ. આ મધ્યસ્થપણું ભોગવવામાં અસંખ્ય ક્રિયાઓ કરવામાં આવતી અને તેમાં ધીમે ધીમે દુરાચાર એવી રીતના દાખલ થયા કે લોકોની આસ્થા ઉઠી ગઈ. લ્યુથર જ્યારે એ સત્તાની વિરૂદ્ધ થયો ત્યારે આ દુરાચારો છેક શિખર ઉપર આવ્યા હતા તેઓ એટલે દરજ્જે અવળે માર્ગે ચડી ગયા હતા કે પાપને માટે માફીપત્રો લખી આપતા, અને પીટરની પેન્સ ( સેંટપીટરના લાભ અર્થે ઉઘરાણું ) ધર્મદાન તરીકે

અપાતી, તે કર તરીકે તેમણે દાખલ કરી. હેતુ માત્ર એટલો જ હતો કે પ્રપંચી પોપ અને તેના દુરાચરણી અધિકારીઓની સાંસારિક સત્તામાં વૃદ્ધિ કરવી.

આ બાબતમાં પશ્ચિમ હિંદુસ્તાનમાં તેનો જોટો મળી આવે છે. અહીં અસલી સત્તા તથા દંતકથાએ પાષાણવત્ થઇ ગઇ હતી અને તે કીર્તિલોભી ધર્માધ્યક્ષ અને તેના ધર્મોપદેશક અધિકારીઓ વડે નહિ, પરંતુ બ્રાહ્મણ જ્ઞાતિની એક હાથ કરેલી સત્તાવડે. સંતો અને ભવિષ્ય ભાખનારાઓએ હિમ્મતથી જે મયન કર્યું હતું તે આ જ્ઞાતિની સત્તા સામે હતું. તેઓ મનુષ્ય આત્માનાં ઊંચા દરજ્જા વિષે વિવેચન કરતા, અને એમ કહેતા કે જન્મ તથા સાંસારિક પદવીના આકસ્મિક બનાવોથી તે નિરાળો રહેલો છે. આ બોધ આપનારાઓમાંથી કેટલાક પોતાના જન્મને કેળવણીના બનાવો ધ્યાનમાં લઇને, આવી રીતનું વલણ લેતા. ઉપર કહેવામા આવ્યું છે તેમ તે મહિલા લગભગ અડધા બ્રાહ્મણ જ્ઞાતિની બાહેરના હતા, અને કેટલાક તો છેક અંત્યજ વર્ગના હતા. વળી ઘણાક બ્રાહ્મણ સુધારકો તો પોતે ઉચ્ચ વંશના નહિ હોવાથી કૃત્રિમ પ્રતિબંધથી વિરૂદ્ધ થતા. જ્ઞાનદેવ અને તેના ભાઇઓ તેમજ બેન મુક્તાબાઇનો જન્મ, તેમનો પિતા સંસાર ત્યાગ કરી, સંન્યાસી થયો તે પછી થયો હતો. તેના ધર્મગુરૂ રામાનંદના જાણવામાં આવ્યું કે આ સન્યાસીએ આશ્રમ બદલ્યો તેમાં તેની સ્ત્રીની સમ્મતિ નહોતી, તેથી તેણે તેને આજ્ઞા આપી કે તારે વતન જવુ અને સ્ત્રી સાથે રહેવું સન્યાસીને ઘેર જ્યારે આવી રીતે બાળકો અવતર્યા ત્યારે નાતીલાઓ તેમના પ્રતિ તિરસ્કાર બતાવવા લાગ્યા અને એ ભાઇઓ જ્યારે યોગ્ય ઉમરે પહોંચ્યા ત્યારે બ્રાહ્મણોએ ઉપવિતની ક્રિયા કરવા ના પાડી. આ છોકરાંઓ આખી ઉંમર સુધી સંસ્કારરહિત સ્થિતિમાં રહ્યા અને ન્યાત સંબંધી આ દૂષણ હોવા છતાં માન પામ્યાં.

માળોપંથ નામનો બીજો સંત નીચ વર્ણની કન્યા જોડે પરણ્યો

હતો. આ કન્યાની જ્ઞાતિ, લગ્ન થઇ ગયા કેડે જાણવામાં આવી હતી. એના પતિએ તેને તજી ન દેતાં તેની જોડે માત્ર પોતાનો વહેવાર બંધ કર્યો હતો અને જ્યારે તેનું મરણ નિપજ્યું અને એ સતિ રીત પ્રમાણે મરણને લગતી ક્રિયાઓ કરી ત્યારે એવી રીતનો ચમત્કાર પ્રગટ થયો કે તેના હડહડતા શત્રુઓની પણ ખાત્રી થઈ કે બાળાપંથ અને મહાર વર્ણની તેની સ્ત્રી બન્ને પવિત્ર હતાં. એવીજ રીતે જયારામસ્વામીનો ગુરૂ કૃષ્ણદાસ એક હજામની કન્યા જોડે પરણ્યો હતો, અને લગ્ન થયા પછી તેની હલકી જ્ઞાતિ જાણવામાં આવી હતી. આ માણસ એવી રીતની પવિત્ર જીંદગી ગુજારતો હતો કે જો કે પ્રથમ તેને બહુ કનડગત થયા છતાં તે સમયના મહાન્ ધર્મોપદેશક શંકરાચાર્યે તેની વિરૂદ્ધ કંઈ વાંધો ઉઠાવ્યો નહોતો. સારી પેઠે જાણીતું છે કે પોતે હલકા વર્ણનો છે તે વાત તે છુપાવતો નહોતો. તેણે એક ભૂખ્યા મહારને પોતાને ત્યાં જમાડયો ને જ્યારે તેને ન્યાત-બહાર કરવામાં આવ્યો ત્યારે પવિત્ર થવા અર્થે પોતાને નદી ઉપર લઇ જવાનું તેણે કબૂલ કર્યું, અને તે વખતે એક ચમત્કાર એવો બન્યો કે લોકોને ખાત્રી થઇ કે સેંકડો બ્રાહ્મણો જમાડવા કરતાં એક ભૂખ્યા મહારને જમાડવામાં વધારે પુન્ય છે. સંતોએ ન્યાતના કાનુનો તોડયા છે તે કારણથી જ્યારે બ્રાહ્મણોએ શ્રાદ્ધની ક્રિયા કરવા ના પાડી ત્યારે તેઓમાંથી ઘણાકોએ—ખસુસ રીતે જ્ઞાનદેવ, એકનાથ, અને નાગનાથે—એક સામાન્ય ચમત્કાર કરી બતાવેલો કહેવામાં આવે છે તે એ કે હઠીલા બ્રાહ્મણોના પિતૃઓ પૃથ્વી ઉપર નીચે ઉતરી આવ્યાં અને પોતાના આસ્થા વિનાના પુત્રોને ઠપકો આપી તેમની ખાત્રી કરી આપી કે તેમનો વાંધો અયોગ્ય હતો. નામદેવનાં જન્મચરિત્રમાં એક વાત એવી આવે છે કે તેના પંઢરપુરના દેવે બ્રાહ્મણોને એક ઉજાણી આપવાની રજા આપી ને તેમાં પેલા સંતની જોડે જમવામાં પોતે શામિલ થયો હતો ને તેથી તેને ન્યાતબહાર કરવામાં આવ્યો હતો. આગળ ચાલતાં એમ જણાવેલું છે કે વિદેહી જ્ઞાનદેવ ત્યાં હાજર હતો,

અને તેણે કેવી રીતે જુલમ કરનાર બ્રાહ્મણોને સમજાવ્યા હતા તેનું વર્ણન કરવામાં આવેલું છે. તેણે કહ્યું કે પરમેશ્વરની નજર આગળ સૌ સમાન છે. ઉંચ કે નીચ જ્ઞાતિના તેમની આગળ કોઇ નથી, તમારે એવો ખ્યાલ જ રાખવો નહીં કે હું ઊંચા કુળનો છું, અને મારો પાડોશી નીચા કુળનો છે. ઊંચા કુળના તેમજ નીચા કુળના ગંગામાં નહાય છે, હવા શ્વાસમાં લે છે, પૃથ્વીની પીઠ ઉપર હાલેચાલે છે તેથી કાંઇ તે પવિત્ર નદી હવા, કે પૃથ્વી અપવિત્ર કે ભ્રષ્ટ થતી નથી

ચોખામેળા નામના ન્યાતબહાર થયલા એક મહારે જ્યારે પંઢરપુરના મંદિરમાં પ્રવેશ કર્યો તે કારણથી તેના ઉપર જુલમ કરવામાં આવ્યો તે વખતે એક અતિ અસરકારક બનાવ બન્યો ચોખામેળાને જ્યારે તેના ઉદ્ધતપણા માટે ઠપકો આપવામાં આવ્યો ત્યારે તેણે જવાબ આપ્યો કે હું કાંઈ મારી પોતાની ઇચ્છાથી ગયો નહોતો પણ મારો પ્રભુ બળાત્કારથી મને માહે લઇ ગયો હતો. મંદિરના બ્રાહ્મણ પૂજારીઓને તેણે આ પ્રમાણે ઉપદેશ કર્યો. " ભક્તિ કે આસ્થા તમારામાં ન હોય તો ક્રિયાઓ કે તમારી વિદ્યા, તમે ઉચ્ચ જ્ઞાતિમા જન્મ્યા હો છતાં, શો લાભ આપી શકશે ? એક મનુષ્ય હલકી જ્ઞાતિનો હોય પરંતુ શુદ્ધ અંતઃકરણવાળો હોય, ઇશ્વિર ઉપર પ્રીતિ રાખતો હોય, સૌ પ્રાણીઓને પોતાના જેવોજ ગણતો હોય, પોતાનાં તથા પારકાં બાળકો વચ્ચે ભેદ ગણતો ન હોય, અને સત્યવાદી હોય તો તેની જ્ઞાતિ પવિત્ર સમજવી ને પરમેશ્વર તેના ઉપર પ્રસન્ન રહે છે. જ્યારે એક માણસના અંતઃકરણમા ઇશ્વિર ઉપર આસ્થા અને મનુષ્ય પ્રતિ પ્રેમ વસે છે ત્યારે તેની નાત જાત પૂછવાની કાંઈ અગત્ય નથી પ્રેમ અને ભક્તિ એ બે વાનાની જ આશા પરમેશ્વર પોતાના બાળકો પાસેથી રાખે છે, અને તેની ન્યાત જાત શી છે તેની બીલકુલ તે દરકાર રાખતો નથી. " ઉંચી પંક્તિના ડહાપણના આ ઉપદેશથી, આપણે સહેલાઇથી સમજી શકીએ, તેમ બ્રાહ્મણો ઉપર કશી અસર થઇ નહીં. તેમણે ગામના

મુસલમાન અમલદારની આગળ તે બાબત ફરિયાદ કરી અને તેણે બાઈ-બલમાં જેવી પાઇલેટની વાત આવે છે તેવીજ રીતે, બીજો પાઇલેટ બની હુકમ આપ્યો કે તેને બાંધીને બળદોની જોડ સાથે લગાડી ઘાતકી રીતે રીબાવીને મારી નાંખો. પરંતુ પરમેશ્વરે પોતાના ભકતને ચમત્કારિક રીતે ઉગાર્યો અને તેના ઉપર ત્રાસ પાડનારાઓને હંફાવ્યા; કેમકે પેલા બળદો પોતાના સ્થાનકથી મુદ્દલ ખસ્યા જ નહીં. વળી આ સંબંધમા બહીરામ ભટ્ટની વાત જાણવાજોગ થઇ પડશે. પોતે શાસ્ત્રી હોવાથી બ્રાહ્મણ ધર્મમાં તેને શાન્તિ મળી નહીં તે કારણથી તે મુસલમાન બન્યો, એવું ધારીને કે એકેશ્વરી મત તેના અંતઃકરણની ઇચ્છાઓ તૃપ્ત કરશે. પરંતુ તેની ધારણા પ્રમાણે જ્યારે તેને તૃપ્તિ નહીં મળી ત્યારે ફરીથી તે બ્રાહ્મણ ધર્મમાં આવ્યો. તેને બ્રાહ્મણોએ તેમજ મુસલમાનોએ આવી રીતે પોતાની આસ્થા બદલી તે માટે ઠપકો આપ્યો. પણ, તેણે તો ચોખ્ખું કહ્યું કે હું હિંદુ નથી, તેમજ મુસલમાન પણ નથી. બ્રાહ્મણોને તેણે કહ્યું કે જ્યારે મારી ખતના થયલી છે ત્યારે હું શુદ્ધ બ્રાહ્મણ કેમ ગણાઈ શકું અને મુસલમાનોને તેણે કહ્યું કે હિંદુદર્શક એંધાણ ભાગ કાનમાં જે છેદ છે, તે તમે પૂરી મુકો તો જ હું મુસલમાન લેખાઇ શકું. મુસલમાન ધર્મ તજીને જેઓ હિંદુ બન્યા છે તેઓ શેખ મહમદના ચેલાઓ તરીકે ઓળખાય છે અને તેઓ આજ દીન સુધી રમજાનના રોજાઓ રાખે છે અને એકાદશી વ્રત પાળે છે, વળી મક્કે હજ કરવા જાય છે, અને પંઢરપુરની યાત્રાએ પણ જાય છે. કબીર, નાનક અને માનિક પ્રભુની પેઠે મહા વિખ્યાતીએ પહોચેલા બીજા પણ ઘણા સંતો એવા છે કે તેમના ઉપર હિંદુ તેમજ મુસલમાનો બન્ને પોતાનો દાવો કરે છે કે આ અમારી કોમમાંથી છે; વળી બન્ને એમને માન આપે છે અને એમના પ્રતિ ભક્તિભાવ રાખે છે.

આ ઉદાહરણો ઉપરથી જોવામાં આવશે કે આ માણસોએ પોતાની

જિંદગાનીમાં પ્રજાકીય સાધારણ વિચારને આત્મજ્ઞાનની ઉંચી સપાટીએ લાવવા અને ન્યાતના જુલમની સત્તા તોડવા કેવી રીતનો પ્રયત્ન કર્યો છે.

આ સઘળા શિક્ષણનું પરિણામ એવું જોવામાં આવે છે કે જ્ઞાતિબંધન માટે જીવતરના ધર્મ પ્રકરણમાં સ્થળ રહ્યું નથી. માત્ર મનુષ્યનાં સાંસારિક વહિવટને જ તે લાગુ પડે છે અને ત્યાં પણ તેનુ જોર હવે ઘણી રીતે નરમ પડી ગયું છે.

દક્ષિણના બ્રાહ્મણો જેઓ જ્ઞાતિબંધનના વહેમ ચૂસ્તપણે રાખે છે, અને જેઓ નીચ વર્ણના લોકોના પડછાયાથી બ્રાહ્મણોના વસવાનો ભાગ ભ્રષ્ટ થાય છે એમ માને છે ને તેથી તેમના પ્રતિ તિરસ્કાર બતાવે છે, તેમની જોડે જે કોઇ મહારાષ્ટ્રના દખણ ભાગમાં વસતા બ્રાહ્મણોની આવી બાબતમાં બેદરકારી ભરેલી રીતભાત સરખાવી જોશે તેને ઉપલી વાત સ્પષ્ટ માલૂમ પડશે.

બેદરકારીની આ લાગણી વાર્ષિક જાત્રાઓના મેલાવડાઓ પ્રસંગે નજર ખેંચે તેવી રીતે દેખાઇ આવે છે. યુરોપમાં જેમ પરમેશ્વર અને મનુષ્ય વચ્ચે મોક્ષ અર્થે પાદરી આવશ્યક મધ્યસ્થ હોય એવી માન્યતા હવે રહી નથી તેમ હિંદુસ્તાનના આ ભાગમાં બ્રાહ્મણ વર્ગનું પ્રભુત્વ અંગિકાર કરવામાં આવતું નથી. તેઓ સેવા કરવા લાયક તથા પૂજવા યોગ્ય છે એવી માન્યતા ઘણે અંશે જતી રહી છે, અને સ્ત્રી પુરૂષો ઉચ્ચ કે નીચ વર્ણના એમ માનવા લાગ્યા છે કે જન્મ ગમે તે કુળમાં થયો હોય છતાં આસ્થા તથા પ્રેમ વડે મોક્ષ મેળવવા અમે સ્વતંત્ર છીએ.

યુરોપિયન સુધારકોએ વિશેષ વાંધો મઠના મંડળની ગોઠવણ વિરૂદ્ધ ઉઠાવ્યો હતો, તેમજ ધર્મોપદેશક મંડળના કુંવારાપણા વિરૂદ્ધ અને સ્ત્રીઓ કુદરતના કાયદાની વિરૂદ્ધ સંસાર તજી જોગણો બની એકાંતવાસમાં રહે તેની સામે પણ ઉઠાવ્યો હતો. આ વાંધાનો જોટો અહીં પણ નજરે પડે છે. આપણા સંતો અને ભવિષ્ય ભાખનારાઓએ આત્મસંયમ અને અ-

પવાસો, અર્થ વિનાના પ્રાયશ્ચિતો અને અસંખ્ય જાત્રાઓ વિરૂદ્ધ વધો ઉઠાવ્યો હતો. એજ જુગુસાથી યોગશસ્ત્રને અધારે જે તપશ્ચર્યા કરવામાં આવતી તેને પણ તેમણે ધિક્કારી કહી, કેમકે એ વડે ચમત્કારો બતાવી શકાય છે એમ સાધારણ રીતે મનાતા હતી. યોગ અને ભક્તિનો આ ઝઘડો અભિમાની ચાંગદેવે જ્ઞાનદેવ જોડે વાદ કર્યો તે વડે સારી રીતે દર્શાવી શકાય છે. પહેલાએ યોગશક્તિ ઉપર આધાર રાખી વાઘ ઉપર સ્વારી કરી; સાપનો ચાબુક તરીકે ઉપયોગ કર્યો, ત્યારે જ્ઞાનદેવે ભીતને પોતાનું વાહન બનાવી તેને હંકાવ્યો. આવી જ રીતનો વાદ જ્ઞાનદેવ અને નામદેવ વચ્ચે થયો હતો. એક જ્યારે યોગશક્તિ વડે કદમાં સંકોચાઇ જઇ, ઉંડા કુવાનું પાણી પીધું ત્યારે બીજાએ ભક્તિના બળવડે કુવાનું પાણી ઉંચું ચઢાવ્યું અને તે એટલી હદ સુધી કે તરસ્યા વટેમાર્ગુ પણ તેનો લાભ લઇ શકે; કેમકે કુવો ભરાઈ જઈ ઉપરથી પણી હમેશને માટે વહેતું થયું. આ વાર્તાઓ વડે મહારાષ્ટ્રના સંતો અને ભવિષ્ય ભાખનારાઓના શિક્ષણનું લક્ષણ સુંદર રીતે પ્રગટી નીકળે છે.

કાનોબા પાઠકની વાત કુંવારાપણાની બાધાનું નિરર્થકપણું પ્રકાશિત કરે છે. જ્યારે તેને બનારસના એક બ્રાહ્મણે ઠપકો દીધો કે તમારા બાળક પ્રતિ તમે અસાધારણ વહાલ રાખો છો ત્યારે તેણે દેખીતી બેપરવાઇથી પોતાના બાળકને કુવામાં નાખી દીધું. આ ઉપરથી જણાઇ આવે છે કે માત્ર બાધાથી મનનું સમતોલપણું તથા આનંદ, શોક પ્રતિ અનાસ્થા પ્રાપ્ત થઇ શકતી નથી. એકનાથ આખી ઉમર સુધી પોતાની સ્ત્રી અને બચ્ચાઓ જોડે રહ્યો હતો અને તેવીજ રીતે તુકારામ અને નામદેવ રહ્યા હતા, પરંતુ એમને અબળા જાતિથી અનુકંપા ધરાવતું કોઇ સગું નહોતું.

બોધલેબાવા, ચોખામેળા, દયાજીપંત, ભાણુદાસ, એ કુંભાર સંતો અને બીજા ઘણાક પોતાનાં કુટુંબ જોડે જ રહેતા હતા. જ્ઞાનદેવનો પિતા પોતાની સ્ત્રીની સન્મતિ વિના સન્યાસી બન્યો તેથી રામાનંદે તેને ઘેર જઇ

પોતાની સ્ત્રી જોડે રહેવા આગ્રહ કર્યો. આ બધી બાબતો ઉપરથી સિદ્ધ થાય છે કે, આ સંતો અને ભવિષ્ય ભાખનારાઓને સંસારી જિંદગીની પવિત્રતાનો ઘણા ઊંચા પ્રકારનો ખ્યાલ હતો, અને સંસારના જંજાળમાંથી મુક્ત થઈ એકાંતવાસ ભોગવવા તરફ સાધારણ લોકો વલણ બતાવી પોતાની નબળાઇ સાબિત કરે છે તેમને સીધે માર્ગે દોરવા એમણે પોતાથી બનતો સઘળો પ્રયાસ કર્યો હતો. સ્ત્રીવર્ગમાંથી જેઓ સંત થઇ, તેમનાં ચરિત્રોમાંથી આ સંબંધે ખાસ રહસ્ય મળી આવે છે. એ જીવનચરિત્રોમાં એમ વર્ણવેલું છે કે તેમની ભક્તિ તથા આસ્થાના પ્રતાપથી પરમેશ્વરે દરરોજના ઘરખટલાના કામકાજમાં તેમને મદદ કરી, વિપત્તિમાંથી તેમને ઉગારી.

વળી તેમનાં અદેખાં સગાંઓથી વેગળા ગયા વિના તેઓ ભક્તિ કરી શકે તે અર્થે પ્રભુએ જુદાં જુદાં રૂપ લીધાં એવું પણ તેમણે કહેલું છે. આવી વાતોમાં પરમેશ્વરની સહાયતા બહુ સોંઘી કરી મૂકી છે એવી ભીતિ તેમાં સમાયલી છે. પરંતુ આ દૂષણથી અલાભ થાય તેના કરતાં એ વૃત્તાંતોમાં ઉચ્ચ નીતિતત્વ રહેલું છે, તે વડે લાભ વિશેષ છે. સંસારી અને પણિઅર જિંદગીની પવિત્રતાનું રક્ષણ આ સંતો અને ભવિષ્ય ભાખનારાઓએ રૂડી રીતે કરેલું છે, અને જુના વખતમાં જે તપશ્ચર્યા કરવામાં આવતી તેના ઉપર આ જાણવા જોગ નીતિનો જય ગણી શકાય.

અર્વાચીન યુરોપિયન ઇતિહાસના અભ્યાસીઓને જાણીતી વાત છે કે રીફોરમરો ( સુધારકો ) મોટામાં મોટો જથુનો જય મેળવ્યો તે એ હતો કે લાટીન ભાષાની વિદ્યાની ગુલામગીરીમાંથી પ્રજાકિય બુદ્ધિને તેમણે મુક્ત કરી, અને તે વખતના ધોરણ પ્રમાણે સઘળાં ઉત્તમ પુસ્તકો એ ભાષામાં લખવાં એવો પ્રતિબંધ દૂર કર્યો

આ સુધારકોની સહાયતાથી પહેલી જ વાર 'બાઇબલ' ઉંચા કે નીચા સઘળાને પ્રાપ્ત થઇ શકે તેવી સગવડ કરી અને વિદ્યા સંપાદન કરવાનો

જે ઉગ્ર પાદરીઓએ પોતાના હાથમા જ રાખ્યો હતો તેનો પાયો હચમચાવી મૂકયો અહીં હિંદુસ્તાનમાં છૂટકારાનો વિધિ એ જ ધોરણપર કરવામાં આવ્યો હતો સંતોએ અને ભવિષ્ય ભાખનારાઓએ લિખિત તેમજ મોઢેથી લોકોને જે ઉપદેશ કર્યો તે બધા સ્વભાષામા કર્યા હતા તે જોઈ જૂની સંસ્કૃત વિદ્યા ભણેલા શાસ્ત્રીઓ દિગ્મૂઢ બની રહ્યા એમણે તો અદ્યાપિ સંતાડી રાખેલુ દ્રવ્ય પુરુષ કે સ્ત્રી બ્રાહ્મણ કે શૂદ્ર સૌને માટે એક સરખી રીતે હિમ્મતથી ખુલ્લું કરી દીધુ છેવટનો જય થયો તે કાંઇ ઝગડા અને આપદા વિના થયો નહોતો. આ પ્રતિબંધ વાળા પ્રદેશમાં હિમ્મત ચલાવી પ્રથમ પ્રવેશ કરનાર જ્ઞાનદેવ હતો અને તેને પગલે ચાલીને એકનાથ અને રામદાસ, નામદેવ અને તુકારામ, વામન પંડિત અને મુક્તેસર, શ્રીધર અને મોરોપંતે એજ ભૂમિમાં પ્રવેશ કર્યો આ છેલ્લા ચાર બુદ્ધિમાન પુરુષો ધાર્મિક શિક્ષકો તરીકે જેટલા પ્રખ્યાત છે તેના કરતા ગ્રંથકર્તા અને કવિ તરીકે વિશેષ છે, પરંતુ તેમની પ્રેરણાનું મૂળ સ્થાન તે જ છે. બાઇબલની પેઠે વેદ અને શાસ્ત્રોનું ભાષાંતર થયુ નહોતું એ ખરૂં છે, પરંતુ આ તફાવતને માટે પૂરતું કારણ છે, તે વખતના મરાઠી લેખકો જાણતા હતા કે બૌદ્ધ ધર્મે કરેલા મોટા ફેરફાર પછી અર્વાચીન હિંદુસ્તાન ઉપર વેદ અને શાસ્ત્રોથી અસર પહોંચી શકે તેના કરતા રામાયણ અને મહાભારત, ભાગવત પુરાણ અને ગીતાથી વધારે થાય અને તેથી તેનું ભાષાંતર તેમણે કર્યું અને તેનો બહોળો પ્રસાર કર્યો. એ વિષયમા પહેલ કરનાર એકનાથ અને તુકારામ એ દરેકને બ્રાહ્મણો વિરુદ્ધ ટક્કર ઝીલવી પડી. જેમ યુરોપમાં બન્યું હતુ તેમ તેમના ગ્રંથો બાળી મૂકવામા આવ્યા નહોતા પણ તેને પાણીમાં ફેંકી દેવાની આજ્ઞા થઇ હતી. એને લગતી વાર્તામા એમ લખ્યું છે કે તેનો નાશ કરવા જળદેવતાઓની ઇચ્છા નહોતી તેથી તે સકાજ રહ્યા ને બુડી ગયા નહીં, અને તેથી પ્રથમના કરતા પણ વધારે પ્રસિદ્ધ થયા વામન પંડિત નામનો મહાન્ સંસ્કૃત વિદ્વાન્ એમ ફાંકો રાખતો હતો કે

દેવી ભાષાનો ઉપયોગ કરવો એ એક પંડિતને અછાજતું છે તેથી લખવા કે બોલવામાં એ ભાષાનો ઉપયોગ તે કરતો નહીં, પણ જ્યારે રામદાસની જોડે તેનો સમાગમ થયો ત્યારે તેને પોતાની ભૂલ સમજાઇ. સાલય રસાલ નામનો એક બ્રાહ્મણ પોતાની ઉત્કૃષ્ટ વિદ્યા માટે અતિ અભિમાની હતો. તેણે રામાયણનું ભાષાંતર કર્યું પણ તેની દેવીએ તેને સંદેસો મોકલ્યો કે, તારે તારૂં ભષાંતર પુનરાવર્તન અર્થે દરરોજ નામદેવ આગળ ધરવું એવી રીતે તેનો પણ ગર્વ હર્યો. જ્ઞાનદેવને પણ એક ચમત્કારનું હથિયાર બનાવવામાં આવ્યો છે. તેના વિષે એમ કહેલું છે કે તેણે એક ભેંસને મ્હોડે વેદના શ્લોકો બોલાવ્યા. આ વાર્તા એક અલંકાર રૂપ જણાય છે એમ દર્શાવવાને કે જેઓ સમજ્યા વિના શ્લોકો બોલે છે તેમના મનની હાલત ઢોરના જેવી છે.

સંસ્કૃત અને દેશી ભાષાઓની વઢવાડ જૂના વખતથી ચાલતી આવી છે અને હાલ પણ તેના સબંધમાં આપણે ચર્ચા સાંભળીએ છીએ. એનો નિર્ણય દેશી અથવા બોલાતી ભાષાના લાભમાં ઘણાં વર્ષ ઉપર થયલો છે અને વિદ્વાનો તથા પ્રાચીન બાબતોનું જ્ઞાન ધરાવનાર ગમે તે કહે પણ સંતોએ પોતાના કાર્ય અર્થે સંસ્કૃત નિરૂપયોગી જાણી કોરાણે મૂકી અને પોતાની જન્મભાષાને ખેડવા અને તેની વૃદ્ધિ કરવા પ્રયત્ન કર્યો ત્યારે તેમણે જે તેના સંબંધમાં ઉત્તર આપ્યો હતો તે જ ખરો ઉત્તર છે, એમ કહેવામાં કંઈ પણ બાધ જેવું લાગતું નથી. અર્વાચીન દેશી ભાષાઓની જેટલી વૃદ્ધિ થઇ છે તેટલી આ હરભકતોના પરિશ્રમને આભારી છે. જે જે પ્રગણામાં એમના સુધારાની અસર વધારે થઈ તે તે પ્રગણામાં તેના સાહિત્યની ગુણકારી વૃદ્ધિ વધારે જણાઇ.

યુરોપિયન સુધારકોએ રોમનકેથોલિક ખ્રિસ્તિ સમાજમાં હદ કરતાં વધી ગયલી પૂજા અને ભક્તજન ભક્તિને રોકી એક અગત્યનો ફેરફાર સંપાદન કર્યો હતો. હવે આપણી તરફ પણ એવીજ રીતનો વાંધો ઉઠાવવામાં આ-

બ્યો હતો ખરો પરંતુ પ્રોટેસ્ટન્ટ સુધારકોએ મૂર્તિપૂજા બંધ કરાવી તેમ અહીં બનવા પામ્યું નહીં, તોપણ મહારાષ્ટ્રના આ હરિજનોએ બહુદેવકર્તૃત્વમત નિંદ્ય છે એમ તો ઠરાવ્યું હતું અને તે માત્ર કહેવાની વાત રીતે નહિ પણ ધ્વનિમાં દરેકે પોતાના મનગમતા રૂપમાં ઈશ્વરી અવતારની આરાધના આદરી હતી; અને તે એવા વિધિથી કે બીજા કોઇ દેવની પૂજા માટે સમાવેશ રહે નહિ. દાખલા તરીકે રામદાસે ઈશ્વરભક્તિ રામના નામથી આદરી હતી. એકનાથ અને જયરામસ્વામિએ શ્રીકૃષ્ણના નામથી, ચોખામેળા, તુકારામ અને નામદેવે વિઠોબાના નામથી, નરહરી સોની અને નાગનાથે શિવના નામથી, જનારધનસ્વામિ અને ગણેશનાથે ગણપતિના નામથી, અને તેવી જ રીતે બીજા સંતો મંદિરે દર્શન કરવા જતા અને કોઈવાર જે રૂપે તેઓ પરમેશ્વરને માનતા તે રૂપે નહીં પણ જુદી આકૃતિએ દર્શન થતાં તો તેવી રીતનાં દર્શન સ્વીકારવા તેઓ ના પાડતા ત્યારે તેમને પોતાના મનગમતા રૂપમાં દર્શનપ્રાપ્તિ થતી એવી એવી વિચિત્ર વાતો ચરિત્રોમાં જોવામાં આવે છે. ઈશ્વર એક છે અને તેનો કોઇ જોડો નથી એ મતનું સર્વોપરીપણું દરેક સંત સ્વીકારતો અને તેમના પંથની પહેલી કલમ એ જ હતી. વળી એ મત વિષે કોઇને શંકા લાવવા કે વિરૂદ્ધ શબ્દ ઉચ્ચારવા દેતા નહીં. ઉપર કહેવામાં આવ્યું તેમ મૂર્તિપૂજાનું ખંડન કરવાનો જુસ્સો આ રાષ્ટ્રમાં વિશેષ લક્ષણ રીતે કોઇવાર પ્રગટ્યો નહોતો. પરંતુ એમ તો તેઓ માનતા કે જે ભિન્ન ભિન્ન રૂપમાં ઈશ્વરની આરાધના થતી તે બધું રૂપ અંતે જગન્નિયંતા અથવા બ્રહ્મમાં ગરક થઇ ઐકય પામે છે. પ્રજાકીય મતનું આ લક્ષણ જુના જમાનાથી ચાલતું આવ્યું છે. વેદના સમયમાં પણ ઇંદ્ર અને વરૂણ, મરૂત અને રૂદ્રને ભોગ સ્વીકારવાની પ્રાર્થના પ્રસંગે જુદાં જુદાં નામથી બોલાવવામાં આવતા ખરા, પરંતુ તેઓ એક સર્વોત્તમ સરજનહારનાં રૂપ છે એમ માન્યતા હતી.

આ સંતો અને ભવિષ્યવકતાઓ મૂર્તિપૂજાની બાબતમાં બેદરકાર

રહેતા તેનું મરણ એજ વલણવડે સમજી શકાય છે અર્થનો અનર્થ કરીને આ બુદ્ધિમાન પુરુષો મૂર્તિપૂજક છે એમ કહેવું એ તેમના વિચારો ને ખ્યાલો બિલકુલ નહીં સમજવા બરાબર છે તેઓ કાંઇ ઝાડ, પાષાણની પૂજા કરતા નહોતા વેદના સમયમા નિ સદેહ મૂર્તિ કે પ્રતિમાપૂજન નહોતું અવતારના મતનો જ્યારે અગિકાર થયો ત્યારે તે પ્રચલિત થયુ અને જૈન તથા બૌદ્ધના સતોની ભક્તિ વડે તેને ઉત્તેજન મળ્યુ છેવટે જ્યારે અનાર્ય જાતોને આર્યવાડામા લાવવામા આવી અને તેમના દેવતાઓને આર્ય દેવનાના અવતારોમા પાલટી નાખવામા આવ્યા ત્યારે તે લોકોની હલકી ભક્તિની જોડે તેનુ મિશ્રણ થઇ ગયુ પરતુ આ હરિજનોમાં સાધારણ રીતે જે હલકી પ્રતિના વિચારોએ વાસ કર્યા હતો તેનાથી ઉચી સપાટી ઉપર તેઓ હતા સર્વોત્તમ પરમેશ્વરની પ્રતિમા સિવાય બીજી કોઇ પૂજવામા આવતી ત્યારે તે કાર્ય દોષિત ગણાતું આ અનાર્ય અને ગ્રામ્યદેવતાઓન તેમ જ તેમની ભયકર ક્રિયાઓ અને આહુતિઓને નિદ્ય ગણવામાં કાણુ શબ્દો વાપ નામા સુકાનામ, તેમજ રામદાસે કચાશ રાખી નહોતી ભાનુદાસના ચરિત્રમા એમ કહેલુ છે કે તેણે વિજયનગરના રાજાને કહ્યુ કે તમે જે દેવીની પૂજા કરો છો તે તો પઢરપુરમા મારા ઇશ્વરની ચાકરડી બની ઝાડુ વળે છે રાજાએ પઢરપુરની ભેટ લીધી ને એ વાત તેને સત્ય જણાઇ બીજા બે સાધુઓના ચરિત્રમા એમ જણાવેલુ છે કે કાળકાદેવીને મનુષ્ય તેમજ બીજા પ્રાણીઓની આહુતિ આપવામા આવતી તેની વિરૂદ્ધ સતોએ હરિના નામથી વાધો ઉઠાવી, દેવીને એવી ગભરાવી મૂકી કે તેણે પોતે આજ્ઞા કરી કે ઘાતકી આહુતિઓ બધ પાડવી, અને તે પણ માત્ર તે સમયને માટે નહીં પણ હમેશને માટે. આ દાખલાઓ ઉપરથી જણાશે કે આ સતો ભક્તિને સહાય થવામા મૂર્તિ-પૂજનનો કેવે પ્રકારે ઉપયોગ કરતા, અને આ તફાવત ધ્યાન ઉપરઠસા યા વિના આ ઉપયોગી બાબતમા આ ઉપદેશકોનું ખરૂ પદ કેવુ હતું તે સમજવુ અશક્ય થઈ પડશે

આ રાષ્ટ્રનો સુધારો કરનારા સંતો અને ભવિષ્યવક્તાઓ એક બાબતમાં યુરોપના સમકાલિક પ્રોટેસ્ટન્ટ સુધારકોથી બહુ જુદા પડતા હતા. વેદના સમયથી માંડીને આજ દીન સુધી આર્ય દેવોને પ્રેમ-તેજ-માધુર્ય અને પ્રકાશ દર્શક ગણવામાં આવે છે. અલબત તેઓ ભયાનક દેવો હતા ખરા, જેમકે મનમાં દહેશત ઉપજાવી પોતાનો મોભો પ્રેરિત કરનાર વરૂણ અને રુદ્ર; પરંતુ પ્રજાકિય વલણ જગન્નિયંતાની શક્તિની ઉજળી બાજુ તરફ મુખ્યત્વે ધ્યાન ધરી તેના ઉપર પ્રેમભાવ ગખવો એવું હતું. એથી ઉલટી રીતે શેમીટિક વિચાર એવો હતો કે દૂર રહેલા પરમેશ્વરની કીર્તિ તો વાદળના આચ્છાદન વિના દેખી શકાય નહીં અને તેની જ્યોતિ તરફ સદા ભય સહિત નજર કરવી જોઈએ. મનુષ્યને તેની ખામીઓ માટે તે સખ્ત શિક્ષા કરનાર છે અને ન્યાયાધીશ તરીકે સારો બદલો આપે છે તેના કરતાં વધારે વખત શિક્ષા કરે છે. વળી પોતાના ભક્તોને સારો બદલો આપે છે ત્યારે પણ તેમને ધાક તથા ભયમાં રાખીને તેમ કરે છે. સઘળા શેમીટિકધર્મોનાં મૂળમાંજ એ વિચાર રહેલો છે, અને ખ્રિસ્તિ ઉપદેશકોને ધન્યવાદ ઘટે છે કે તેમણે પ્રયત્ન કરી પરમેશ્વર અને મનુષ્ય વચ્ચે મધ્યસ્થ ઇસુ ખ્રિસ્ત છે, અને તેણે મનુષ્યદેહ ધારણ કરી ગાનવીના લાભ અર્થે પોતે સંકટ સહી તેમનાં પાપ માટે પ્રાયશ્ચિત કરી, ઇશ્વરીકોપ દૂર કર્યો છે, એમ સમજાવી ઉપર કહેલી દહેશત ટાળી દેવામાં કેટલેક દરજ્જે તેઓ ફતેહમંદ થયા છે. ગ્રીસ, રોમ કે હિંદુસ્તાનમાં આર્ય ધર્મોમાં આ મધ્યસ્થપણાની કોઈવાર જરૂર જણાઇ નહોતી. આપણે તો હમેશાં પરમેશ્વરને ન્યાયાધીશ, સજા કરનાર, અને રાજ્ય કરનાર લેખે નહીં પણ પિતા અને માતા, ભાઈ અને મિત્ર લેખે ગણીએ છીએ. એમ કહેવાનો હેતુ નથી કે ન્યાય કે રાજ્ય તે કરતો જ નથી; તે ન્યાય કરે છે, હુકમ ચલાવે છે, અને સજા કરે છે ખરો પણ માતપિતાના પ્રેમ સહિત તેમ કરે છે; વળી ખોટે રસ્તે દોરાયલો પુત્ર પશ્ચાત્તાપ કરે તો તેને ફરી કોટી કરવાને તે સદા તત્પર રહે છે. જગજ્-

યંતા માયાળુ છે એ ભાવના જેટલે અંશે સંતો તથા ભવિષ્યવક્તાઓનાં શિક્ષણ તથા તેમના જીવતરના અનુભવમાં જોવામાં આવે છે તેટલે અંશે અસલ બ્રાહ્મણ મતમાં જણાતી નથી. તેઓ નિશ્ચયપૂર્વક ભાર મૂકી એમ કહે છે કે અમે પરમેશ્વરને દેખી શકીએ છીએ, તેનાં વચન સાંભળી શકીએ છીએ, તેની જોડે બોલી ચાલી શકીએ છીએ તથા સમાગમમાં આવી શકીએ છીએ. વળી ઉચ્ચ ધૂનમાં પરમેશ્વરનું વર્ણન કરતાં એમ પણ કહે છે કે તે કોઈ જોડે બોલતો નથી. પરંતુ તેમના મનની નિયમિત સ્થિતિ આનંદ લહેરની હતી, અને તે વખતે જેવી રીતે આપણે ઈંદ્રિયગોચરવસ્તુઓની સમક્ષતા જાણી શકીએ છીએ, તેવી રીતે તેઓ તેને જોઇ જાણી શકતા.

યોગીઓ અને વેદાંતીઓ જ્યારે તેઓ ધૂનમાં આવતા ત્યારે એમ કહેતા કે અમે પરમેશ્વર જોડે એકરૂપ થયા છીએ, પણ નામદેવ અને તુકારામ, એકનાથ અને જ્ઞાનદેવ, આ દૂરના અલ્પકાળના સંબંધથી તૃપ્ત ન થતાં, એમ કહેતા કે અમે તો પરમેશ્વર જોડે એવી રીતનો રોજનો પરિચય રાખી સુખ પ્રાપ્ત કરી શકીએ છીએ, કે તેવું યોગીઓ અને વેદાંતીઓ સ્વપ્નમાં પણ દેખી શકે નહીં. આ સંતોના ચમત્કાર આપણે માનીએ કે ન માનીએ પણ આવી રીતે તેઓ ભાર મૂકી કહેતા એમાં તો સંદેહ નથી. ખ્રિસ્તિ ભૂમિમાં ઈસુ ખ્રિસ્તના જન્મ મરણની જોડે જે પ્રેમભાવ ચોટેલો કે લપટાએલો જણાય છે, તે જ પ્રેમભાવ હિંદુસ્તાનમાં આંખ, કાન કે સ્પર્શેન્દ્રિય અનુભવી શકે તેના કરતાં વધારે ખાત્રી ભરેલી રીતે સર્વોત્તમ પરમેશ્વર સદા અંતઃકરણમાં વાસો વસે છે એવું જ્ઞાન થવાથી પ્રાપ્ત થાય છે. સંતોની કીર્ત્તિઓમાં સમાયલી છે, અને એ પ્રાપ્તિ આપણા લોકોએ કીમતી ખજાનાની પેઠે સંઘરી રાખી છે; ને તેને સ્ત્રીપુરૂષ, ઉંચી પદવીના કે નીચી પદવીના, જીવતરની અમૂલ્ય દિલાસારૂપ વસ્તુ સમજે છે.

પરમેશ્વર પ્રતિ મનુષ્યના આવી રીતના સંબંધના પરિણામ રૂપે વૈષ્ણવો,

ઈશ્વરજ્ઞાન સંપાદન કરવાની સઘળી રીતો કરતાં, ભક્તિને પ્રથમ સ્થાન આપે છે. મહિપત્તિએ લખેલાં ચરિત્રોમાંનું એવું એક પણ નથી કે જેમા આરાધના કરવાની રીતિઓમાં ભક્તિ અને ભાવના શ્રેષ્ઠ છે એવું તેણે નહીં લખ્યું હોય. બહિરપૂજાની વિધિઓ તથા ક્રિયાઓ, જાત્રાઓ અને ભિન્ન ભિન્ન સ્નાનો, આત્મસંયમ અને અપવાસ, વિદ્યા અને ધ્યાન એ સૌ કરતાં ભક્તિને ચઢિયાતી ગણી છે; કેમકે એ બધા પ્રયત્નોનો સંબંધ શરીર કે મનની જોડે રહેલો છે, પરંતુ પરમેશ્વર તો એવું ઇચ્છે છે કે પ્રાર્થનામાં આત્મા તલ્લીન થવો જોઇએ. જેમ આપણે ખોરાક ખાઇએ છીએ, તરસ મટાડીએ છીએ, ઉંઘની વિશ્રાન્તિ ભોગવીએ છીએ વગેરે જુદા જુદા વહેવાર સ્વાભાવિકપણે પ્રયાસ વિના કરીએ છીએ તેમ આ ક્રિયાઓ અને વિધિઓ કરી શકાય. ઉત્તમ સ્નાન તો એ છે કે આપણી ઇંદ્રિયોને પરમેશ્વરની સમક્ષતાના મહાસાગરમાં ઝબોળવી, એવી રીતે કે બહાર તેમજ અંદર એ જ સમક્ષતાથી આપણે ભરપૂર થઇ જઇએ. ઉત્તમ આહુતિ તથા ઉત્કૃષ્ટ દાન એ છે કે સરજનહારની સેવા તથા ઇચ્છાને આધીન થઇ જવું, અને આપણું પોતાનું કર્યું છે એવો દાવો કરવો નહીં. સૌથી સરસ આત્મસંયમ એ છે કે આપણા આત્માને તેની સમક્ષ નમ્ર બનાવવો; અને ઉત્તમ ધ્યાન એ છે કે આપણી સઘળી શક્તિઓ વાપરી તેની કીર્તિ ગાવી. જ્ઞાન કે યોગની શક્તિઓ, આરોગ્યતા કે દ્રવ્ય, સંતાન કે મિલકત, વળી મુક્તિ પણ ખાસ તેને માટે જ ઇચ્છવા યોગ્ય નથી. ઇચ્છવા યોગ્ય તો એ છે કે તેના પ્રતિ અને તેના કાર્ય પ્રતિ ( સૃષ્ટિ, મનુષ્ય અને પ્રાણીઓ પ્રતિ ) પૂર્ણ પ્રેમ નિરંતર રાખવો. એક ઝાડની ડાળી ઉતારી લેતાં નામદેવ રડ્યો; કેમકે તેણે કુહાડાના ઘાથી લોહી નીકળતું દીઠું હોય એમ તેણે ધાર્યું, અને એ હથિયારની અસર ખડ ઉપર જેવી થાય તેવી જ ઝાડ ઉપર થતી જોઇએ એમ સમજી પોતાના ઉપર પ્રહાર કર્યો. શેખમહમદને જ્યારે તેના પિતાએ કસાઇનો ધંધો કરવા મોકલ્યો ત્યારે ભોગ થનાર

પ્રાણીને કેવી રીતની લાગણી થશે તેનો અનુભવ મેળવવા છરી વડે પોતાની આંગળી કાપી અને તેને જે વેદના થઇ તેથી તેણે પ્રતિજ્ઞા લીધી કે ગુજરાન ચલાવવા અર્થે જે ધંધા વડે આવી ક્રિયા બીજા ઉપર કરવી પડે તેનો મારે ત્યાગ કરવો અને સંસાર વહેવારથી પણ દૂર રહેવું. તુકારામને ખેતરની રખવાળી આપવામાં આવી હતી, ત્યારે તેને જોઈ ચકલીઓ ઉડી જવા લાગી તેથી તેને વિચાર થયો કે હું એમને કોઇ પ્રકારે હેરાન કરવા ધારણા રાખતો નથી, છતાં એ આમ નાશી જાય છે માટે મારા એ કાર્યમાં જ કંઇ દૂષણ હોવું જોઇએ. જે વાતાવરણમાં આ સંતો વસતા તેનો જેમને પરિચય નથી તેમને તો આ આત્મનિગ્રહ અને હદ કરતાં ઉપરાંત નમ્રપણું અસત્ય ભાસશે, પરંતુ એ વાત બેશક ખરી છે. વળી આત્માની શ્રેષ્ઠતાનું પ્રનાકીય ધોરણ આ નમૂનાઓ ઉપરથી ગણાયલું છે એમાં પણ સદેહ નથી. એમ કદાચ કહી શકાય કે જે જમાનામાં આપણે રહીએ છીએ, તેને માટે આટલું બધુ પોચાપણું નહીં જોઇએ, પરંતુ એ હકિગ્તનો બસે વર્ષ ઉપર થઇ ગયા તેથી તેમના વૃત્તાંતમાં આપણી પોતાની ઇચ્છાઓ કે જરૂરની વાતો આપણે તેમાં ઘુસાડી શકીએ નહીં.

લડાયક જુસ્સાવાળા મુસલમાની ધર્મ જોડે તેમને સમાગમ થયો ત્યારે તેમના વિચારો અને વચનો કેવી રીતનાં હતાં અને તેમણે સંકટો કેવી રીતે સહ્યાં અને વશ કર્યાં તે કદાચ જાણવા જોગ થઈ પડશે. નામદેવ, રામદાસ, એકનાથ અને બીજાઓને આવી બાબતોનો પુરતો અનુભવ થયો હતો. આ સંબંધમાં અતિ જાણવા લાયક બિના એ હતી કે ઘણાક મુસલમાનો હિંદુ ધર્મ માનતા થયા હતા અને તેમણે લોકો તરફથી એવું સન્માન પ્રાપ્ત કર્યું હતું કે હિંદુ સંતોની જોડે જે હિંદુ લેખકો ગ્રંથો લખતા તેઓ એમની મદદ માગતા. દાખલા તરીકે આબરૂદાર શેખમહમદ અને કબીર, તુકારામ અને એકનાથને મુસલમાની ધર્મના પરિચયથી જુદી જ રીતની અસર થઇ હતી તેમણે તો ઉર્દુમાં એવા સામાન્ય પ્રકારની

કવિતાઓ રચી કે સુરતમાં ચુસ્ત મુસલમાન તેમાં વાંધો ઊઠાવી શકે નહીં. ઉધવ નામનો રામદાસનો એક ચેલો બેદારમાં સંકટમાં આવી પડ્યો, ત્યારે ગુરૂએ એવી રીતે વર્તન કર્યું, બેદાર રાજાઓના દામાજીપંત નામના એક નોકરની વાત સૌને જાણીતી છે. દુકાળના વખતમાં ગરીબોને તેણે સરકારી કોઠીઓમાંથી ધાન્ય વહેંચ્યું અને તેમ કરવા માટે જ્યારે તેને સપડાવવામાં આવ્યો, ત્યારે રાજાના ભંડારમાંથી તેણે જે ધાન્ય વાવર્યું હતું તેની પુરેપુરી કીમત અણધારેલી રીતે આવી પહોંચવાથી તેનો છુટકારો થયો. પરદેશી રાજ્યકર્ત્તાઓ જોડે સંતોને જે પંચાતી થઇ તેની કસોટીમાં તેઓ ઠીક ઊતર્યા. તેઓ ફાવ્યા તે કાંઇ યુદ્ધ કરીને કે સામા થઇને નહીં પણ માત્ર ઇશ્વિરેચ્છાને નમ્રપણે આધીન થવાથી જ. ખુદે રામ અને રહેમાન એક જ છે એમ બન્ને જાતો સમજવા લાગી હતી તેથી તેમની વચ્ચે સમજુતી થઇ જવા જેવું વળણ નજરે પડતું હતું. કોઇ કોઇ પ્રસંગે મુસલમાનોનો ઉન્માદ ઊભરી નીકળતો હતો ખરો, તથાપિ શિવાજીએ ઇતિહાસની રંગભૂમિ ઉપર દેખાવ દીધો ત્યારે તો સલાહ થઇ જવાનું કાર્ય લગભગ પૂરૂં થયું હતું.

ધાર્મિક હિલચાલની મુખ્ય મુખ્ય બાબતો અમે ઉપર જણાવી ગયા છીએ તેનો આરંભ જ્ઞાનદેવથી એટલે કે તેનો ઉદય પંદરમી સદીમાં થયો ત્યારથી થયો, અને આત્માના મોક્ષના સાધન લેખે તેની અસર છેલ્લી સદી સમાપ્ત થઇ ત્યાંસુધી રહી. ન્યાત જાતના જુના બંધનની દોરી એ વડે જ ઢીલી થઈ. શુદ્ર વર્ણના લોકોની પાયરી જનસમૂહ મહત્વ તેમજ ઇશ્વિરજ્ઞાનના પ્રકરણમાં, ચઢીને લગભગ બ્રાહ્મણ પંક્તિ સમાન થઇ. કુટુંબ સંબંધોની પવિત્રતા વધી અને સ્ત્રીજાતિની પ્રતિષ્ઠા ઉચ્ચતર બની. પ્રજામાં દયાનો અંશ વધ્યો અને તે સંયુક્ત બની એક બીજાને મનમાનતો ધર્મ પાળવા દેવાતી ભાવના વિશેષ થઇ. હિંદુ મુસલમાન વચ્ચે સંપ રહે એવી યોજના ઉદ્ભવી અને કેટલેક દરજ્જે તે અમલમાં પણ આવી ખરી. પ્રેમ

અને ભક્તિની પદવી ઊંચી ગણાઈ, અને તેની સાથે જ ક્રિયાઓ, વિધિઓ, જાત્રાઓ, અપવાસો, વિદ્યા અને ધ્યાન ઓછા મહત્વનાં સમજવામાં આવ્યાં. અનેક દેવ મતાશ્રયની વૃદ્ધિમાં અવરોધ થયો. પ્રજાની વિચાર તથા કાર્ય કરવાની શક્તિ ઊંચી સપાટીએ આવી અને પરદેશી હકુમતને સ્થાને સંયુકત દેશી અમલ ફરીથી સ્થપાય, તે અર્થે સાહિત્ય સામગ્રી, પ્રથમ કોઇવાર ભરતખંડમાં ન થયલી તેવી, પ્રગટી નીકળી. સંત રામદાસે શિવાજીના પુત્રને જ્યારે બોધ કર્યો કે તારે તારા પિતાને પગલે ચાલવું અને ધર્મનો પ્રસાર કરવો ત્યારે તેના મનમાં મહારાષ્ટ્રના ધર્મનાં ઉપલાં મુખ્ય લક્ષણો હોય એમ અમને જણાય છે. એ ધર્મમાં જનુનનો અંશ નહોતો અને તે મૂર્તિપૂજા ખંડન કરનારનો નહીં પણ એક ઇશ્વર ઉપર આસ્થા સૂચવનાર તથા પરસ્પર સમભાવ શીખવનાર હતો.

## પ્રકરણ ૯ મું.

### શિવાજી.

મરાઠા ઇતિહાસમાં શિવાજીના અકાળ મૃત્યુથી દખણ ઉપર જે અણીનો વખત ઝડપથી આવી પહોંચ્યો તેનું મહત્વ તેના વખતના લોકોમાંથી પણ થોડા જ સમજી શકયા. અણીનો પહેલો વખત, શિવાજીએ રાજા સિંઘને કંઇ પણ શરત વગર તાબે થવાનું કબૂલ કર્યું અને દિલ્હી જઇ પોતે શાહેનશાહનો કેદી થયો હતો તે હતો. દૈવયોગે તેમજ પોતાના બુદ્ધિબળ વડે પોતાનો છુટકારો કરવાને તે શકિતમાન્ થયો હતો એટલુંજ નહિ પણ ઔરંગજેબના મન ઉપર એવી અસર થઇ હતી કે આ માણસ એવો વગવાળો છે કે જ્યાં સુધી તેને કચરી નાખવામાં નહીં આવે ત્યાં સુધી ગમે તેમ કરી એને રાજી રાખવો જોઇએ. દખણ ઉપર તરાપ મારવાની

ઔરંગઝેબની ધારણા હતી એમ શિવાજી સારી પેઠે જાણતો હતો અને તેથી તેણે પોતાની જિંદગીનાં છેલ્લાં બાર વર્ષ દેશને તૈયાર રાખવામાં ગાળ્યાં હતાં, એવા હેતુથી કે છેલ્લો ફટકો પડે તેને ઝીલી લઇ હટાડી દેવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય. દક્ષિણમાં મુસલમાની રાજ્યો જોડે ચાલતા અંદર અંદરના ઝઘડાઓ વિસારી દઈ તેણે બીજાપુર અને ગોવળકોંડાના રાજાઓને સમજાવીને તેમની જોડે તહનામું કર્યું હતું, અને તેમાં કરાર એવો હતો કે બેમાંથી એક યુદ્ધ આદરે અથવા કોઇ ચઢી આવે ત્યારે તેને બીજાએ મદદ કરવી. તેની સહાયતાથી આ બન્ને રાજ્યોને લાભ એવો થયો કે મુગલ સરદારોના હુમલા પાછા હઠાવવામાં તેઓ ફતેહમંદ થયા અને શિવાજીની સેવાના બદલામાં તેને ખંડણી આપવાને તેમણે કબૂલ કર્યું. જે બનાવો હવે પછી બનવાના હતા તેનું પ્રથમથી જ જાણે તેને જ્ઞાન હોય તેમ દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલી કાવેરી નદીની ખાણમાં તેણે એવી રીતની રક્ષણ અર્થે જીત વડે મેળવેલાં સ્થળો અને તહનામાઓનાં સાધનથી કિલ્લેબંધી કરી રાખી હતી કે સંકટ સમયે તેનો આશ્રય તે લઇ શકે. સહ્યાદ્રિઘાટ અને પહાડોની હાર ઉપર આવેલા ટેકરીવાળા કિલ્લાઓની મરામત કરાવી સારી સ્થિતિમાં તેણે રાખ્યા હતા. વળી પોતાના સેનાપતિઓના હાથ તળે દરિયાઇ કાફલો રાખ્યો હતો અને તે સુરક્ષણની તેની બીજી યોજના હતી. એ ઉપરાંત લાંબા વખત સુધી કવાયદ આપી જ્યાં તે દોરે ત્યાં જવાને તત્પર એટલું જ નહીં પણ તેની ઇચ્છાઓ પોતાની મેળે સમજી જઇ સેવા બજાવી જય મેળવે તેવા માણસો તેણે તૈયાર કર્યા હતા. બધા વર્ણના લોકોમાં સ્વતંત્રતાનો જુસ્સો તેણે પ્રદિપ્ત કર્યો હતો, અને તેમનામાં ભરોંસો પ્રેરિત કર્યો હતો. આ બધી ગોઠવણો તેની સત્તાના મુખ્ય સ્તંભ હતા અને તેના મિત્રો તેમજ શત્રુઓએ પણ એકસરખી રીતે સ્વીકાર્યું કે દક્ષિણ હિંદુસ્તાનમાં એની સત્તા સર્વોપરી છે. એનું મરણ ઓચિંતું અને કવખતે થયું, કારણ કે પોતાની રાજ્યગાદી ઉપર કોને બેસાડવો તે સંબંધી યોગ્ય

બંદોબસ્ત કરવા તેને અવકાશ મળ્યો નહીં તેના જ્યેષ્ટ પુત્રે બહુ ગેરવર્તણુંક ચલાવી હતી, તેની આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું હતું અને મુગલ સરદારોનો આશ્રય શોધ્યો હતો. સંભાજી જ્યારે મુગલ છાવણીમાંથી પાછો ફર્યો ત્યારે તેને પનાળામાં સખ્ત દેખરેખ સાથે કેદ રાખવામાં આવ્યો હતો રાયગઢના પ્રધાનો જાણતા હતા કે સંભાજીની વર્તણુક અને આદતો એવી હતી કે શિવાજીએ જે મોટું કામ આદર્યું હતું તેને પાર પાડવા અર્થે તે નલાયક હતો. આમ સમજી તેને પડતો મૂકી તેનાથી નાના પુત્ર રાજારામને ગાદી સોંપવા તેમણે ગોઠવણ કરી દુર્દૈવે રાયગઢના પ્રધાનોએ ઉતાવળમાં લશ્કરને પોતાના ભરોસામાં નહીં લેવાની ભૂલ કરી સેનાપતિ હંબિરરાવ મોહિતેને તેના ભેદની ખબર નહોતી અને તેથી તેઓ પોતાની યુક્તિમાં નિષ્ફળ થયા, લશ્કરની સાહાય્યતાથી સંભાજી કેદમાંથી મુક્ત થઇ પનાળેથી નાઠો અને રાયગઢના પ્રધાનોની વિરૂદ્ધતાને હરાવી ગાદીનો કબજો તેણે લીધો પોતાના જયનો તેણે જે ઘાતકી ઉપયોગ કર્યો, તે ઉપરથી પ્રજા ઉપર જે અણીનો વખત આવવાનો હતો તે વેળાએ તેમનો સરદાર બનવાને તે બિલકુલ નાલાયક હતો. એમ સ્પષ્ટ જણાઇ આવ્યું પોતાની સાવકી માને તેણે ભૂખે મારી, જુના પેશ્વાને, જુના સચિવને અને જુના સુમંતને તેણે કેદ કર્યા, અને શિવાજીના સમયના જુના સેક્રેટરીને મારી નાખ્યો આ ક્રૂરતા તેના આખા અમલમાં ચાલુ રહી અને થોડાજ વખતમાં તેના પિતાએ જેમને મોટી પદવીઓ આપી હતી તેમનો ભાર તેણે ખોયો સંભાજી જાતે બહાદૂર હતો. એ કારણથી તેની આવી ક્રૂરતા છતાં, મરાઠા સત્તાના વિગ્રહો સમયે તે આટ જાળવી શકશે એવું એક વખત ધારવામાં આવતું હતું તે આશા ફળિભૂત થઇ નહીં. તે હદ ઉપરાંત દારૂ પીતો અને વ્યભિચારમાં મચ્યો રહેતો તેથી થોડા જ વખતમાં તે દુર્બલ થઇ ગયો અને પોતાના માનીતા મિત્ર કલુશાની સલાહ માન્ય રાખી ભૂત, ડાકણના વહેમમાં ગરક થઇ ગયો સંભાજીના રાજ્યનો વિગતવાર હેવાલ

આપવાનું નિરર્થક છે,-કેમકે તેણે દેશ ઉપર રાજ્ય કર્યું એમ કહી શકાય નહીં. અષ્ટ પ્રધાનની સત્તા ઘણીખરી જતી રહી તેથી સંભાજીના વખતમાં રાજ્યની જોખમદારી તેમણે પોતા ઉપર લીધી નહીં. તેના પિતાની દીવની તથા લશ્કરી યોજનાઓ વિસારી દેવામાં આવી. સિપાઇઓને નિયમસર પગાર ચૂકવવાનું બંધ થયું, ડુંગરી કિલ્લાઓમાં રક્ષણ અર્થે માણસો કે ખોરાકી પૂરતાં રાખવામાં આવતાં નહીં અને પ્રગણાની મહેસુલ સૌથી વધારે રકમ આપનારને ઇજારે આપવામાં આવતી. બધે અધાધુંધી પ્રસરી અને બરાબર આવે બારીક વખતે ઔરંગઝેબ તમામ શસ્ત્રોથી સજ્જ થયલા લગભગ ત્રણ લાખ માણસના લશ્કર સહિત દખ્ખણ ઉપર ઉતરી પડ્યો; અને તેના મનમાં એમ કે દક્ષિણ હિંદુસ્તાનના હિંદુ તથા મુસલમાની રાજ્યોને જીતવાને માટે જીતી મારી કીર્તિ પરિપૂર્ણ કરૂં. તેણે પોતાની ચઢાઇને માટે હિંદુસ્તાનનું સમગ્ર દ્રવ્ય અને તેના સિપાઇઓ, એક તરફ છેક કાબુલ ને કંદહારથી માંડીને બીજી તરફ બંગાળા સુધી પોતાને હાથ કરી લીધાં અને તેની સરદારી ઉત્કૃષ્ટ હિંદુ અને મુસલમાન સેનાપતિઓને સોંપી હતી. એ નવા ભયની સામે થવા સંભાજીએ એક સરસ તક હાથથી ખોઇ દીધી; કેમકે શહેનશાહના એક પુત્રે તેનો આશ્રય માગી તેની જોડે સામેલ થવા માગણી કરી તેનો તેણે અનાદર કર્યો. વળી જુના પ્રધાનોએ તેને ચેતવણી આપી કે આ ભય એક નાનો સુનો નથી અને આપણે પુરતી તૈયારી રાખવી જોઇએ. પરંતુ તેણે એ બધા સાવચેતીના પ્રયાસની અવગણના કરી. દખ્ખણમાં ઔરંગઝેબના લશ્કરના આગમન પછી ત્રણ વર્ષની અંદર ગોવળકોંડા અને બિજાપુરનાં રાજ્યો તેણે જીતી લીધાં અને સંભાજી સામગ્રી વિનાનો હોવાથી તેને સહેલાઇથી પકડી લીધો અને પછી તેને ફજેત કરી ઘાતકીપણે ઠાર કર્યો. મેદાનમાં આવેલો તમામ મુલક પાયમાલ કર્યો અને ટેકરી ઉપર આવેલા કિલ્લાઓ રક્ષણ રહિત હોવાથી એક પછી એક વગર મહેનતે લઇ લીધા. છેવટ રાયગઢનો પણ કબજો

લેવામાં આવ્યો, અને સંભાજીની સ્ત્રી અને તેના પુત્રને ઔરંગઝેબની છાવણીમાં લઈ જવામાં આવ્યા દખણમાં તેને પૂરાં પાંચ વર્ષ થયાં નહીં તેટલા સમયમાં તેણે પોતાની સ્વમતલ ધારણા પાર પાડી, નર્મદાથી લઈને છેક તુંગભદ્રા સુધીનો આખો દેશ તેને સ્વાધીન થયો જાણે શિવાજી અને તેની સરદારી હેઠળના વિજયી લશ્કરી માણસોએ પોતાનું જીવતર એળે ગુમાર્યું હોય તેવું પરિણામ નિપજ્યું જે મોટા પ્રલયની સામે શાહાજી અને શિવાજીએ સાઠ વર્ષ સુધી બાકરી બાંધી દેશનું રક્ષણ કર્યું તે જ પ્રલયે ભૂમિ ઉપર ધસી આવી બધે પથરાઈ જઈ જે કાંઈ હતું તે સર્વ ગરક કરી દીધું અને તેની સામા થવાના ચિન્હ કંઈ પણ દીઠામાં આવ્યાં નહીં બિજાપુર ગોવળકોંડાના જુના રાજ્યકર્ત્તાઓ દૂર દૂરના પ્રદેશોમાં કેદી બન્યા અને સંભાજીનો દીકરો તે વખતે કોમળ વયનો બાળક હતો અને તે છાવણીમાં બંદીખાનામાં હતો પણ દેશની જ્યારે આવી દુર્દશા થઈ અને આશાનું એકે બિન્દુ દ્રષ્ટિગોચર થતું નહીં તે જ વખતે દેશનું આ દુર્ભાગ્ય દેખીને સ્વદેશ ભિમાની લોકોનું એક મંડળ જાગી ઉઠ્યું તેઓ શિવાજીની પદ્ધતિ પ્રમાણે ઘડાયલા અને કવાયત પામેલા હોવાથી દ્રવ્ય કે સાધન પાસે ન હોવા છતાં તેમણે નિશ્ચય કર્યો કે ઔરંગઝેબના આ રાક્ષસી લશ્કરને ઉત્તર હિંદુસ્તાન તરફ પાછું હઠાવી દેવું અને દેશને સ્વતંત્ર બનાવવો આ ટોળાને મોખરે જે શિવાજીના નાના દીકરાને સંભાજીએ રાયગઢમાં કેદ કરી રાખ્યો હતો તે હતો સંભાજી જ્યારે મરણ પામ્યો ત્યારે અને રાયગઢનો કિલ્લો લઈ લેવામાં આવ્યો તે પહેલાં રાજારામ નાસી છુટ્યો હતો આ વખતે તેની ઉમ્મર સુમારે વીસ વર્ષની હતી પરંતુ પોતાના પિતાના મહાગુણો–શૌર્ય અને ચાતુર્ય, વ્યસનથી અનગપણું નમ્રતા ઔદાર્ય, અને તે કરતાં પણ વિશેષ પોતાના સ્વદેશીઓમાં વિશ્વાસ પ્રેરવાની શક્તિ, એ બધા ગુણો તેને વારસામાં મળ્યા હતા શાહુને ઔરંગઝેબે કેદ કર્યો હતો તેના રાજ પ્રતિનિધિ તરીકે હું કામ કરૂં છું એમ તેણે જાહેર કર્યું અને શાહુના હક્કના

માનખાતર રાજગાદી ઉપર કદી તે બેઠો નહીં. આ પ્રસંગે શિવાજીના સમયનો મીરાજી રાવજી નામનો જે ન્યાયાધીશ હતો તેનો પુત્ર પ્રલ્હાદ મીરાજી રાજારામનો મુખ્ય સલાહકાર હતો. આ પ્રલ્હાદ સંભાજીના અમલ વખતે ઓદ્ધા વિનાનો હતો અને રાજકારભારમાં ભાગ લીધા વિના માત્ર પ્રેક્ષક થઇ રહેતો હતો.

પરંતુ તે એ સમયના મરાઠાઓમાં સૌથી બુદ્ધિશાળી પુરુષ ગણાતો હતો. મી. ગ્રાંટ ડફ બ્રાહ્મણોની સ્તુતિ કરવામાં બહુ પછાત છે છતાં તે પણ કબૂલ કરે છે કે પ્રલ્હાદ બહુ અસાધારણ પુરુષ હતો અને તદ્દન સ્વાર્થબુદ્ધિ વિનાનો હોવાથી બ્રાહ્મણ કારભારીઓમાં તે એક નવાઇ જેવા નમુના રૂપ હતો. સંરક્ષણનું કાર્ય હજુ અડધું બાકી હતું તેવામાં રાજારામની પેઠે પ્રલ્હાદ મીરાજી મરણ પામ્યો, પણ બની શકે એટલો તેણે સંતોષ સંપાદન કર્યો હતો કે પોતાની જીંદગીમાં જે ભય દેશ ઉપર પડું પડું થઇ રહ્યો હતો તે ઘણે અંશે તેણે ખાળ્યો અને છેવટે તો ક્યારે પડશે એટલું જ જોવાનું રહ્યું હતું. રઘુનાથપંત હનમન્તે એજ સ્વદેશાભિમાની પુરુષો માંહેલો એક હતો. તે શહાજીના સૌથી જુના બ્રાહ્મણ કારકુન, જેને હસ્તક કર્ણાટકમાં તેની જાગીર હતી તેનો દીકરો હતો; અને તે પોતાની નિસ્પૃહતા અને સ્વાર્થબુદ્ધિરહિત હોવાને માટે પ્રખ્યાત હતો. તેણે તાન્જોરમાં વેંકાજીને અને રાયગઢમાં સંભાજીને બન્નેએ સમજાવ્યા કે તમારી ચાલ સુધારો; પણ ફોગટ. હવે જ્યારે અણીનો વખત આવ્યો ત્યારે પ્રલ્હાદ મીરાજીની યોજના જોડે તે મળતો થયો, અને રાજારામ અને તેની પક્ષનાં માણસોને આશ્રય આપવા તાન્જોર પ્રગણામાં શહાજીની જાગીરમાં આવેલો જિંજીનો કિલ્લો તેણે તૈયાર રખાવ્યો. પહેલા પેશ્વા મોરોપંત પિંગલેના દીકરા નીલો મોરેશ્વરને એવી આજ્ઞા આપી આગળથી મોકલવામાં આવ્યો કે તેણે જિંજીનો કબજો લેઈ કિલ્લેબંધી પૂરી કરવી. જે બ્રાહ્મણ સરદારોને દખણમાં મૂકી જવાનો નિશ્ચય થયો હતો એવા હેતુથી કે તેમણે નિયમિતપણે અમુક સ્થળ પસંદ

કરી વ્યૂહ પૂર્વક યુદ્ધ ન કરતા માત્ર શત્રુને હેરાન કરવા યુદ્ધ ચાલુ રાખવુ, તેઓમા સૌથી આગળ પડતો રામચંદ્રપત અમાત્ય હતો. કોલ્હાપુરમા આ વખતના હાલના પત અમાત્ય કુળનો તે આદિ પુરૂષ હતો. શિવાજીના વખતમા ગોરોપત પિંગલે ભેગો જ બાબાજી સોનદેવ મુખ્ય સલાહકાર તથા લશ્કરનો સેનાપતિ હતો તેનો આ રામચંદ્ર દીકરો હતો. એનો વિશ્વાસ એટલો બધો હતો કે પ્રસંગ જોઇ ઇચ્છાનુસાર વર્તવા તેને પૂર્ણ અધિકાર આપવામા આવ્યો હતો. રાજારામે પોતાની સ્ત્રી એના હવાલામા સોંપી હતી અને તેરીજ રીતે જે મરાઠા સેનાપતિઓ દક્ષિણ તરફ ગયા તેઓએ પણ પોતપોતાના કુટુંબ વિશાળગઢમા એના રક્ષણ તળે મૂકયા હતા.

મરાઠા રાજ્યના જે સત્તાધીશો મોગલ શહેનશાહને તાબે નહીં થયા હતા તેમા બહાર પડતો મુખ્ય પુરૂષ એ હતો. જાણવા યોગ્ય બીજો બ્રાહ્મણ સરદાર જેને સંભાજીએ સચિવ નાખ્યો હતો તે શંકરાજી મલ્હાર હતો. જે સરદારો જિંજી ગયા તેમનો સમાગમી એ થયો અને ત્યા થોડો વખત રહીને બનારસ ચાલ્યો ગયો. શાહુ જ્યારે પાછો સત્તાવાન્ થયો ત્યારે એણે મરાઠાઓ અને સૈયદો વચ્ચે તહનામાની ગોઠવણ કરી આપ્યાથી શાહુની ખાસ સેના બજાવી. બ્રાહ્મણ સરદારોમાથી આ બારીક વખતે જેઓ પહેલી જ વાર સત્તા પામ્યા હતા તેઓમાથી કિનહાઇનો કુલકર્ણી પુરૂષોત્તમ ત્રિંબક ગોક હતો. તે સતારામા ઔંધના પતપ્રતિનિધિ કુળનો આદિ પુરૂષ હતો, અને બીજો ભોરના પતસચિવ કુળનો આદિ પુરૂષ શંકરાજી નારાયણ હતો. તેઓ રામચંદ્રપતના મુખ્ય મદદનીશ હતા, અને તેમના ઉપર વિશ્વાસ મૂકવામા આવ્યો હતો. વળી તેઓ લાયક હતા એમ તેમણે સાબિત કરી આપ્યુ હતુ. મરાઠા સરદારોમા મુખ્ય જવાબદારી સંતાજી ઘોરપડે અને ધાનાજી જાદવ ઉપર રહેલી હતી. હબિરરાવ મોહીતેના હાથ તળે સેનાપતિ તરીકે ૧૬૭૪ મા પન્હાલા પાસે હારી જવાનો સમય આવ્યો હતો, છતા તેમણે ફતેહ મેળવી, તે કારણથી

તેઓ પહેલીજ વાર પ્રસિદ્ધતા પામ્યા. ત્રીસ વર્ષ સુધી મરાઠા લશ્કરની આંટ જાળવી રાખી અને મુગલ ફોજના સમગ્ર બળની સામે ટક્કર ઝીલી. તેઓ જો કે રાજારામ, પ્રલ્હાદ નીરાજી અને બીજાઓની જોડે જિંજી ગયા હતા તોપણ સંરક્ષણની રચના એવી રીતે નહી કરવામા આવી હતી કે, તેમણે પાછા આવવુ અને દખણમા મુગલોની સામે મુકાબલો કરવો; અને કર્ણાટક ઉપર ચડાઈ કરી ફતેહ મેળવવામાં અને જિંજી ઉપર ધસારો લઈ જવામા અટકાવ નહોતો. અલબત્તા તેઓ પૂરતા પૈસા કે બીજા સાધન વિના યુદ્ધ કરતા હતા, તેથી પોતાના માણસોને, ઘોડાઓની ખોરાકી માટે તેમજ યુદ્ધશસ્ત્રો માટે ધન મેળવી ગુજરો કરવાનો હતો, અને એ કારણથી સ્વાભાવિક રીતે કેટલાક અન્યાયપૂર્વક કામો તેમને કરવા પડ્યાં હતા મુગલોના સમગ્ર બળની સામે તેઓ લડતા હતા. મુગલ ફોજમા તેમણે એવી રીતનો ત્રાસ બેસાડી દીધો હતો કે સદી પૂરી થઈ તે પહેલા પણ મરાઠાઓ સ્વદેશ તરફ પાછા વળવા તથા ગુજરાત, મારવાડ અને ખાનદેશ ઉપર સ્વારી લઇ જવાને શક્તિવાન્ થયા હતા. આ પરાક્રમથી શહેનશાહની ફોજ બહુ ગુંચવણમા આવી પડી હતી. સ્વતંત્રતાનો આ વિગ્રહ પુરો થતા પહેલાં સંતાજીના એક ખાનગી શત્રુએ વિશ્વાસઘાત કરી તેને મારી નાખ્યો હતો. પરંતુ તેના ત્રણ ભાઇઓ પોતાને જોખમે મુગલો વિરૂદ્ધ લડાઇમા મચ્યા રહ્યા હતા, અને એ સાધનવડે ગૂટી અને સુન્દ નામના નાનાં રાજ્યો સ્થાપન થયા. શાહુ ઉંવટ પોતાના રાજ્યમા પાછો ફર્યો તે જોવાને ધનાજી જીવવા પામ્યો હતો.

• બીજા મરાઠા સરદારોમાં ખંડેરાવ દાભાડે મોખરે હતો તેનો બાપ તાળેગામનો પટેલ હતો, અને શિવાજીની નોકરીમાં રહ્યો હતો. રાજારામની જોડે જિંજી તરફ જેઓ ગયા હતા તેઓ માહેનો એ પણ હતો, અને દખણની બહાર શહેનશાહતના વ્યવસ્થિત પરગણાંઓ એટલે ગુજરાત તથા ખાનદેશમા લડાઈ મચાવનાર એ પહેલો મરાઠા સરદાર હતો. ધાર અને

દીવાસના પવાર કુટુંબનો સ્થાપનાર તેનો એક સાથી હતો અને તેણે માળવામાં પ્રવેશ કર્યો હતો. બાબાજી વિશ્વનાથ ચોથ અને સરદેશમુખીની સનદો દિલ્હીના શહેનશાહ પાસેથી શાહુ માટે મેળવવા દિલ્હી ગયો ત્યારે તેની જોડે જવા જેઓ હૈયાત હતા તેઓ માંહેલો ખંડેરાવ એક હતો. બીજા વિખ્યાત થયલા મરાઠા સરદારો નીચે પ્રમાણે ગણી શકાય. આથવલે સીદોજી, નાયક નિમ્બાલકર, પરસોજી ભોંસલે, ( નાગપુર રાજ્યનો સ્થાપનાર ) અને નેમાજી શિન્ડે, થોરાટ, ધાડધેઓ, ચોકેઓ, મહારનવ, પાંધારે, કાકડે, પાટનકર, કડુ, બાનગર વગેરે સરદારોએ આ લાંબા ચાલેલા વિગ્રહની કઠણ કસોટી વડે ઘડાઇ રહી પોતાના દેશની બહુ સારી સેવા બજાવી હતી. રાજારામના સલાહકારોએ આ પોતાના પક્ષના સરદારોને મુગલ સત્તાને તાબેનાં પ્રગણાંઓમાંથી ચોથ સરદેશમુખી વસુલ કરવાનો અધિકાર આપવાની પદ્ધતિ ગ્રહણ કરી હતી. આ રીતે ગોન્ડવન્ડ અને બીરારમાં ચોથ વસુલ કરવા માટે પરસોજી ભોંસલેએ સનદ મેળવી હતી. નિમ્બાળકરોના હવાલામાં ગંગથડીનો પ્રદેશ હતો. દાભાડેઓની પાંતીએ ખાનદેશ અને ગુજરાતના પ્રાંતો આવ્યા હતા, અને બીજા સરદારોને કર્ણાટકમાં તેમજ મુગલોએ તાજા જીતી લીધેલા પ્રાંતોમાં રાખવામાં આવ્યા હતા.

પ્રભુ સરદારોમાં બે જણનાં નામ ખાસ રીતે કહેવા જેવાં છે. શિવાજીના મુખ્ય સેક્રેટરી બાળાજી આવજીનો પુત્ર ખંડો બલ્લાલ ચિટનીસ, પોતાના બાપ અને કાકાને સંભાજીએ ઘાતકીપણે ફાંસીએ ચડાવ્યા હતા; છતાં તે નિમકહલાલ રહ્યો હતો અને ફિરંગી લોકોની જોડે ચાલેલા વિગ્રહમાં તેણે એકનિષ્ઠાથી નોકરી બજાવી હતી, તે કારણથી સંભાજીનો તે માનતો થઇ પડયો હતો. જ્યારે સંભાજી મરણ પામ્યો ત્યારે રાજારામની જોડે જેઓ જિંજી ગયા હતા તેઓ માંહેલો એ એક હતો, અને બેલારી આગળ જ્યારે મુસલમાન હાકેમ આવેશ ધારણ કરી નાશી જનારાઓને પકડી લેવાની તૈયારીમાં હતો ત્યારે પોતાના સાથીને નસાડી દઈ પોતાના

ઉપર મોટું જોખમ વ્હોરી લઈ ખંડોબલાળ પ્રોછજ રહ્યો હતો. મુસલમાન હાકેમે તેને પકડી લીધો અને ઘાતકીપણે રીબાવ્યો છતાં પોતાના દેશભક્તિના કર્તવ્યમાં તે અડગ રહ્યો. આગળ ચાલતાં મુગલ ફોજમાં કેટલાક મરાઠા સેનાપતિઓ હતા તેમની જોડે મિત્રભાવે સમજુત કરી જિંજીમાથી રાજારામને સહીસલામત નસાડી મૂકવાની ગોઠવણ તેણે પાર પાડી; અને તેમ કરવામાં કોકણમાં આવેલું પોતાનું વતન આ મરાઠા સેનાપતિઓને આપી દેવાની ફરજ પડી હતી. શાહુ સતારે પાછો ફર્યો અને પોતાના બાપદાદાની ગાદી ઉપર બેઠો તે પ્રસંગ જોવાને તે ભાગ્યશાળી થયો હતો. આ વિગ્રહોમાં કીર્ત્તિ સારી રીતે સંપાદન કરનાર બીજો પ્રભુ સરદાર પ્રયાગજી હતો. તેણે કેટલાક મહિનાઓ લગણ ખુદ ઓરંગઝેબની સરદારી તળે જે લશ્કર વડે ઘેરો ઘાલ્યો હતો તેની સામે થઈ સતારાનો તેણે બચાવ કર્યો હતો.

ઉપર કહ્યા તે મુખ્ય બ્રાહ્મણ મરાઠા અને પ્રભુ દેશાભિમાની આગેવાન પુરૂષો હતા. ગમેતેવા સંકટ સમયે હિમ્મત નહીં હારતાં પોતાના દેશની સ્વતંત્રતા માટે છેલ્લી ઘડી સુધી લડવાને તેમણે નિશ્ચય કર્યો હતો. દખણમાં સંરક્ષણની ગોઠવણ પરિપૂર્ણ કરવા જ્યારે તેમને પુરતો વખત નહીં મળ્યો ત્યારે દક્ષિણ તરફ જઈ જિંજીમાં તેમણે પોતાનો મુકામ સ્થાપ્યો. રાજારામ જાણે હજુ પોતાના દેશનો માલિક હોય તેમ આ સ્થળે પોતાનો દરબાર ભરતો, પોતાના અષ્ટ પ્રધાન નીમતો અને પોતાના સેનાપતિઓમાંથી જેમણે વખાણવાયોગ્ય નોકરી બજાવી હોય તેને ઇનામ તથા જાગીર આપતો. આવી રીતે મુગલોની સામે બેવડા ઉત્સાહથી યુદ્ધ મચાવવા પોતાના સેનાપતિઓને માર્ગ બતાવતો. પક્ષાભિમાની સરદારોને પોતપોતાનું લશ્કર ઉભું કરવાને અને ચોથ અને સરદેશમુખી માત્ર દખણના ૭ સુબાઓમાં નહીં, પણ મુગલ શહેનશાહના જુના પ્રગણાઓમાંથી પણ ઉઘરાવવા પુરતો અધિકાર આપવામાં આવ્યો હતો. થોડા જ વખતમાં ઓરંગઝેબને માલૂમ પડ્યું

કે જ્યાંસુધી સત્તાનું નવું કેંદ્ર તે કચરી નહીં નાંખે ત્યાંસુધી દખ્ખણમાં થયલી તેની જીત નિરર્થક છે. એટલા માટે દખ્ખણની જીત મેળવનાર જુલફિકારખાંને જિંજી ઉપર ઘેરો ઘાલવા મોકલવામાં આવ્યો. તેણે ૧૬૯૧ માં એ જગ્યા ઘેરી લીધી, પરંતુ એ સ્થળની કિલ્લેબંધી એવી સરસ રીતે કરવામાં આવી હતી અને મુગલ ઘેરો ઘાલનારાઓને હેરાન કરવાને જે બે જણ, સાન્તાજી ઘોરપડે અને ધનાજી જાદવને કામ સોપવામાં આવ્યું હતું તે તેમણે એવી સરસ રીતે બજાવ્યું કે છેક ૧૬૯૮ સુધી કિલ્લો લેવાને જુલફિકાર શક્તિમાન થયો નહિ. અંતે જ્યારે તેણે તે લીધો ત્યારે જુએ છે શું કે રાજારામ અને તેના માણસો તો નાશી ગયલા હતા. આ સાત વર્ષની મુદત વડે મરાઠાઓને જે વિશ્રામ લેવાની બહુ જરૂર હતી તે તેમને મળ્યો અને મુગલોની જોડે સરખી પાયરીએ પોતાનું બળ માપી જોવાની તેમને કવાયદ મળી. પ્રથમ ઔરંગઝેબની ફોજ જોઈ લોકોના મનમાં જે દહેશત પેદા થતી હતી તે થોડા જ વખતમાં દૂર થઇ, અને મરાઠા લશ્કરનો એક ભાગ જ્યારે જિંજીનો બચાવ કરવામાં રોકાયલો હતો ત્યારે ધનાજી જાદવ અને સંતાજી ઘોરપડે દખ્ખણ ભણી પાછા ફરી શિવાજીના વખતના સીલેદાર અને બારગીરના નામથી ઓળખાતા બહાદુર ઘોડેસ્વારોને લડવા માટે એકઠા કરવામાં ફતેહ પામ્યો. આ વગર પગારના અને રાજીખુશીથી લશ્કરી નોકરીમાં જોડાઇ જનાર જેવી રીતે પોતાના મોદીખાનાની તજવીજ પોતે જ કરી લેતા તેવીજ રીતે ઘાસ દાણાની ખંડણી પણ વસુલ કરી લેતા. છેક ૧૬૯૧ માં મરાઠા ટોળાંઓએ નાસિક, બીદ અને બેદર લૂટયાં હતાં. ૧૬૯૨ માં રામચંદ્રપંતે વિશાળગઢથી ખશીને સતારામાં પોતાનો મુકામ જમાવ્યો અને ઘાટમાંથી પ્રદેશ ઉપર રાજ્ય ભોગવવા લાગ્યો અને લશ્કર મોકલીને મોગલોનાં જુદાં પડી ગયલાં સ્થળોએ બચાવ અર્થે રાખેલા સિપાઇઓને કપાવી નાખ્યા. વાઈ, રાજગઢ, પન્હાલા અને મિરજનો કબજો આવી રીતે લેવામાં આવ્યો હતો અને છેટે છેટેનાં મરાઠા થાણાં તરીકે

તેમનો ઉપયોગ થયો.

પોતારો, ચત્રાનો, ઘોરાટો અને આથવલેઓ એ બે પક્ષ વચ્ચે જે સંગ્રામ ચાલ્યો તેમાં જય મેળવી જિંજીની દરબારમાંથી ઈનામ અકરામ હાસલ કર્યાં. ૧૬૯૩ માં ઔરંગઝેબે પોતાનો મુકામ ખસેડી ભીમા નદીને કાંઠે લેઈ જવા તેને જરૂર જણાઇ અને પોતાના દીકરાને તેમજ વડા પ્રધાન અસદખાનને જિંજી મોકલ્યા. ૧૬૯૪ માં સંતાજીની સરદારી તળે મરાઠાઓએ ઔરંગઝેબની છાવણીની ઉત્તરે આવેલો પ્રદેશ લૂટ્યો અને રામચંદ્રપંતે સોલાપુર લગણ યુદ્ધ ચાલુ રાખ્યું. ૧૬૯૫ માં દિલ્લીથી આવેલી વળાવું કરનારી શહેનશાહી ટુકડીઓને હેરાન કરવા અર્થે પરસોજી ભોંસલે અને હયબતરાવ નિમ્બાલકરને બિરાર અને ગંગથડીમાં મૂકી, સંતાજી કરણાટક ભણી વધ્યો અને ઘેરો ઘાલનારં લશ્કર ઉપર હલ્લો કરી તેમને હરાવ્યા. વળી ધનાજી બાજુના લશ્કર ઉપર તૂટી પડી દુશ્મનોની અધુરી હાર પૂરી કરવામાં સંતાજીનો સહાયકારી બન્યો. આવી રીતે ઘેરો ઘાલનારી ફોજ છેક અશક્ત બની. વજીર આસુદખાં અને સંતાજી વચ્ચે કામચલાઉ સંધી ગોઠવવામાં આવી, એવી રીતે કે મોગલોને અમુક શરત સાથે પાછા જવા દેવા, પણ ઔરંગઝેબને પોતાના વજીરે ભરેલું આ પગલું પસંદ પડયું નહીં. તેણે પોતાના શાહજાદાને પાછો બોલાવી લીધો અને જુલફિકારખાનની સરદારી હેઠળ એક નવું લશ્કર મોકલ્યું. થોડા વખત સુધી તે ફરી ઘેરો નંખાયો નહીં. એ વખતના અરસામાં તાત્કાલિક ભયમાંથી મુક્ત હોઇ, સંતાજીએ બિજાપુરની શહેનશાહની છાવણી આસપાસ ભ્રમણ કરી હાકેમ કાસિમખાનને ડોડેરી આગળ હરાવ્યો તેથી તે તાબે થયો.

હિમ્મતખાન નામનો બીજો સેનાપતિ એવી જ રીતે સપડાયો અને પરાજય પામ્યો. આખરે ૧૬૯૭ માં ફરીથી ઘેરો ઘાલવામાં આવ્યો અને પૂર્વે કહ્યું તે પ્રમાણે, રાજારામ પલાયન કરી ગયો, તે પછી ૧૬૯૮ ના જાનેવારી માસમાં કિલ્લો જેરામાં આવ્યો. થોડાજ વખતમાં રાજારામ સા-

મચદ્રપતને સતારામા જઇ મળ્યો, અને એક પછી એક મરાઠા સેનાપતિઓ, પરસુ ભોસલે, હપમતરાઓ નિમ્બાલકર ને માણ્ણ શિંદે, આયવલે શમશેર બહાદુર પોતાને દેશ પાછા ફર્યા

યુદ્ધકાર્યની મુખ્ય બેઠક કર્ણાટક અને દ્રાવીડ દેશથી બદલીને દખણમા થઇ પરંતુ ધનાજી જાદવને મરાઠાઓએ કરેલી જીતના બચાવ અથ. દક્ષિણમા જ રહેવા દેવામા આવ્યો દરિયા કાંઠે આવેલા કિલ્લાઓના અધિકારીઓ મરાઠા હિત તરફ વફાદાર રહ્યા, અને કાનોજી આંગ્રેના ઉપરીપણા તળે ત્રાવણકોરથી માંડીને મુબઇ સધી આવેલા કાંઠા ઉપર લટપાટ ચલાવી અને લાગ આવતો ત્યારે દરિયાઈ લૂટ પણ હાથ કરતા સાવતો પણ વફાદાર રહ્યા.

૧૬૯૮ મા પોતાના આખા લશ્કર સહિત રાજારામે ખાનદેશ, ગંગથડી, બેરાર અને બાગલણમા પ્રવેશ કર્યો અને ત્યા ચોથ અને સરદેશમુખી ઉઘરાવી જ્યારે તે સતારે પાછો આવ્યો ત્યારે પોતાના ચાર સેનાપતિઓ માથી ચાર જણને ઊપજા પરગણાઓમા જાયુને માટે મૂક્યા દાભાડેને બાગલણમા, શિન્દેને ખાનદેશમા, ભોસલેને બેરારમા અને નિમ્બાલકરને ગંગથડીમા

૧૭૦૦ માં ઔરંગજેબે નિશ્ચય કર્યો કે રક્ષણની યોજના અર્થે જે કિલ્લાઓ એટલા બધા લાભકારી નીવડ્યા છે તે લઇ લેવા આ કાર્યને માટે એક સેના જુદી પાડી તેણે પડે સરદારી લીધી, અને સપાટ મુલકમા રાજારામની ફોજ સામે યુદ્ધકાર્ય ચલાવવા જુલ્ફિકારખાનને હુકમ કર્યો કિલ્લાઓ એક પછી એક જીતાતા ગયા અને છેવટ સતારાને તેણે ઘેરો ઘલ્યો. પ્રયાગજી પ્રભુએ લાબી મુદત સધી તેનો યશસ્વી રક્ષણ કર્યા પછી એ કિલ્લો પણ શહેનશાહના કબજામા આવ્યો

લગભગ આ વખતે જ રાજારામનું મૃત્યુ સિંહગઢમા થયુ અને શાહુ મુગલની છાવણીમા હજુ બંદીવાન હતો તેથી તેનો દશ વર્ષનો દીકરો

ગાદીવારસ નીમાયો. પ્રથમ પ્રમાણે રામચંદ્રપંતે રાજ્યવહીવટ ચલાવ્યો. ધનાજીને કર્ણાટકથી પાછો બોલાવવામાં આવ્યો અને તેના તથા રામચંદ્ર પંતનાં ઉપરીપણા તળે મરાઠા આગેવાન પુરુષોએ આખા દેશમાંથી સરદેશમુખી ચોથ અને ઘાસ દાણો ઉઘરાવી જરા પણ હિમ્મત હાર્યા વિના વિગ્રહ ચાલુ રાખ્યો.

શહેનશાહે પોતાની યુદ્ધકાર્ય પદ્ધતિ જારી રાખી અને તે પછીનાં ચાર વર્ષ દરમ્યાન તેણે એક પછી એક કિલ્લાઓ જબરજસ્તીથી લઇ લીધા. યુદ્ધકાર્યની ગોઠવણમાં નવાઈ સરખો ફેરફાર એ થયો કે મરાઠાઓને જ્યારે તેમના કિલ્લાઓમાંથી હાંકી કહાડવામાં આવ્યા ત્યારે તેઓ મેદાનમાં આવેલા પ્રદેશ ઉપર પથરાઈ ગયા, અને ખાનદેશ, બેરાર અને ગુજરાત ઉપર ચઢાઈ લઇ ગયા. વળી એક ટુકડીએ તો નર્મદા ઓળંગી માળવામાં પ્રવેશ કર્યો અને ત્યાં સ્થાયી થઇ રહ્યા. આખરે ૧૭૦૫ માં ઔરંગઝેબના લશ્કરી અને મુલ્કી સલાહકારોએ એવી સૂચના કરી કે મરાઠાઓની જોડે તહનામું કરવું જોઇએ, અને ઔરંગઝેબ એટલી હદ સુધી સમજી ગયો કે દખણના ૭ સુબાઓની સરદેશમુખીનો દાવો સ્વીકારવાને તેણે હા પાડી; એવી શરતે કે દખણમાં કંઇ પણ ખળભળાટ નહીં ઊઠે તેને માટે મરાઠાઓ જવાબદાર રહે. વળી મુગલોની નોકરીમાં શિન્ધે અને જાદવ હતા તેના કુટુંબની બે કુલીન કન્યાઓ વેરે શાહુનાં લગ્નની ગોઠવણ તેણે કરી અને અકલકોટ, ઇંદાપુર નિવાસે, અને બારામતી લગ્નની ભેટ તરીકે જાગીરમાં આપ્યાં. આ સંધીની વાતો પડી ભાગી તેનું કારણ એ કે મરાઠાઓ પોતાની માગણીઓ વધારતા-જ ગયા. મુગલોએ મંદપણે વિગ્રહ ચાલુ રાખ્યો. બીજી તરફ મરાઠાઓએ પીમલા પાછું લીધું અને પોતાના રાજા શિવાજી અને તેની મા તારાબાઇનું ત્યાં રેહાણ કર્યું. પાવનગઢ, વસંતગઢ, સિંહગઢ, રાજગઢ અને સતારા પાછાં લઈ લેવામાં આવ્યા અને આગળ ચાલતાં ધનાજીએ ૧૭૦૭ માં પુણા અને ચાકન ફરીથી લઇ લીધાં. આવી રીતે ઔ-

રંગઝેબ પોતાની સઘળી યોજનાઓમાં નિષ્ફળ થયો. મરાઠાઓમાં કુસંપ ઉત્પન્ન કરવાના હેતુથી તેણે શાહુને સમજાવીને તેનાં પોતાના નામથી મ-રાઠાઓના રાજા તરીકે તેમના સરદારો પ્રતિ એક કાગળ લખાવ્યો અને તેમાં શહેનશાહને તાબે થવા તેણે ઉપદેશ્યા હતા. જ્યારે કાંઈ ઈલાજ નહીં રહ્યો ત્યારે આ તેનો છેલ્લો પ્રયત્ન હતો અને તે પણ નિષ્ફળ ગયો. ઔ-રંગઝેબની હયાતીમાં શાહુને છુટો કરવા સંબંધી કંઇ પણ પગલું ભરવામાં આવ્યુ નહીં પણ તેના તરફથી સંધીની માગણી થઇ અને તેની સૂચના ઉપરથી શાહુએ જે પત્રો લખ્યા હતા તે ઉપરથી જણાય છે કે તેણે જે વીસ વરસ સુધી વિગ્રહ ચલાવ્યો હતો તે એક નાશકારક ભૂલ હતી. તેની દિવ્ય સેના કપાઈ ગઈ હતી કિંવા દુર્બળ થઇ ગઇ હતી; તેનો તંબુ લૂંટાઇ ગયો હતો, અને તે પોતે કેદ પકડાઈ જાય તેવો ભય હતો. અહમદનગરમાં ઔરંગઝેબનું મરણ નિપજ્યું ત્યારે તેણે જે કબૂલ કર્યું કે મારૂં જીવિત નિષ્ફળ ગયું તે કાંઈ વિનાકારણ નહોતું, અને બીચારો શહેનશાહ પશ્ચાત્તાપ-ભરેલો, તેની આશાઓ અને તેનો રાજ્યલોભ, ભય, નાશ પામેલા, અને તેનું અંતઃકરણ છિન્નભિન્ન થયલું, એવી સ્થિતિમાં મરણ પામ્યો.

તેના મરણ પછી થોડાજ વખતમાં જુલફિકારખાનની સલાહથી તેના પુત્ર અઝીમશાહે શાહુનો છુટકારો કર્યો, એવું વચન આપીને કે મરાઠા સ-રદારો તેને રાજા તરીકે સ્વીકારે તો તેના દાદાએ બિજાપુરના રાજા પાસેથી સ્વરાજ્યના નામથી ઓળખાતું જુનું રાષ્ટ્ર તેને પાછું સ્વાધીન કરી દેવામાં આવશે, અને તેની સાથે ભીમા અને ગોદાવરીની વચ્ચે આવેલી જાગીરો પણ આપવામાં આવશે. મરાઠા સરદારોએ શાહુને રાજા તરીકે સ્વીકાર્યો, અને સતારામાં ૧૭૦૦ માં તેણે રાજમુગટ ધારણ કર્યું તે તારીખથી થોડાંજ વર્ષમાં રાજારામના દીકરાના કબ્જામાં કોલાપુરનું જે પ્રગણું હતું તે સિવા-યનો મરાઠા દેશ તેણે લઇ લીધો. દખણના મુગલ હાકેમે ત્યાંના છ સુબાઓ ઉપર ચોથ અને સરદેશમુખી સંબંધી શાહુનો દાવો કબૂલ રાખ્યો,

અને દશ વર્ષની અંદર બાલાજી વિશ્વનાથ અને ખંડેરાવ દાભાડે ચોથ સ-રદેશમુખી અને સ્વરાજ્યની વિધિપૂર્વક સનદ મેળવવામાં ફતેહ પામ્યા.

આ રીતે સ્વતંત્રતાનો વીસ વર્ષનો વિગ્રહ સુખદાયક પરિણામ સહિત સમાપ્ત થયો. એમાંથી નીપજેલી ફળપ્રાપ્તિઓ તરફ દ્રષ્ટિ કરતાં આ વીસ વર્ષ મરાઠા ઇતિહાસનો અતિ ઉજ્વળ સમય દર્શાવે છે, એમાં કાંઇ શક નથી. શિવાજીને મોગલ શહેનશાહની સમગ્ર સેના સાથે કોઇવાર લડવું પડ્યું નહોતું એટલુ જ નહીં પણ જ્યારે તેના સેનાપતિ જયસંગે અતિ ભીડમાં આણ્યો ત્યારે ગમે એવું પંડને નુકસાન વેઠી તે તાબે થયો. વળી દક્ષિણમાં આવેલા બે મુસલમાની રાજ્યોના આશ્રયનો લાભ તેને મળી શકે તેમ હતું અને તે ઇચ્છે તો તેમને મુગલ સત્તાની સાથે લડાવી મારે તેમ પણ હતું ખરૂં. છેલ્લે તે પોતાના ટેકરીવાળા કિલ્લાઓના રક્ષણ તળે યુદ્ધ કરતો હતો. આ બધી લાભકારી વાતો જે સ્વદેશાભિમાની પુરૂષો સ્વતંત્રતાનો વિગ્રહ ચલાવતા હતા અને તેનો સુખદાયક છેડો લાવી શક્યા હતા તેમની પાસે હતી નહિ. શિવાજીનાં પરાક્રમો અને તેની પોતાની ચાલચલગતમા એવી રીતનો લોહચુંબકના જેવો ગુણ રહેલો હતો કે કોઇપણ દેશી વિરૂદ્ધના બનાવવા હિમ્મત કરે નહીં. આવો સરદાર તેમની પાસે કોઇ હતો નહીં. તેમને તો આખા શહેનશાહી લશ્કરની સામે યુદ્ધ કરવાનું હતું અને તે લશ્કરનો સરદાર કોણ? ભરતખંડ વિષે સર્વ સાધનસંપન્ન ઓરંગજેબ પોતે. સંભાજીની ક્રૂરતા અને અંધાધુંદીને લીધે તેમના મહા અનુભવી સરદારો કપાઇ ગયા હતા અને તેમના કિલ્લાઓ સંરક્ષણ અર્થે સામગ્રી વિનાના હતા; તેમનો પાટવી કુંવર મોગલોના હાથમાં કેદ પકડાયલો હતો અને તેમને વતનમાથી હાંકી કાઢવામાં આવ્યા હતા તેથી તેમને પરદેશી ભૂમિનો આશ્રય લેવો પડ્યો હતો. મહેસુલ વિનાના, સેનારહિત, કિલ્લાઓ કે ઇતર પ્રકારના સાધનો રહિત, તેમણે લશ્કરો ખડાં કર્યા, કિલ્લાઓ ફરી જીતી લીધા અને જીતની એવી રચના કરી કે તેમણે સ્વરાજ્ય

પાછું મેળવ્યું એટલું જ નહીં પણ દખણ અને કર્ણાટક ઉપર ચોથ અને સર દેશમુખી નાખવાનો હક સંપાદન કર્યો. રાજારામ પ્રહ્લાદ મીરાજી સંતાજી ઘોરપડે અને ઘણાક એવા બીજાઓ જેમણે યુદ્ધકાર્યની ગોઠવણ રચી તે પ્રમાણે વર્તન કર્યું હતું તેઓ અવશ્ય મરણ પામ્યા હતા પણ તેમની જગ્યા બીજાઓથી પુરાઇ હતી અને તેમની રાજ્યભક્તિ અને જીત પ્રથમના સરદારોના જેવી જ હતી. ઔરંગઝેબે દખણ ઉપર ચડાઈ કરી. આ વિગ્રહ નહીં ઉપજાવ્યો હોત તો સંભવિત છે કે તાનજોરના જેવું પશ્ચિમ મહારાષ્ટ્રમાં એક નાનુ સરખું મંડળિકનું રાજ્ય સ્થાપવામાં આવ્યું હોત, અને તેનો રાજ્યકર્ત્તા, મુગલ શહેનશાહના મોટી પદવીના અમીરો માંહેનો એક ગણાયો હોત. શિવાજીએ જે જુસ્સો પ્રેરિત કર્યો હતો તે બીજી પેઢીએ ક્રિયાજનક થતો અટકત. સદા બળવાન વિખુટાં પડવાનું વલણ પુનઃ સ્થાપિત થાત અને મરાઠા પ્રજાનું જે બંધારણ થવા પામ્યું તે અશક્ય થઇ પડત.

આ બધા ભયોને દૂર કરવામાં આવ્યા હોત, અને નવિન બળ બક્ષવામાં આવ્યું હોત તો તેનો બધો જશ ઔરંગઝેબના કીર્ત્તિલોભને પ્રાપ્ત થાત. તેણે મહારાષ્ટ્રના લોકોના અંતઃકરણના ઉંડાણમાં ખળભળાટ ઉત્પન્ન કર્યો અને વીસ વર્ષના વિગ્રહની જે સખ્ત કસોટી થઇ તે વડે તેમના આગેવાનોની પ્રજાકીય અને સ્વદેશાભિમાની પ્રેરણાઓ સજ્જડ બની એકઠી બાઝી રહી, અને ત્રણ પેઢીઓ સુધી એજ કસોટી હિંદુસ્થાનના દૂર દૂરના ભાગોમાં તેમને વિજયી કરવામાં સાધનરૂપ થઇ. આ વાતમાં શિવાજીએ જે મથન આરંભીને પોતાની આખી ચિત્રવિચિત્ર કારકિર્દી દરમ્યાન ચાલુ રાખ્યું તેના કરતાં આ સ્વતંત્રતાનો વિગ્રહ વિશેષ ફળવંત થયો. માત્ર લૂટારાઓ કે ધાડપાડુઓ આવા શત્રુની સામે થઇ કદી જય મેળવી શકે નહિ, આ તો પ્રજાના શ્રેષ્ઠ પુરૂષોના સકળ સદ્ગુણો પ્રકાશિત કરનાર એક ઉચ્ચત્તર નૈતિકબળ હતું. ઉક્ત સદ્ગુણો આ પ્રમાણે વર્ણવી શકાય

અચલાયમાન શૌર્ય, શ્રેષ્ઠ પ્રકારની સહનશીલતા, રાજ્યતંત્રચતુર, ચાતુર્ય, આપત્તિ ક્રમે વધતી જતી આશા, અડગ વિશ્વાસ, સમય સ્થળ કે પુરૂષથી વિમુખ. એવો ઉચ્ચ વિચાર પ્રાપ્ત કરવાની અપેક્ષા, સામાન્ય સંકટ વેળા ભ્રાતૃભાવની લાગણી, સામાન્ય હિતઅર્થે પરસ્પર નમતું મૂકવાનું વલણ, તથા આત્મસંયમ અને આપણે ધર્મ અર્થે લડીએ છીએ માટે અંતે આપણો જય થશે એવો વિશ્વાસ; તે સમયના સ્વદેશાભિમાનીઓ એ વડે જ પોતાના રાષ્ટ્રનો ઉદ્ધાર કરી શક્યા હતા, અને તે પણ એવા ભયમાંથી કે તેની સામે હિંદુસ્તાનમાં થયલી કોઇપણ બીજી જાત ટકી શકત નહીં. આ સ્વતંત્રતાનો વિગ્રહ સખ્ત પણ ગુણકારી કસોટી લેખે મરાઠા ઇતિહાસમાં અતિ ઉપયોગી સમયમાં ઉપલા ગુણોના બોધ અર્થે સદા શિક્ષણ રૂપ ગણાશે.

## પ્રકરણ ૧૦ મું.

### અંધાધુંદીમાંથી વ્યવસ્થા કેવી રીતે પ્રકાશિત થઇ.

છેલ્લા પ્રકરણમાં કહેવામાં આવ્યું તે પ્રમાણે પ્રજાકીય સ્વતંત્રતાનાં વીસ વર્ષનો વિગ્રહ સમાપ્ત થવાથી શાહુનો છુટકારો થયો અને મરાઠાઓના અંગીકાર થયલા નાયક તરીકે દક્ષણમાં ફરી તેનું આગમન થયું. તેના દાદા શિવાજીએ મહારાષ્ટ્રના લોકોને સંયુક્ત કરવા જે રાજનીતિ યોજી હતી તે અમલમાં લાવવાની તક તેને પ્રાપ્ય હતી. મુગલ શહેનશાહતનાં લશ્કરોની સામે જે મુખ્ય હેતુઓ સંપાદન કરવા વિગ્રહ ચલાવવામાં આવ્યો હતો તે હેતુઓ પ્રાપ્ત થયા હતા ખરા પરંતુ મોટા પક્ષાભિમાની સરદારોના મનમાં જે પ્રચંડ જુસ્સાઓ ઉશ્કેરાયા હતા—દરેક જણ પોતાની સત્તા વધારવા લડતો અને દરેક પોતાની સ્વતંત્રતા તજી દેશ પ્રતિ અભાવ દર્શાવતો—તેના પરિણામ રૂપ ખળભળાટથી અવ્યવસ્થાની એક રંગભૂમિ એવી

ખડી થઇ કે કેટલાંક વર્ષો પર્યંત દેશ થાકે પડે એવી આશા બહુજ ઓછી જણાતી હતી. ઔરંગજેબનું મરણ નીપજ્યું અને તેની ફોજો છિન્નભિન્ન થઈ ગઇ તેથી મરાઠા સરદારોમાં પ્રથમ જે સંયુક્ત થઇ સામાન્ય હિતઅર્થે કાર્ય કરવાની લાગણીનો લોપ થયાથી સ્વતંત્રતાના વિગ્રહના વિખુટા પડી ગયલા સ્વદેશાભિમાનીઓ ઉપરથી અંકુશ જતો રહ્યો. એવું જણાતું કે જાણે શાહેનશાહના સલાહકારોએ પ્રજાકીય લાગણીને તૃપ્ત કરવાના દેખીતા બહાના વડે મરાઠાઓમાં કુસંપ અને વિખવાદ ઉત્પન્ન કરવાના ખેવટ હેતુથી શાહુનું ફરી આગમન કરાવ્યું. રાજારામના હાથતળે જેમણે નોકરી બજાવી હતી તેમાંના ઘણાક જણે શાહુ પાછો આવે ત્યારે તેને આવકાર આપ્યો નહિ, અને તારાબાઇ તથા તેના પુત્રના પક્ષમાં રહેલા પંત સચિવ અને પંત અમાત્ય શાહુથી અલગ રહ્યા. તારાબાઇનો પક્ષ તજનાર જુના પ્રજાકીય પક્ષનો એક જ પ્રખ્યાત સરદાર હતો અને તે ધનાજી જાદવ હતો. શાહુ સામે લડવા તેને મોકલવામાં આવ્યો હતો, પરંતુ જ્યારે તેને ખાત્રી થઈ કે શાહુનો દાવો સાચો હતો ત્યારે તેની સાથે તે મળી ગયો. ધનાજી જાદવના મહાન્ પ્રતિસ્પર્ધી સંતાજી ઘોરપડે ઉપર મસલતના ગાને દેશમુખોએ ઘાતકી રીતે હલ્લો કરી તેને મારી નાંખ્યો હતો અને તેના ત્રણ દીકરાઓ કર્ણાટકમાં પોતાને જોખમે મુગલોની સામે વિગ્રહ ચાલુ રાખવા પ્રયત્ન કરી રહ્યા હતા. શાહુને પાછી સત્તા મળી ત્યારકેડે ધનાજી જાદવ લાંબા વખત સુધી જીવવા પામ્યો નહીં અને તેનો પુત્ર ચંદ્રસેન જાદવ એટલો તો સ્વચ્છંદી હતો કે સ્વતંત્રતાના વિગ્રહમાં તેનો પિતા વિચારપૂર્વક વર્તનવડે પ્રજાકીય લશ્કરોની સરદારી ભોગવતો થયો હતો તેવું માન એ મેળવી શકયો નહીં. ભવિષ્યના પેશ્વા બાળાજી વિશ્વનાથની જોડે શિકાર અર્થે તે ગયો હતો અને ત્યાં નજીવી વઢવાડ થઈ તે ઉપરથી તેણે પોતાના માલિકની નોકરી તજી દીધી અને પ્રથમ કોલાપુર જઈ છેવટ હૈદરાબાદના નિઝામની નોકરીમાં જોડાયો અને તેથી પ્રજાકીય પક્ષને તેની

સેવાનો લાભ મળી શકયો નહીં. બીજો એક સરદાર ખંડેરાવ દાભાડે ગુજરાતમાં યુદ્ધકાર્ય આગળ વધારવાના હેતુથી ખાનદેશમાં પોતાની સત્તા જમાવતો હતો. રાજારામનો એક મુખ્ય મદદનીશ નેમાજી શિન્ડે પાછળથી મુગલોની નોકરીમાં જોડાયો હોય એમ લાગે છે. દાભાડેની પેઠે પરસોજી ભોંસલે બીરાર અને ગોંડવણુમાં પોતાના લાભઅર્થે પ્રયત્ન કરી રહ્યો હતો. ખંડેરાવ દાભાડે અને પરસોજી ભોંસલે, એ બન્નેએ પોતાની સ્વતંત્ર કારકિર્દીનો ભોગ આપ્યા વિના, તારાબાઇની વિરૂદ્ધનો પક્ષ ગ્રહણ કરી, શાહુને મદદ આપી. ગંગથડીમાં સ્થાપિત થયલો હેબતરાવ નિમ્બાલકર નિશ્ચયપણે કોઇના પક્ષમાં રહ્યો નહીં. અધિકાર ઉપરથી જ્યારે તેને ખસેડવામાં આવ્યો ત્યારે શાહુની નોકરી તજી દઇને તે નિઝામને જઈ મળ્યો આવી રીતે પહેલા વર્ગના આગેવાનો, શાહુ ને તારાબાઈ, એ બે પક્ષો, અને ત્રીજો નિઝામની નોકરી, એમ ત્રણે પક્ષમાં સરખી રીતે વહેંચાઇ ગયા.

બીજા વર્ગના પુરૂષોમાં કાનાજી આગરે તારાબાઇના પક્ષને વળગી રહ્યો અને કોકણનો તે ધણી થઇ બેઠો હતો. થોરાટો, ચાવણો અને આથવલેઓ પોતાને માટે સ્વતંત્રતા શોધી રહ્યા હતા. આમાંથી પહેલા બે જ્યારે શાહુ સતારામાં પોતાના દાદાની ગાદીએ બેઠો ત્યારે ખાસ રીતે વિઘ્નકર થઈ પડયા. તેમણે બધીમમ લૂટ ચલાવી અને મધ્ય સત્તાની જાણે હાંસી કરતા હોય એવી રીતે જુના વહિવટ વિરૂદ્ધ ચોથ અને ઘાસ દાણા માટે પોતાનો દાવો તેમણે ખડો કર્યો.

એક બ્રાહ્મણ ધાડપાડુને મુગલ હાકેમે મહારાજાનો ખિતાબ બક્ષ્યો હતો તે સતારાથી વીસ માઇલથી ઓછે અંતરે આવેલા ખટાઉ સ્થળે આવી વસ્યો, અને આવી રીતે શાહુનો રાજ્યવિસ્તાર ઘટીને માત્ર તેની પોતાની રાજધાની અને થોડાક પોતાના સરદારોથી રક્ષાયલા ડુંગરી કિલ્લાની સીમા સુધી રહ્યો.

શાહુને જ્યારે રાજ્યાભિષેક થયો ત્યારે આવી રીતનો મામલો હતો,

અને તે સલાહકારોને એ સંકટની સામા થવાનું હતું. સમાપ્ત થયલા વિગ્રહનાં ચિન્હ ઠામ ઠામ જે અવ્યવસ્થા તથા ગડબડાટ પ્રચલિત થયાં હતાં તે વડે સ્પષ્ટ રીતે નજરે પડતાં હતાં. સત્તા ને બળ તો ત્યાં હતાં પરંતુ વિગ્રહના દબાણ હેઠળ જે સામાન્ય હિતની જુસ્સાદાર લાગણી તેમને સંયુક્ત કરતી હતી તે જતી રહી. શાહુએ પોતાના જીવતરનાં ઉત્તમ વર્ષો કેદખાનામાં ગુજાર્યાં હતાં, પાછળથી જો કે કેદખાનામાં તેને કંઈ સંકટ નહોતું પરંતુ જે મુસલમાન અમીરોની જોડે તેનો સમાગમ થયો હતો તેમની સુસ્તી ભરેલી ટેવો તેણે ગૃહણ કરી હતી. તેના પિતા અને દાદા મુગલોના સબંધમાં જે પ્રજાકીય તિરસ્કારની લાગણી ધરાવતા હતા તે પ્રતિ તેને અનુકમ્પા હોય-એમ તો ધારી શકાય નહીં. મુગલ શહેનશાહતના એક મોટા અમીર લેખે તેને ગણવામાં આવે તો તેમની જોડે સલાહ કરવા તે રાજી હતો. તેનામાં જાતી હિમ્મત હતી અને બુદ્ધિ તથા અંતઃકરણના સંબંધનાં ઘણા સારા ગુણો હતા ખરા, પરંતુ વ્યવસ્થાજનક કળા અને કાર્ય કરવાની જે શ્રમપૂર્વક વૃત્તિથીજ અંધાધુંદીનો નાશ થઇ શકે તે શક્તિઓ તેના દાદા તરફથી તેને વારસામાં મળી નહોતી. દખણમાં આવેલા થોડા ડુંગરી કિલ્લાઓ સિવાય બાકીના નાના કિલ્લાઓ મુગલોના કબજામાં હતા અને તેમની સત્તાઓ પરાજય પામેલી તોપણ રણક્ષેત્રમાં કાર્ય બજાવે તેવી હજુ હતી. આ સંજોગો વચ્ચે કોઇની મદદ વિના પોતાના જાતી પ્રયાસથી રાજ્યનીતિની કોઇ પણ પદ્ધતિ ઘડી કાઢી જય મેળવવાની યોગ્યતા શાહુ ધરાવતો નહોતો. વળી તેના સેનાપતિઓમાંથી આવા સમયને અનુકૂળ આવે તેવો દીર્ઘદૃષ્ટિવાળો કોઇ અમલદાર નહોતો. પ્રથમ થોડાં વર્ષ દરમ્યાન એમજ જણાતું કે ઝુલ્ફિકારખાનની યોજનાઓ ફળિભૂત થશે. મરાઠાઓમાં ચાલતી પરસ્પર અદેખાઇ અને ગેરસમજુતી વડે તેમનામાં ફાટ પડેલી હોવાથી તેઓ સમગ્ર રીતે કંઈ પણ કરી શકે તેમ હતું નહીં. જે ઉપયોગી તક આવી રીતે મળી ગઇ હતી તે કોઇ બુદ્ધિમાન પુરૂષો મોખરે આવત નહીં તો વ્યર્થ વ્યતીત

થાત અને શાહુ રાજ્યપદ પામ્યો તેના પ્રથમતાજ પાંચ વર્ષમાં તેનું ધ્યાન સુભાગ્યે તેવા પુરૂષો તરફ ખેંચાયું, તે સમય માત્ર બળ અને હિંમતનું કામ નહોતું. તે તો જોઈએ તે કરતાં વધારે હતાં. ખરી જરૂર વ્યવસ્થાજનકબુદ્ધિ, દુરદર્શી સ્વદેશાભિમાન, સમય પ્રમાણે વર્તવાના તથા ઝગડાના પ્રતિકૂળ તત્ત્વોમાં ઐક્ય આણવાની કળા અને એ તત્ત્વોને ઉપયોગમાં આણવાનો નિશ્ચય, કોઇના ખાનગી હિત અર્થે નહીં પણ પચાસ વર્ષ ઉપર મહાન્ શિવાજી જે પ્રયાસનો વારસો લોકોને આપતો ગયો હતો તે વર્તનને અનુસરીને ચાલવાના નિશ્ચયની બાબત હતી. આ સમયે જે પુરૂષો મોખરે આવ્યા તેઓ માંહેલો બાલાજી વિશ્વનાથ એક હતો. સૌ એકમત થશે કે દેશને જે સદ્‌ગુણોની ખરી જરૂર છે તે બધા એનામાં સંયુક્ત થયેલા જોવામાં આવે છે. તે ધનાજી જાદવની નોકરીમાં, આબાજી પુરંદરે નામના કારકુનની ભલામણથી, કારકુન તરીકે રહેલો હતો. એ આબાજી પુરંદરે કુળનો સ્થાપનાર હતો. એ બે કારકુનો ધનાજી જાદવના મુખ્ય સલાહકારો હતા અને તેમાંથી એક કોકણસ્થ અને બીજો દેશસ્થ બ્રાહ્મણ હતો. દખણી બ્રાહ્મણોએ શિવાજીની હકુમત અને તેનાં રાષ્ટ્રોની વ્યવસ્થા કરવામાં પ્રથમથી જ અગત્યનો ભાગ બજાવ્યો હતો અને તે માંહેલા ઘણાકે ( હનમંતેઓ, પીંગળેઓ, આબાજી સોનદેવ, પ્રલ્હાદ નીરાજી, વિગેરે ) કાર્યસિદ્ધિ કરવામાં મહા બુદ્ધિબળ બતાવ્યો હતો. કોકણના બ્રાહ્મણોએ મરાઠા રાજ્યની ખીલવણીનાં પહેલાં સાઠ વર્ષમાં કોઇ રીતનો આગળ પડતો ભાગ બજાવ્યો નહોતો પરંતુ હવે તેમની બુદ્ધિ અને કીર્તિશોભ માટે પુષ્કળ તક પ્રતીત થઇ અને તે વડે આકર્ષાઇ કેટલાક ઉત્તમ પંક્તિના પુરૂષો પોતાના દેશની સેવા બજાવવામાં પોતાનું નસીબ અજમાવવા મેદાન પડયા. કોકણમાં જેમણે પોતાનાં ઘરબાર છોડયાં તે માંહેલા બાલાજી વિશ્વનાથ તથા તેનો મિત્ર, બાનુકુળનો સ્થાપનાર, એ બે હતા. આ બીજાને જંજીરાના સીધીઓએ જુલમ ગુજારી હાંકી કાઢયો હતો. બાલાજી વિશ્વનાથ અને આબાજી પુરંદરે

પોતાનાં સ્વામી ધનાજી જાદવને તારાબાઇએ જ્યારે તેને દખ્ખણમાં શાહુને પાછો આવતો અટકાવવા મોકલ્યો હતો ત્યારે જોડે ગયા હતા ધનાજી મરણ પામ્યો તે પહેલાં પોતાના બન્ને વિશ્વાસુ સલાહકારોની ભલામણ પોતાના નવા માલિકને કરી હતી, અને બાલાજી તો સલાહકાર તરીકે શાહુને ખાસ રીતે ઉપયોગી થઇ પડયો હતો, અને થોડાજ વખતમાં નામે નહીં પણ સત્તાએ મુખ્ય પ્રધાન થયો હતો, ને આગળ ચાલતાં જ્યારે બુઢો પેશ્વા, બહીરોપંત પીંગલે પોતાનો અધિકાર સંતોષકારક રીતે બજાવવામાં નિષ્ફળ થયો ત્યારે તેની જગ્યાએ પેશ્વાઈની પદવીએ બાલાજીને ચઢાવવામાં આવ્યો. પોતાની બુદ્ધિ ને પોતાના સ્વદેશાભિમાન વડે જે નરે અશક્ય દેખાતું કાર્ય પરિપૂર્ણ કરી બતાવ્યું એમ કહી શકાય તે આ હતો. બાલાજી વિશ્વનાથે, સૌથી પહેલાં સામાજિક સુસ્થિતિ ફરીથી સ્થાપવા અને તે સમયના લૂંટફાટ ચલાવવા અર્થે ફ્રેનાગઓએ પૂર્વે કોઇવાર નહીં જણાયલી અધમતા વાપરી દેશમાં ત્રાસ વર્ત્તાવ્યો હતો, તેનો અંત આણવા તરફ પોતાનું સઘળું ધ્યાન લગાડ્યું. ખટાઉવાળા બ્રાહ્મણો લૂંટારાને પ્રથમ શાહુના નવાબ પ્રતિનિધિ પરશુરામ ત્રિબકના દીકરાએ હરાવ્યો. આ સમયે તારાબાઇના પક્ષના બુઢ્ઢા સચિવ શંકરાજીનું મરણ નિપજ્યું અને સગીર વયના સચિવની મા વહિવટ ચલાવતી હતી તેને સમજાવીને, દેશના સંરક્ષણ અર્થે બાલાજી વિશ્વનાથ નવું લશ્કર ઉભું કરી જે યોજનાઓ રચતો હતો, તેમાં તેને શામેલ કરી. બાલાજી વિશ્વનાથે પંડે થોરાટ લૂંટારા ઉપર હુમલો કર્યો પણ દુર્ભાગ્યે બાલાજીને દગલબાજીથી પકડી લીધો અને તેને છોડવવાને માટે પૈસા આપવાની તેના માલિકને ફરજ પડી. સચિવની ફોજને થોરાટની સામે મોકલવામાં આવી પણ તેનો પરાજય થયો, પરંતુ છેલ્લે સરવાળે એ અધમ લૂંટારાને હરાવવામાં બાલાજી ફતેહ પામ્યો, અને તેનો કિલ્લો જમીનદોસ્ત કરવામાં આવ્યો. ચવાન સરદારને નમતું મૂકી આપવાની અમુક માગણીઓ વડે શાન્ત કરવામાં

આવ્યો. જૂના પેશ્વા બહીરો પંતે કાનોજી આંગ્રે જોડે સંધાને માટે સંદેશા ચલાવ્યા પરંતુ તે ફળિભૂત થયા નહીં અને એ કાર્ય સફળ થાય તે અર્થે બાલાજીને મુકરર કરવામાં આવ્યો. આંગ્રેની સ્વદેશાભિમાન લાગણી ઉત્તેજિત કરી તારાબાઇનો પક્ષ તજી દેવા તેને સમજાવી લેવામાં આવ્યો. લગભગ એજ સમયે કોલાપુરનો રાજા મરણ પામ્યો અને રાજારામની નાની સ્ત્રીના સગીર વયના પુત્રને રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

આ ફેરફાર રાજ્યની ઉથલપાથલ વિના થવા પામ્યો નહીં અને તેનું ફળ એ નિપજ્યું કે તારાબાઇની સત્તા છીનવી લેવામાં આવી ને તેને જૂના પંત અમાત્ય રામચંદ્રપંતે કેદમાં રાખી આ સર્વ વિવિધ રીતિએ શાહુને માલૂમ પડ્યું કે જ્યારથી બાલાજી વિશ્વનાથ અને તેની જોડે કાર્ય કરનારાઓ નોકરીમાં જોડાયા ત્યારથી પોતાના પ્રધાનોની સલાહ વડે છેક બગડી ગયલો કારભાર ઘણે દરજ્જે સુધર્યો હતો.

ઓછી અગત્યની નડતરો દૂર થયા પછી બાલાજીએ બીજી બાબત તરફ પોતાનું લક્ષ દોડાવ્યું, અને તે એ કે પોતાના માલિક અને મોટા મરાઠા સરદારો વચ્ચેનો સંબંધ સારા ભાવવાળો કરવો. તેઓ એવા બળવાન હતા કે યુદ્ધ કે યુક્તિ વડે વશ થઈ શકે તેમ નહોતું. તેમની પ્રકૃતિનો ઉચ્ચ અંશ ઉત્તેજિત કરવા તેમના પ્રતિ કહેણુ મોકલવામાં આવ્યું. તેમને એમ સમજાવવામાં આવ્યા કે તમારા સામાન્ય લાભો, અખંડ એકસંપી રાજ્યના લાભોથી, બહાર નથી, જો તમે મળીને ચાલશો તો તમારૂં મહત્વ તથા તમારી સત્તામાં ઘટાડો થશે નહીં; પણ જો તમારા જાતભાઈઓથી નોખા રહેવા આગ્રહ કરશો તો છુટા પડી જવામાં કેવો ભય સમાયલો છે તેનો તમારે વિચાર કરવો જોઇએ. આ સરદારોના સ્વાભિમાનને યશ આપવા યોગ્ય છે કે આ કહેણની જોઇતી અસર તેમના ઉપર થઈ. ચંદ્રસેન જાદવ અને નિમ્બાલકર તો મુગલોની જોડે શામિલ થઈ જવાથી એકસંપી સંયુક્ત રાજ્યથી બાતલ થઈ ગયા હતા, પરંતુ ખંડેરાવ

દાભાડે, ઉદાજીરાવ પોવાર, પરસોજી ભોંસલે, અને બીજા સરદારો જેમણે શાહુનો પક્ષ લીધો હતો, તેમના ઉપર મોકલેલું કહેણ ફલિત થયું. વળી યોજના એવી રીતની કરવામાં આવી કે તે વડે જૂના અષ્ટ પ્રધાન રાજ્ય સભાના સ્તંભરૂપ, પંત સચિવ અને પંત પ્રતિનિધિની ખાત્રી થઇ કે સામાન્ય સંપમાં જોડાઇ રહેવાથી જ અમારા લાભો સચવાશે.

લગભગ આ સમય ખંડેરાવ દાભાડેએ વિગ્રહ દરમ્યાન અને શાહુના રાજ્યનાં પ્રથમનાં વર્ષોમાં તેણે જે મહત્વની સેવાઓ બજાવી હતી તેના સ્વીકાર અર્થે સેનાપતિનો ખિતાબ બક્ષવામાં આવ્યો. પરસોજી ભોંસલેને સેનાસાહેબ સુબાના ખિતાબનું માન મળ્યું. તેમણે ખાનદેશ અને બિરારમાં જે લાભો સંપાદન કર્યા હતા તે તેમને આપી દેઇ તેમની જ પાસે રહેવા દેવામાં આવ્યા, અને તેમણે પશ્ચિમ ભણી ગુજરાતમાં, અને પૂર્વ ભણી ગોંડવણ રાષ્ટ્રમાં, પોતાની ભવિષ્યની ફતેહો માટે યોગ્ય રીતે માર્ગ ખુલ્લો થયલો જોયો. ઉદાજી પવારને માળવામાં એવીજ રીતે રાજ્યલોભ તૃપ્ત કરવા પરવાનગી આપવામાં આવી. આ ત્રણ મોટા સરદારોને વચન આપવામાં આવ્યું કે તેઓ મધ્ય સત્તાની જોડે સંયુક્ત રહીને પોતાનું કાર્ય બજાવતા રહેશે તો, તેમની પ્રાપ્તિઓના દાવાને વાજબી ઠરાવવા અર્થે દિલ્હીના શહેનશાહોની બહાલી મેળવવામાં આવશે. અક્કલકોટના ફતેહસીંગ ભોંસલેને શાહુના લશ્કરનો સેનાપતિ નીમવામાં આવ્યો, અને દક્ષિણમાં કર્ણાટકની જીત આગળ વધારવા તેને આજ્ઞા આપવામાં આવી. પ્રતિનિધિઓ, પિતા અને પુત્ર, એ બન્નેએ, એવી ઉત્તમ સેવા બજાવી હતી કે (પહેલા એ વિગ્રહ દરમ્યાન, અને બીજાએ કોલાપુર ખટાઉ મહારાજ અને કોકણના સીધીઓ જોડે લડાઇઓ થઇ તેમાં) તેમને વારના અને **નીરા** નદી વચ્ચે આવેલા રાજ્યનાં જૂનાં પ્રગણાઓ હસ્તગત કરવામાં આવ્યા.

કાન્હોજી આંગ્રેને મરાઠા રાજ્યની નોકરીમાં મુખ્ય નૌકા સેનાધિપતિ નીમવામાં આવ્યો અને કોકણમાં તેણે જે કિલ્લાઓ કબજે કર્યાં હતા, તે

તેમની પાસે રહેવા દેવામાં આવ્યા. ગોવિંદરાવ ચિટનિસે વિગ્રહ દરમ્યાન સારી નોકરી બજાવી હતી તેથી તેને પણ એક ફોજની સરદારી આપવામાં આવી. આવી રીતે મોટા મોટા સરદારોને સત્તા અને હક વહેંચી દેવામાં આવ્યાં. બાલાજી વિશ્વનાથ તો મુલકી કામોમા શાહુનો મુખ્ય સલાહકાર રહેવામાં જ મગ્ન રહેતો, અને તેની લશ્કરી સત્તા તો દૂર આવેલા પ્રાપ્તિ વિનાના ખાનદેશ અને બાલઘાટમાં રાજાના દાવાઓ જ્યાં લગણ પહોંચતા હતા તેની હદમાં રહી હતી. આ નરના વર્તનનું પ્રસિદ્ધ મુખ્ય લક્ષણ આત્મસંયમ હતો, અને એ વડે જ ઉપલા મોટા સરદારો વચ્ચે સંપનો સંબંધ સ્થાપિત કરવાની પોતાની રાજ્યરીતિ ફતેહમંદ ઉતારી શક્યો હતો, અને તેમ થવાથી સામાન્ય સંરક્ષણ અર્થે તેમજ કોઇ લડાઈ કરવી પડે તે વેળા તેમની ચાખિલગીરીની સમ્મતિ મેળવી શક્યો હતો આ સ્વદેશાભિમાનસૂચક પ્રયાસોનું પરિણામ એ નિપજ્યું કે પોતાના માલિકની નોકરીમાં જોડાયાના સમયથી આરંભીને દશ વર્ષમાં પ્રજા એકત્ર બની જોડાયલી રહે એવું ઐક્ય સ્થાપવામાં અને મરાઠા રાજ્યને છેદી ભેદી નાખવા જે કલેશ ઉભા કાઢી રહ્યો હતો તેનાં કારણો ખસેડી નાખવામાં બાલાજી ફતેહમંદ થયો. આ કારણથી પોતાની મતલબ સાધવા લડનારા મુગલ સરદારો અને દિલ્હીના મોટા દરજાના વજીરો પ્રથમ જેમ શિવાજી અને તેના સરદારોને માન આપતા હતા તેમ રાજા શાહુને પણ થોડાજ વખતમા માન આપવા લાગ્યા, અને લાંબો સમય વ્યતીત નહીં થયો તે પહેલાં દિલ્હીનો નારાજ થએલો દરેક પક્ષ પોતાના લાભોની વૃદ્ધિ માટે શાહુની મદદ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો.

મરાઠી સત્તાની ભૂમિના આ વિસ્તારથી શિવાજી જે વખતે ગાદીએ બેઠો તે વખતે મુલકી બંધારણ કરેલું તેમાં પુષ્કળ સુધારો વધારો કરવાની આવશ્યકતા જણાઇ. જૂનાં અષ્ટ પ્રધાન સભાનાં મુખ્ય લક્ષણો પ્રથમના જ પ્રકરણમાં વર્ણવામાં આવેલાં છે. સંભાજીના અમલમાં અવ્યવસ્થા થઇ અને

તે પછી ઔરંગઝેબે દખણની જીત કરી તેથી ઉપલું રાજ્યબંધારણ પોતાની મેળે રદ થયા જેવી સ્થિતિમા આવી ગયુ રાજારામે પોતાના જિંજીના દરબારમાં ફરી તે સ્થાપવા પ્રયત્ન કર્યો હતો ખરો પરંતુ વિગ્રહના ખળભળાટના સમયમા આવુ બંધારણ જૂની રીત પ્રમાણે નભે એમ ધારી શકાય નહિ તે સમયની જરૂરીઆતો એવી હતી કે દીવાની કે ફોજદારી સત્તા, ગમે એટલું નુકસાન થાય તોપણ બળવાનને આપવી જોઇએ જિંજીને જે ઘેરો ઘાલવામા આવ્યો તેના ઉપયોગી બનાવોથી ભરપૂર મુદત દરમ્યાન મરાઠા લશ્કરી સભાઓ ઉપર સર્વોપરી રના પ્રલ્હાદ નીરાજી ચલાવતો હતો, અને તેનુ મરણ નિપજ્યુ ત્યારે દખણ તરફ રાજારામ પાછો ફર્યો ત્યારે વિગ્રહની જંજાળથી તે એટલો તો ગ્લાનિગ્રસ્ત હતો કે વિગ્રહ સમાપ્ત થઇ ગયો તોપણ અષ્ટ પ્રધાન સભા મોકૂફ જ રહી જ્યારે શાહુ સતારામા રાજ્યગાદી ઉપર બેઠો ત્યારે એ આઠ પ્રધાનોની રાજ્યસભા ફરી સજીવન કરવા પ્રયત્ન કરવામા આવ્યો હતો પણ તે ગોઠવણ પલટાઇ ગયલા સંજોગોને અનુકૂળ જણાઇ નહીં બેશક શિવાજીએ બહુ સાવધાનપણે અષ્ટ પ્રધાન સભાની રચના કરી હતી પરંતુ સુવ્યવસ્થિત રાજ્ય સ્થાપિત થયુ હોય ત્યારેજ તે ઉપયોગમા આવી શકે. રાજ્ય વ્યવસ્થાની ગેરહાજરીમા એ સભા અસલી રીત પ્રમાણે ચાલી શકે એમ તો બને નહી, અને શાહુમા પોતાના દાદાના સદ્ગુણો નહોતા તેમજ તે પોતાની યોજનાઓ સબંધે સઘળા વર્ગના લોકોનો ભરોસો પોતાના દાદાની પેઠે મેળવી શક્યો નહોતો, વળી રાજ્ય જ્યારે નાના વિસ્તારમા હોય ત્યારેજ એવી સભા સારી રીતે ચાલી શકે પણ વિગ્રહના કારણથી મરાઠાઓ નર્મદાથી કાવેરી સુધી આખા દેશમા પ્રસરી રહ્યા અને તેમના સરદારો પોતાના જીતેલા રાષ્ટ્રો મુગલોની સત્તાથી ઘેરાયલા નોખા નોખાં સ્થળોમા ધરાવતા થયા, ત્યારે જૂની રીત ચાલી શકેજ નહી અને સ્વાભાવીક રીતે અષ્ટ પ્રધાનની યોજના પડી ભાગી બાલાજી વિશ્વનાથે પોતાની પ્રેરણા બુદ્ધિ વડે તે જોઇ લીધુ અને

પલટાઈ ગયેના સંજોગોને અનુસરીને વર્ત્યો, પરંતુ સભાસદોનો મોભો તો હજુ સુધી સતારામા આવેના શાહુના દરબારમા જળવાઈ રહ્યો હતો, ખરી સત્તા ને કબજો તો તેમના હાથમાથી જતા રહ્યા હતા માત્ર નામના જ તેઓ સભાસદ હતા જ્યારે તેમને દાભાડેના લશ્કરોની અને બિરારમા ભોસલેની જ પ્રાપ્તિએની વ્યવસ્થા કરવાની હતી અને શુદ્ધ મરાઠા રાષ્ટ્રોની સીમાની પેલીપાર દક્ષિણ અને પૂર્વમા મુગલ હાકમોની જોડે લડવુ હતુ ત્યારે એ સ્થિતિ હતી મરાઠા દેશમા વિખુટા પડવાના તત્ત્વો સદા બળિષ્ટ હતા અને વિગ્રહો અને તેના પરિણામો વડે એ તત્ત્વો મજબૂત થયા હતા, અને જે સદ્ગુણો વડે મહા રાજ્યની ફતેહ નિશ્ચયપૂર્વક થઇ હતી તે દુર્ગુણ થયા હતા બાળાજી વિશ્વનાથે થોડાજ વખતમા જોઇ લીધુ કે શક્ય વ્યવસ્થા એજ છે કે શિવાજીએ વિદેશીઓ વિરૂદ્ધ સામાન્ય કૃતિની ગતિ અર્થેજ માર્ગ દેખાડ્યો છે તેને અનુસરીને મોટા સરદારોને એકત્ર કરી એકસપી રાજ્ય સ્થાપન કરવુ પણ બીજી બધી બાબતોમા પરસ્પર વહીવટ અને સત્તા સબધે એ રાજ્યના જુદા જુદા ભાગોની હકુમત સરખી રાખી મોટા સરદારોએ તેમના પોતાના સાધનોથી પોતાના સ્વાભાવિક ને મુલકી હદ્દની બહાર દેશના જુદા જુદા ભાગમા પોતાને માટે પ્રાપ્તિઓ કરી હતી તેમને સયુક્ત રાખવાનો એ એકજ માર્ગ શક્ય છે શુદ્ધ મહારાષ્ટ્ર બધી બાજુએ, સાવનુર, હૈદ્રાબાદ, ગુજરાત અને માળવામા મુગલ હાકેમોથી તથા પશ્ચિમ કાંઠા ઉપર સીદીઓ, ફિરગીઓ, ને અગ્રે જોથી ઘેરાયલો હતો વિખરાઇ ગયલી મરાઠા છાવણીઓને એકત્ર કરવાથી અને તે છાવણીઓમાં નિપુણ પુરૂષોના હાથમા હકુમતની દોરી આપ્યાથી જ ઉપના લોકોને પાળી શકાત સામાન્ય હિતના કાર્યોમાં તેઓ જોડાયના રહે અને પોતાનુ સમયબળ બતાવી આપે અને તે એવી શરતે કે પોતપોતાની હદમા સત્તા ભોગવે અને જ્યા લગણ તેઓ જૂના ચીલા ઉપર ચાલવાને પ્રેરાયલા રહે ત્યાસુધી સપમા ભગાણ પડવાનો સભવ રહ્યો નહોતો

બાલાજી વિશ્વનાથ અને તેના સલાહકારોએ આ માર્ગ સ્વિકાર્યો અને અસલી અષ્ટ પ્રધાન યોજનાને બદલે મરાઠા સંયુક્ત રાજ્યોનું બંધારણ નિર્મિત થયું અને તે બીજાં સો વર્ષ સુધી અખિલ ભરતખંડના બનાવો ઉપર સર્વોપરી થયું.

આ યોજના સરસ રીતે ફતેહમંદ ઉતરી તેનો પુરાવો આ વાતથી જણાય છે કે તે થકી તાત્કાલિક હેતુ પાર પડયો એટલુંજ નહિ પણ સો કરતાં વધુ વર્ષ પર્યંત કટાકટીના વખતમાં તેમાં કાંઇ ખલેલ પહોંચવા પામી નહિ, અને એના સાધન વડે મરાઠાઓ ગુજરાત, માળવા, બુંદેલખંડ ઓરીસા, ગોંડવણ, નીમાદ ને તુંગભદ્રા સુધી કર્ણાટિક જીતવાને શકિતમાન્ થયા. વળી તેઓ રજપૂતાનાના રજવાડાઓમાં તેમજ દિલ્લી દરબારમાં ઉપરીપણું ભોગવતા થયા અને પ્રજાના હિતને અનુકૂળ જણાતું તે પ્રમાણે શાહેનશાહોને ગાદી ઉપર બેસાડતા કે પદભ્રષ્ટ કરતા; એ ઉપરાંત એકદમ સિંધુ નદી સુધી પોતાની સત્તા લંબાવી અયોદ્યા અને બંગાળાના અને પૂર્વે ઓરીસાના નવાબો ઉપર ઉપરીપણું ભોગવતા; વળી હૈદરાબાદના નિઝામ સાવનુર, અને કર્ણાટકના નવાબના મુલકોની હદમાં ફેરફાર કરતાં આગળ ચાલતા, હૈદર અને ટીપુના મુલકોમાં પણ એવીજ છૂટ લેતા, ફિરંગી લોકોને વસઈમાંથી હાંકી કાઢવા અને અંગ્રેજોના વિરૂદ્ધ સરખી પાયરી ઉપર રહી એ વિગ્રહો ચલાવવા શકિતમાન્ થયા.

એજ સાધનવડે પાનીપતમાં થયેલા ભારે પરાજયની સામે તેઓ ટકી શકયા અને દિલ્હી, તથા ઉત્તર હિંદુસ્થાનમા પોતાનું રાજ્ય ફરી સ્થાપન કરી શકયા આ યોજના એકસો વર્ષના પ્રયોગ પછી નિષ્ફળ થઈ ખરી પણ તેનું કારણ પોત પોતાની સમૃદ્ધિ વધારવા અસલી માર્ગનો તેમણે ત્યાગ કર્યો એજ હતું. આ સંયુક્ત રાજ્યની પ્રવૃત્તિએ સો વર્ષ દરમ્યાન લડાઇઓ થઇ તેમાં તેમણે જે ફતેહો મેળવી ને સ્થળો જીત્યાં તે ઉપરથી જાણી શકાય છે. એનો ઉઘાડું છે કે અસલી અષ્ટ પ્રધાનની યોજનાવડે

તેઓ આટલે દરજ્જે ફાવી શકત નહિ.

અસલના આ પ્રાબલ્યમાં દુર્બળતાની એક જડ સમાયલી હતી અને તે બાળાજી વિશ્વનાથને તેના સલાહકારો અને તેમના વંશજોના જાણવામાં હતી તેટલે અંશે બીજા કોઈના જાણવામાં નહોતી. જ્યારે સામાન્ય ચાલતી આવેલી પ્રકૃતિ તથા સામાન્ય સ્વદેશાભિમાનની લાગણીથી એકાકાર નહિ રહે ત્યારે તો આ સંયુક્ત રાજ, રેતીની એક રજ્જુ ગણી શકાય. બાળાજી વિશ્વનાથની મોટી ખૂબી એ હતી કે ખરી સ્થિતિ તે સમજી શકતો ને તેની સાથે તેની ખામીઓથી તે અજાણ્યો નહોતો.

અષ્ટ પ્રધાન સભા ફરીથી સજીવન થઇ શકે તેમ ન જણાવાથી તેને સ્થાને તેણે સંપનાં બીજાં બંધનો ગોઠવી દીધાં, એવી રીતનાં કે આ અનિવાર્ય ફેરફારનાં દૂષણો બહુજ ઓછાં રહે, આ નવી રાજ્યપદ્ધતિનાં મુખ્ય લક્ષણો સંક્ષેપમાં નીચે પ્રમાણે વર્ણવી શકાયઃ—

(૧) એ સંયુક્ત રાજ્ય શિવાજીએ બતાવેલા વર્તનવડે અને તેના પૌત્ર શાહુની જાતને માન આપી પ્રેમભાવ રાખ્યાથી એકત્ર રહી શકે. જે ચાલીસ વર્ષના અરસામાં સર્વોપરી સત્તા શાહુ ભોગવતો હતો તે દરમ્યાન દરેક સરદાર તેના પ્રતિ વહાલ સત્કાર સહિત વર્તતો. સંયુક્ત રાજ્યના સભાસદોને આ બંધન પરસ્પર વળગી રહેવા રાખતા અને તેને દ્રઢ કરવા અર્થે બાળાજી વિશ્વનાથે જેટલો બની શકે એટલો પ્રયાસ કર્યો હતો. મુલકી તેમજ લશ્કરી સરદારોને જે સનદો આપવામાં આવતી તે દરેક શાહુના નામથી બહાર પડતી અને તેના હુકમથી જ સઘળા ખિતાબોને માનસૂચક ઓધાણો બક્ષવામાં આવતાં. ચલણી નાણાંના સિક્કાઓ તે પાડતો. દરેક તહનામું તેના નામથી કરવામાં આવતું, અને દરેક કરવા ધારેલી ચઢાઈની વિગતો તેના તરફ મોકલવામાં આવતી.

(૨) આ એકસંપી રાજ્યને એકત્ર રાખવાને બીજું મોટું તત્વ એ હતું કે શાહુ કેંદ્રરૂપ હતો એટલુંજ નહિ પણ સંયુક્ત રાજ્યનાં જુદાંજુદાં

તેમની પાસે રહેવા દેવામાં આવ્યા. ગોવિંદરાવ ચિટનિસે વિગ્રહ દરમ્યાન સારી નોકરી બજાવી હતી તેથી તેને પણ એક ફોજની સરદારી આપવામાં આવી. આવી રીતે મોટા મોટા સરદારોને સત્તા અને હક વહેંચી દેવામાં આવ્યાં. બાલાજી વિશ્વનાથ તો મુલકી કામોમાં શાહુનો મુખ્ય સલાહકાર રહેવામાં જ મગ્ન રહેતો, અને તેની લશ્કરી સત્તા તો દૂર આવેલા પ્રાપ્ત વિનાના ખાનદેશ અને બાલઘાટમાં રાજાના દાવાઓ જ્યાં લગણ પહોંચતા હતા તેની હદમાં રહી હતી. આ નરના વર્તનનું પ્રસિદ્ધ મુખ્ય લક્ષણ આત્મસંયમ હતો, અને એ વડે જ ઉપલા મોટા સરદારો વચ્ચે સંપનો સંબંધ સ્થાપિત કરવાની પોતાની રાજ્યરીતિ ફતેહમંદ ઉતારી શક્યો હતો, અને તેમ થવાથી સામાન્ય સંરક્ષણ અર્થે તેમજ કોઇ લડાઈ કરવી પડે તે વેળા તેમની શામિલગીરીની સમ્મતિ મેળવી શક્યો હતો આ સ્વદેશાભિમાનસૂચક પ્રયાસોનું પરિણામ એ નિપજ્યું કે પોતાના માલિકની નોકરીમાં જોડાયાના સમયથી આરંભીને દશ વર્ષમાં પ્રજા એકત્ર બની જોડાયલી રહે એવું ઐક્ય સ્થાપવામાં અને મરાઠા રાજ્યને છેદી ભેદી નાખવા જે કલેશ ડોળા કાઢી રહ્યો હતો તેનાં કારણો ખસેડી નાખવામાં બાલાજી ફતેહમંદ થયો. આ કારણથી પોતાની મતલબ સાધવા લડનારા મુગલ સરદારો અને દિલ્હીના મોટા દરબારના વજીરો પ્રથમ જેમ શિવાજી અને તેના સરદારોને માન આપતા હતા તેમ રાજા શાહુને પણ થોડાજ વખતમાં માન આપવા લાગ્યા, અને લાંબો સમય વ્યતીત નહીં થયો તે પહેલાં દિલ્હીનો નારાજ થએલો દરેક પક્ષ પોતાના લાભોની વૃદ્ધિ માટે શાહુની મદદ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો.

મરાઠી સત્તાની ભૂમિના આ વિસ્તારથી શિવાજી જે વખતે ગાદીએ બેઠો તે વખતે મુલકી બંધારણ કરેલું તેમાં પુષ્કળ સુધારો વધારો કરવાની આવશ્યકતા જણાઇ. જૂનાં અષ્ટ પ્રધાન સભાનાં મુખ્ય લક્ષણો પ્રથમના જ પ્રકરણમાં વર્ણવામાં આવેલાં છે. સંભાજીના અમલમાં અવ્યવસ્થા થઇ અને

દાભાડે, ઉદાજીરાવ પોવાર, પરસોજી ભોસલે, અને બીજા સરદારો જેમણે શાહુને પક્ષ લીધો હતો, તેમના ઉપર મોકલેલુ કહેણુ ફલિત થયુ વળી યોજના એવી રીતની કરવામા આવી કે તે વડે જૂના અષ્ટ પ્રધાન રાજ્ય સભાના સ્તંભરૂપ, પંત સચિવ અને પંત પ્રતિનિધિની ખાત્રી થઇ કે સામાન્ય સંપમાં જોડાઇ રહેવાથી જ અમાના લાભો સચવાશે.

લગભગ આ સમય ખંડેરાવ દાભાડેએ વિગ્રહ દરમ્યાન અને શાહુના રાજ્યનાં પ્રથમના વર્ષોમાં તેણે જે મહત્વની સેવાઓ બજાવી હતી તેના સ્વીકાર અર્થે સેનાપતિનો ખિતાબ બક્ષવામા આવ્યો પરસોજી ભોસલેને સેનાસાહેબ સુબાના ખિતાબનું માન મળ્યું. તેમણે ખાનદેશ અને બિરારમાં જે લાભો સંપાદન કર્યા હતા તે તેમને આપી દેઇ તેમની જ પાસે રહેવા દેવામા આવ્યા, અને તેમણે પશ્ચિમ ભણી ગુજરાતમા, અને પૂર્વે ભણી ગોંડવણુ રાષ્ટ્રમાં, પોતાની ભવિષ્યની ફતેહો માટે યોગ્ય રીતે માર્ગ ખુલ્લો થયલો જોયો. ઉદાજી પવારને માળવામાં એવીજ રીતે રાજ્યલોભ તૃપ્ત કરવા પરવાનગી આપવામાં આવી. આ ત્રણ મોટા સરદારોને વચન આપવામાં આવ્યું કે તેઓ મધ્ય સત્તાની જોડે સંયુક્ત રહીને પોતાનું કાર્ય બજાવતા રહેશે તો, તેમની પ્રાપ્તિઓના દાવાને વાજબી ઠરાવવા અર્થે દિલ્હીના શહેનશાહોની બહાલી મેળવવામાં આવશે. અકલકોટના ફતેહસીંગ ભોંસલેને શાહુના લશ્કરનો સેનાપતિ નીમવામાં આવ્યો, અને દક્ષિણમા કર્ણાટકની જીત આગળ વધારવા તેને આજ્ઞા આપવામાં આવી પ્રતિનિધિઓ, પિતા અને પુત્ર, એ બન્નેએ, એવી ઉત્તમ સેવા બજાવી હતી કે (પહેલા એ વિગ્રહ દરમ્યાન, અને બીજાએ કોલાપુર ખટાઉ મહારાજ અને કોકણુના સીધીઓ જોડે લડાઇઓ થઇ તેમાં) તેમને **વારના અને નીરા** નદી વચ્ચે આવેલા રાજ્યનાં જૂનાં પ્રગણાઓ હસ્તગત કરવામાં આવ્યા.

કાન્હોજી આંગ્રેને મરાઠા રાજ્યની નોકરીમાં મુખ્ય નૌકા સેનાધિપતિ નીમવામાં આવ્યો અને કોકણુમાં તેણે જે

તેમની પાસે રહેવા દેવામાં આવ્યા. ગોવિંદરાવ ચિટનિસે વિગ્રહ દરમ્યાન સારી નોકરી બજાવી હતી તેથી તેને પણ એક ફોજની સરદારી આપવામાં આવી. આવી રીતે મોટા મોટા સરદારોને સત્તા અને હક્ક વહેંચી દેવામાં આવ્યાં. બાલાજી વિશ્વનાથ તો મુલકી કામોમાં શાહુનો મુખ્ય સલાહકાર રહેવામાં જ મગ્ન રહેતો, અને તેની લશ્કરી સત્તા તો દૂર આવેલા પ્રાપ્ત વિનાનો ખાનદેશ અને બાલઘાટમાં રાજાના દાવાઓ જ્યાં લગણ પહોંચતા હતા તેની હદમાં રહી હતી. આ નરના વર્તનનું પ્રસિદ્ધ મુખ્ય લક્ષણ આત્મસંયમ હતો, અને એ વડે જ ઉપલા મોટા સરદારો વચ્ચે સંપનો સંબંધ સ્થાપિત કરવાની પોતાની રાજ્યરીતિ ફતેહમંદ ઉતારી શક્યો હતો, અને તેમ થયાથી સામાન્ય સંરક્ષણ અર્થે તેમજ કોઇ લડાઈ કરવી પડે તે વેળા તેમની શામિલગીરીની સમ્મતિ મેળવી શક્યો હતો આ *સ્વદેશાભિમાનસૂચક પ્રયાસોનું પરિણામ એ નિપજ્યું કે પોતાના માલિકની* નોકરીમાં જોડાયાના સમયથી આરંભીને દશ વર્ષમાં પ્રજા એકત્ર બની જોડાયલી રહે એવું ઐક્ય સ્થાપવામાં અને મરાઠા રાજ્યને છેદી ભેદી નાખવા જે કલેશ ડોકાં કાઢી રહ્યો હતો તેનાં કારણો ખસેડી નાખવામાં બાલાજી ફતેહમંદ થયો. આ કારણથી પોતાની મતલબ સાધવા લડનારા મુગલ સરદારો અને દિલ્હીના મોટા દરબારના વજીરો પ્રથમ જેમ શિવાજી અને તેના સરદારોને માન આપતા હતા તેમ રાજા શાહુને પણ થોડાજ વખતમાં માન આપવા લાગ્યા, અને લાંબો સમય વ્યતીત નહીં થયો તે પહેલાં દિલ્હીનો નારાજ થએલો દરેક પક્ષ પોતાના લાભોની વૃદ્ધિ માટે શાહુની મદદ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો.

મરાઠી સત્તાની ભૂમિના આ વિસ્તારથી શિવાજી જે વખતે ગાદીએ બેઠો તે વખતે મુલકી બંધારણ કરેલું તેમાં પુષ્કળ સુધારો વધારો કરવાની આવશ્યકતા જણાઇ. જૂનાં અષ્ટ પ્રધાન સભાનાં મુખ્ય લક્ષણો પ્રથમના જ પ્રકરણમાં વર્ણવામાં આવેલાં છે. શંભાજીના અમલમાં અવ્યવસ્થા થઇ અને

તે પછી ઔરંગજેબે દખ્ખણની જીત કરી તેથી ઉપલું નબ્બમંધારણ પોતાની મેળે રદ થયા જેવી સ્થિતિમા આવી ગયું. રાજારામે પોતાના જિંજીના દરબારમાં ફરી તે સ્થાપવા પ્રયત્ન કર્યો હતો ખરો પરંતુ વિગ્રહના ખળભળાટના સમયમા આવુ બધારણ જૂની રીત પ્રમાણે નભે એમ ધારી શકાય નહિ. તે સમયની જરૂરીઆતો એવી હતી કે દીવાની કે ફોજદારી સત્તા, ગમે એટલું નુકસાન થાય તોપણ બળવાનને આપવી જોઇએ. જિંજીને જે ઘેરો ઘાલવામા આવ્યો તેના ઉપયોગી બનાવોથી ભરપુર મુદત દરમ્યાન મરાઠા લશ્કરી સભાઓ ઉપર સર્વોપરી રના પ્રલ્હાદ નીરાજી ચલાવતો હતો; અને તેનું મરણ નિપજ્યુ ત્યારે દખ્ખણ તરફ રાજારામ પાછો ફર્યો ત્યારે વિગ્રહની જંજાળથી તે એટલો તો ગ્લાનિગ્રસ્ત હતો કે વિગ્રહ સમાપ્ત થઇ ગયો તોપણ અષ્ટ પ્રધાન સભા મોકૂફ જ રહી જ્યારે શાહુ સતારામા રાજ્યગાદી ઉપર બેઠો ત્યારે એ આઠ પ્રધાનોની રાજ્યસભા ફરી સજીવન કરવા પ્રયત્ન કરવામા આવ્યો હતો પણ તે ગોઠવણ પલટાઇ ગયલા સંજોગોને અનુકૂળ જણાઇ નહીં. બેશક શિવાજીએ બહુ સાવધાનપણે અષ્ટ પ્રધાન સભાની રચના કરી હતી પરંતુ સુવ્યવસ્થિત રાજ્ય સ્થાપિત થયું હોય ત્યારેજ તે ઉપયોગમા આવી શકે. રાજ્ય વ્યવસ્થાની ગેરહાજરીમા એ સભા અસલી રીત પ્રમાણે ચાલી શકે એમ તો બને નહીં, અને શાહુમા પોતાના દાદાના સદ્‌ગુણો નહોતા તેમજ તે પોતાની યોજનાઓ સંબંધે સઘળા વર્ગના લોકોનો ભરોસો પોતાના દાદાની પેઠે મેળવી શક્યો નહોતો; વળી રાજ્ય જ્યારે નાના વિસ્તારમા હોય ત્યારેજ એવી સભા સારી રીતે ચાલી શકે પણ વિગ્રહના કારણથી મરાઠાઓ નર્મદાથી કાવેરી સુધી આખા દેશમા પસરી રહ્યા અને તેમના સરદારો પોતાના જીતેલા રાષ્ટ્રો મુગલોની સત્તાથી ઘેરાયલા નોખા નોખાં સ્થળોમા ધરાવતા થયા, ત્યારે જૂની રીત ચાલી શકેજ નહીં અને સ્વાભાવીક રીતે અષ્ટ પ્રધાનની યોજના પડી ભાગી. બાલાજી વિશ્વનાથે પોતાની પ્રેરણા બુદ્ધિ વડે તે જોઇ લીધું અને

પલટાઈ ગયેલા સંજોગોને અનુસરીને વર્ત્યો; પરંતુ સભાસદોનો મોભો તો હજુ સુધી સતારામાં આવેલા શાહુના દરબારમાં જળવાઇ રહ્યો હતો; ખરી સત્તા ને કબજો તો તેમના હાથમાંથી જતાં રહ્યાં હતાં. માત્ર નામના જ તેઓ સભાસદ હતા. જ્યારે તેમને દાભાડેના લશ્કરોની અને બિરારમાં ભોંસલેની જ પ્રાપ્તિઓની વ્યવસ્થા કરવાની હતી અને શુદ્ધ મરાઠા રાષ્ટ્રોની સીમાની પેલીપાર દક્ષિણ અને પૂર્વમાં મુગલ હાકેમોની જોડે લડવું હતું ત્યારે એ સ્થિતિ હતી. મરાઠા દેશમાં વિખુટા પડવાનાં તત્ત્વો સદા બળિષ્ટ હતાં અને વિગ્રહો અને તેનાં પરિણામો વડે એ તત્ત્વો મજબૂત થયાં હતાં, અને જે સદ્‌ગુણો વડે મધ્ય રાજ્યની ફતેહ નિશ્ચયપૂર્વક થઇ હતી તે દુર્બળ થયા હતા. બાલાજી વિશ્વનાથે થોડાજ વખતમાં જોઇ લીધું કે શક્ય વ્યવસ્થા એજ છે કે શિવાજીએ વિદેશીઓ વિરૂદ્ધ સામાન્ય કૃતિની ગતિ અર્થેજ માર્ગ દેખાડ્યો છે તેને અનુસરીને મોટા સરદારોને એકત્ર કરી એકસંપી રાજ્ય સ્થાપન કરવું. પણ બીજી બધી બાબતોમાં પરસ્પર વહીવટ અને સત્તા સંબંધે એ રાજ્યના જુદા જુદા ભાગોની હકુમત સરખી રાખી મોટા સરદારોએ તેમનાં પોતાનાં સાધનોથી પોતાના સ્વાભાવિક ને મુલકી હદની બહાર દેશના જુદા જુદા ભાગમાં પોતાને માટે પ્રાપ્તિઓ કરી હતી તેમને સંયુક્ત રાખવાનો એ એકજ માર્ગ શક્ય છે. શુદ્ધ મહારાષ્ટ્ર બધી બાજુએ, સાવનુર, હૈદરાબાદ, ગુજરાત અને માળવામાં મુગલ હાકેમોથી તથા પશ્ચિમ કાંઠા ઉપર સીદીઓ, ફિરંગીઓ, ને અંગ્રેજોથી ઘેરાયલો હતો. વિખરાઇ ગયલી મરાઠા છાવણીઓને એકત્ર કરવાથી અને તે છાવણીઓમાં નિપુણ પુરૂષોના હાથમાં હકુમતની દોરી આવ્યાથી જ ઉપલા લોકોને ખાળી શકાત. સામાન્ય હિતનાં કાર્યોમાં તેઓ જોડાયલા રહે અને પોતાનું સમગ્રબળ બતાવી આપે અને તે એવી શરતે કે પોતપોતાની હદમાં સત્તા ભોગવે અને જ્યાં લગણ તેઓ જૂના ચીલા ઉપર ચાલવાને પ્રેરાયલા રહે ત્યાંસુધી સંપમાં ભંગાણ પડવાનો સંભવ રહ્યો નહોતો.

બાલાજી વિશ્વનાથ અને તેના સલાહકારોએ આ માર્ગ સ્વિકાર્યો અને અસલી અષ્ટ પ્રધાન યોજનાને બદલે મગદા સંયુક્ત રાજ્યોનું બંધારણ નિર્મિત થયું અને તે બીજાં સો વર્ષ સુધી અખિલ ભરતખંડના બનાવો ઉપર સર્વોપરી થયું.

આ યોજના સરસ રીતે ફતેહમંદ ઉતરી તેનો પુરાવો આ વાતથી જણાય છે કે તે થકી તાત્કાલિક હેતુ પાર પડયો એટલુંજ નહિ પણ સો કરતાં વધુ વર્ષ પર્યંત કટોકટીના વખતમાં તેમાં કાંઇ ખલેલ પહોંચવા પામી નહિ, અને એના સાધન વડે મરાઠાઓ ગુજરાત, માળવા, બુંદેલખંડ, ઓરીસા, ગોંડવણ, નીમાદ ને તુંગભદ્રા સુધી કર્ણાટક જીતવાને શક્તિમાન્ થયા. વળી તેઓ રજપૂતાનાના રજવાડાઓમાં તેમજ દિલ્લી દરબારમાં ઉપરીપણું ભોગવતા થયા અને પ્રજાના હિતને અનુકૂળ જણાતું તે પ્રમાણે શહેનશાહોને ગાદી ઉપર બેસાડતા કે પદભ્રષ્ટ કરતા, એ ઉપરાંત એટક્ષ સિંધુ નદી સુધી પોતાની સત્તા લંબાવી અયોદ્ધા અને બંગાળાના અને પૂર્વે ઓરીસાના નવાબો ઉપર ઉપરીપણું ભોગવતા; વળી હૈદરાબાદના નિઝામ સાવનુર, અને કર્ણાટકના નવાબના મુલકોની હદમાં ફેરફાર કરતાં આગળ ચાલતાં, હૈદર અને ટીપુના મુલકોમાં પણ એવીજ છૂટ લેવા, ફિરંગી લોકોને વસઈમાંથી હાંકી કાડવા અને અંગ્રેજોના વિરૂદ્ધ સરખી પાયરી ઉપર રહી એ વિગ્રહો ચલાવવા શક્તિમાન્ થયા.

એજ સાધનવડે પાનીપતમાં થયલા ભારે પરાજયની સામે તેઓ ટકી શકયા અને દિલ્હી તથા ઉત્તર હિંદુસ્થાનમા પોતાનું રાજ્ય ફરી સ્થાપન કરી શકયા આ યોજના એકસો વર્ષના પ્રયોગ પછી નિષ્ફળ થઈ ખરી પણ તેનું કારણ પોતે પોતાની સમૃદ્ધિ વધારવા અસલી માર્ગનો તેમણે ત્યાગ કર્યો એજ હતું. આ સંયુક્ત રાજ્યની પ્રવૃત્તિએ સો વર્ષ દરમ્યાન લડાઈઓ થઈ તેમાં તેમણે જે ફતેહો મેળવી ને સ્થળો જીત્યાં તે ઉપરથી જાણી શકાય છે. એનો ઉપાડું છે કે અસલી અષ્ટ પ્રધાનની યોજનાવડે

તેઓ આટલે દરજ્જે ફાવી શકત નહિ.

અલબત્ત આ પ્રાબલ્યમાં દુર્બળતાની એક જડ સમાયલી હતી અને તે બાળાજી વિશ્વનાથને તેના સલાહકારો અને તેમના વંશજોના જાણવામાં હતી તેટલે અંશે બીજા કોઈના જાણવામાં નહોતી. જ્યારે સામાન્ય ચાલતી આવેલી પ્રકૃતિ તથા સામાન્ય સ્વદેશાભિમાનની લાગણીથી એકાકાર નહિ રહે ત્યારે તો આ સંયુક્ત રાજ, રેતીની એક રજ્જુ ગણી શકાય. બાળાજી વિશ્વનાથની મોટી ખૂબી એ હતી કે ખરી સ્થિતિ તે સમજી શકતો ને તેની સાથે તેની ખામીઓથી તે અજાણ્યો નહોતો.

અષ્ટ પ્રધાન સભા ફરીથી સજીવન થઇ શકે તેમ ન જણાવાથી તેને સ્થાને તેણે સંપનાં બીજાં બંધનો ગોઠવી દીધાં, એવી રીતનાં કે આ અનિવાર્ય ફેરફારનાં દૂષણો બહુજ ઓછાં રહે, આ નવી રાજ્યપદ્ધતિનાં મુખ્ય લક્ષણો સંક્ષેપમાં નીચે પ્રમાણે વર્ણવી શકાયઃ—

( ૧ ) એ સંયુક્ત રાજ્ય શિવાજીએ બતાવેલા વર્તનવડે અને તેના પૌત્ર શાહુની જાતને માન આપી પ્રેમભાવ રાખ્યાથી એકત્ર રહી શકે. જે ચાલીસ વર્ષના અરસામાં સર્વોપરી સત્તા શાહુ ભોગવતો હતો તે દરમ્યાન દરેક સરદાર તેના પ્રતિ વહાલ સત્કાર સહિત વર્તતો. સંયુક્ત રાજ્યના સભાસદોને આ બંધન પરસ્પર વળગી રહેલા રાખતા અને તેને દ્રઢ કરવા અર્થે બાળાજી વિશ્વનાથે જેટલો બની શકે એટલો પ્રયાસ કર્યો હતો. મુલકી તેમજ લશ્કરી સરદારોને જે સનદો આપવામાં આવતી તે દરેક શાહુના નામથી બહાર પડતી અને તેના હુકમથી જ સઘળા ખિતાબોને માનસૂચક ઇલ્કાબો બક્ષવામાં આવતાં. ચલણી નાણાના સિક્કાઓ તે પાડતો. દરેક તહનામું તેના નામથી કરવામાં આવતું, અને દરેક કરવા ધારેલી ચડાઇની વિગતો તેના તરફ મોકલવામાં આવતી.

( ૨ ) આ એકસંપી રાજ્યને એકત્ર રાખવાને બીજું મોટું તત્વ એ હતું કે શાહુ કેંદ્રરૂપ હતો એટલુંજ નહિ પણ સંયુક્ત રાજ્યનાં જુદાંજુદાં

અંગની સત્તાનું સમતોલપણુ સાચવી રાખવા બહુ ચતુરાઇથી પોતાના મધ્યસ્થ પણાનો ઉપયોગ કરતો બાનાજી વિશ્વનાથના સમયમાં તે મુલકી અગલની તમામ બાબતોમા શાહુનો મુખ્ય સલાહકાર હતો પરંતુ તેની પાસે લશ્કરી હકુમત બહુ થોડી હતી એ પછીના બે પેશ્વાઓના સમયમા જ્યારે તેમની લશ્કરી સત્તામા વધારો કરવા પ્રયત્નો થયા અને તેમ થવાથી બીજા સેનાપતિઓને હાનિ પહોચે તેમ હતું ત્યારે શાહુ વચ્ચે પડયો અને એક તરફ બગાળા તથા ગંગા નદીની ખીણુમા ચાલેલા વિગ્રહમા પેશ્વાની સત્તા અને બીજી તરફ પશ્ચિમ કાંઠા તરફ દાભાડે ને ગાયકવાડની અને નાગપુરના ભોસલેની સત્તામા ખલેલ પહોચે તેનો તેણે અટકાવ કર્યો આગળ ચાલતા સિધીઆ અને હોનકરના કુળો વચ્ચે જ્યારે પરસ્પર ઝગડા થતા અથવા પેશ્વાએ ગાયકવાડો અને ભોસલેઓ જોડે મતભેદ થતો અને જ્યારે તેમણે સત્તા વધારવા યત્ન કર્યો ત્યારે પણ સત્તાનુ સમતોલપણુ કાયમ રાખવા એજ રીતે તજવીજ થઇ હતી દાભાડેઓ અને તેમના પછી સત્તાધીશો થયલા ગાયકવાડો, પેશ્વાઓ પડે અને તેમના મદદનીશો સિધીઆઓ અને હોનકરો અને પાછળથી ઘુડેલેઓ વિનચુરકરો એ બધા સો વર્ષ સુધી ભરોસો રાખી સપસપી કામ કરતા રહ્યા અને તે એકે જુદાજુદા સત્તાધીશો એક બીજાના હકને માન આપશે અને કોઇને સત્તામા એકદમ વધવા દઈ બીજાઓને હાનિ નહિ પહોચાડે, અને એ ભરોસો રાખવામાં તેઓ કોઇ વખત પણ આશા ભગ થયા નહિ આવી રીતે એક બીજાની આમન્યા રાખી સો વર્ષસુધી તેઓ હળીમળી રહ્યા. સનદો અને તહનામાઓ વડે જુદાજુદા સત્તાધીશોનું સરખાપણુ ખાત્રી ભરેલી રીતે જળવાઇ રહેતુ અને બાલાજી બાજીરાવના સમયમા દિલ્હીના શહેનશાહો જોડે જે પ્રખ્યાત તહનામુ થયુ તેમા આ સરખાપણુ પેશ્વાના બે મ્હત્વવાળા મદદનીશોએ ખાત્રીપૂર્વક જાહેર કર્યું હતું. પોતાનો માલેક વચન પાળશે તે માટે જામીન પડી તેમણે કહ્યુ કે જો તે પોતાના વચનનનો ભંગ કરે તો અમે તેનો પક્ષ તજી દઈશું', એક સપી રાજ્યમડળીઓનો આવશ્યક વિચાર એવો રહેતો કે તેના ભિન્નભિન્ન

અંગોએ સૌના લાભાર્થે સત્તાનું સમતોલપણું કાયમ રાખવું. આજ ભરોસાને આધારે આ એક સંપીરાજ આટલી બધી પેઢીઓ સુધી ટકી રહ્યું.

( ૩ ) ઉપર જણાવેલા બે બંધનો આ એકસંપી રાજ્યને, ભાવના અને દેશાભિમાનવડે, સંયુક્ત રાખી શકયાં હતાં. તે ઉપરાંત તેઓ પોતપોતાનું કર્તવ્ય બજાવતા ગયા તેમાં ઐકય જળવાઈ રહે તે અર્થે સામાન્ય હિતનું એક પ્રકારનું મધ્ય બિંદુ મુકરર કરવાની બાલાજીએ સાવચેતી વાપરી હતી. જ્યારે તેણે દિલ્હીમાં ખટપટ કરી દખણમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા શહેનશાહની મંજૂરી સંપાદન કરવા ત્યાં ફતેહ મેળવી ત્યારે તેણે એવી ગોઠવણ કરી કે એ કર ઉઘરાવવાનું કામ શાહુની રાજ્ય સભાના બે મુખ્ય અષ્ટ પ્રધાન સભાસદો અને પોતે, એમ ત્રણ જણ વચ્ચે, વહેંચણી કરી અને તે એવી રીતે કે માંહોમાંહે અથડાઅથડીનો સંભવ રહે નહિ. રાજાના ભાગનો કર ઉઘરાવવા તેના પોતાના મુલકમાં તેમજ બીજે સ્થળે પ્રતિનિધિ પેશ્વા અને પંત સચિવ એમ ત્રણ જણ મુકરર થયા, જ્યારે ચોથ અને સરદેશમુખીના વેરાઓ દખણ સુબાઓની હદબહાર ઉઘરાવવામાં આવ્યા ત્યારે એજ ધોરણ, વ્યાવહારિક રીતે નહીં તો, કાનુનની નજરે અમલમાં આવતું. સત્તાની વહેંચણી એવી રીતે ગોઠવવામાં આવી હતી કે સામાન્યહિત દરેકનું પોતાનું જ હિત છે એમ તેઓ સમજવા લાગ્યા હતા.

( ૪ ) શુદ્ધ મરાઠી રાષ્ટ્રમાં પણ મોટા સેનાપતિઓ ઇનામ અને વતનની રીતે જમીન ધરાવતા હતા ને આવી રીતે વંશપરંપરા જાગીરો તેમની છાવણીઓથી દૂર હોવાથી તેમની વફાદારીની જામીનગીરી સચવાતી.

( ૫ ) આ આવશ્યક લાભો ઉપરાંત એક સામાન્ય ફરજ આ સઘળા સેનાપતિઓ ઉપર એવી નાખવામાં આવી હતી કે તેમણે પોતાના વહીવટનો છેવટનો હિસાબ રાજ્ય તિજોરીમાં રજુ કરવો. મધ્યબિંદુ તરીકે મોટું ફડનિસ અથવા સેક્રેટ્રીએટ ખાતુ સ્થાપવામાં આવ્યું હતું અને ત્યાં હિસાબ

તપાસવામા તથા સરખાવવામાં આવતો.

( ૬ ) મધ્ય તિજોરી હિસાબીખાતા ઉપરાંત મરાઠા ફોજો અને કિલ્લાઓમા દરેક સેનાપતિ પાસે મધ્ય સત્તા તરફથી નીમેલા અમલદારો રહેતા અને આ અમલદારો આ સેનાપતિઓના હિસાબો તપાસતા અને છેવટ જ્યારે એ હિસાબની તપાસણી મધ્યસત્તા સ્થળે થતી ત્યારે આ અમલદારોને જવાબદાર ગણવામા આવતા આવી રીતે મધ્યસત્તાના પ્રતિનિધિઓ દરેક સરદારની જોડે જ રહેતા અને તેની કઇ નઠારી ચાલ જણાય કે તેની વિરુદ્ધ કંઈ ખૂમાટો થાય તો તેના સમાચાર તેઓ મધ્ય સત્તાને પહોચાડતા. આ અમલદારોને દરકદાર કહેતા મોટા સરદારોની જોડે રહેનાર દીવાન, મજમુનદાર, કે ફડનીસ, અને નાના સરદારોની જોડે, સબનિસ, ચિટનીસ, જમીદાર કે કારખાનિસ અને તેમનું કર્તવ્ય માત્ર હિસાબી હતું સ્થાનિક સેનાપતિઓના હિસાબ રાખવાનો તેમને જ હક્ક હતો અને મધ્ય ખાતાઓના ઉપરી વિના કોઇ તેમને ખસેડી શકે તેમ નહોતું

આ ૭ જુદી જુદી રીતે બાલાજીવિશ્વનાથે શાહુએ રચેલું એકસંપી રાજ્યનું ધોરણ જેમ બને તેમ ઓછા દૂષણવાળું રહે તેવો પ્રયાસ કર્યો હતો. અને જ્યાસુધી આ યોજનાઓ અખંડ રહે ત્યાસુધી મધ્યસત્તા તમામ રાજવહિવટ ઉપર દેખરેખ રાખના શક્તિમાન્ હતી. ખરું છે કે આ ગોઠવણુમા ક્ષીણતા અને નાશના બી રહેલા હતાં પણ લગભગ એક સૈકા સુધી તેના અંકુર ન ફુટે એવો યથાવત્ અંકુશ રાખવામા આવ્યો હતો મિ. માઉન્ટસ્ટુઅર્ટ એલફિન્સ્ટન અને તેના મદદનીશો કબુલ કરે છે કે આ પદ્ધતિ તર્કની રીતે જોતા દૂષણથી ભરપૂર જણાય છે. પરતુ તે વહેવારની રીતે સુખશાન્તિ અને ઉન્નતિજનક થઇ પડી, અને તેમાથી મરાઠાસત્તા પ્રતિમાન અને ભયની નજરથી આસપાસના રાજ્યો જુએ તેવી નિપજી એ ફળ થયું. આ બધા અંકુશ, સ્થાપિત થયલી રાજ્યસત્તાની મંજુરી વડેજ ઉપયોગમાં આવ્યા હતા તે વિના અસરકારક રીતે તેનો અમલ થવો અશક્ય હતો

અને બાલાજી વિશ્વનાથની જિંદગીનાં છેલ્લાં વર્ષો એ જ કાર્ય સિદ્ધિ માટે વપરાયાં હતાં એટલે કે સ્વરાજ્ય, ચોથ અને સરદેશમુખીના હકકો દિલ્હીના શહેનશાહના તરફથી મરાઠા એકસંપી રાજ્યને મળે. આ પ્રાપ્તિવડે મરાઠા સત્તાનું વાસ્તવિકપણું સ્થાપિત થયું, કેમકે તે વિના બળાત્કાર અને હકુમત વચ્ચે કાંઇ ભેદ રહેતો નથી. બાલાજીવિશ્વનાથની વ્યવસ્થાપક બુદ્ધિનું આ એક અતી ઉજ્જવળ કાર્ય હતું અને જોકે એ પદ્ધતિની ફતેહમાં બીજા ઘણાઓએ મદદ આપી હતી તોપણ મરાઠા એકસંપી રાજયના મુખ્ય સ્થાપક શિવાજીથી ઉતરતી એટલે બીજી પંક્તિનો તે ગણાય તે અર્થે આ પ્રાપ્તિ સતત સાધનરૂપ અવશ્ય રહેશે.

## પ્રકરણ ૧૧ મું.

### ચોથ તથા સરદેશમુખી.

ગત પ્રકરણમાં પહેલા પેશ્વા બાલાજીવિશ્વનાથની યોજનાજનકબુદ્ધિ અને તેના ધૈર્યવાળા ચાતુર્યવડે અંધાધુંદીમાંથી વ્યવસ્થાનું પ્રગટીકરણ કેવી રીતે થયું તે દેખાડવા પ્રયાસ કરવામાં આવ્યો.

હવે જે કંઇ વર્ણવાનું છે તેના ઘણાક ભાગનો સમાવેશ પ્રથમના પ્રકરણમાં કરી દેવામાં આવ્યો છે. એવા હેતુથી કે જ્યારે શિવાજીનું નાનું સરખું રાજ્ય વિસ્તાર પામીને સામાન્ય ઉદ્દેશ આત્મક મોટું સંયુકત રાજ્ય બન્યું ત્યારે જે મોટી ઉથલપાથલ થઇ તે પ્રધાનપણે પ્રતીત થાત. ૧૭૨૦ માં બાલાજીવિશ્વનાથનું મૃત્યુ થયું તે અગાઉ શાહુના રાજ્યાભિષેકને કારણે ફેરફાર થયો તેના પરિણામરૂપે મરાઠા આગેવાનોએ જે અધિક હકકો માગ્યા તે માટે વાસ્તવિક બડાઇ મેળવી તેણે એક કરતાં પણ વિશેષ જય પ્રાપ્ત

કર્યો અસલી મુસલમાન રાજ્યકર્ત્તાઓ પાસેથી હકુમત સરી જઈ મરાઠા એકસપી રાજ્યના કબજામા ગઈ, તેનુ આખ્યાન એવા પ્રકારના લક્ષણ ધરાવે છે કે ભરતખડના ગત ઇતિહાસમા તેની જોડ ભાગ્યેજ જડી શકે એ સદીના પ્રથમના વર્ષોમા મહાન્ મારક્વિસ ઓફ વેલેસ્લીએ સાહેકારી રાજ્યોના વહિવટની પદ્ધતિ સ્થાપી બ્રિટિશ કમ્પનીને આખા ભરતખડ ઉપર સર્વોપરિપણુ અપાવી જય મેળવ્યો તેના વૃત્તાતને આ વાત યથાવત્ મળતી આવે છે

ખરૂ પૂછાવો તો સો વર્ષ પૂર્વે મરાઠા આગેવાનોએ દિલ્હીની શહેનશાહતના સત્તાધિશો પાસેથી ચોથ અને સરદેશમુખીની સનદ પ્રાપ્ત કરી તે વખતે જે યોજના તેમણે ગ્રહણ કરી હતી તેને નવેસર વિશેષ વ્યવસ્થિત પાયા ઉપર આણવા સમાન ઉપનો વેલેસ્લીનો સ કલ્પ ગણી શકાય. ૧૭૧૮ મા મુગલ શહેનશાહે બક્ષેલા ચોથ અને સરદેશમુખીના હકોનુ ખરૂ લક્ષણ પચાસ વર્ષ પહેલા મરાઠા રાજ્યના સ્થાપક પોતાની કારકિર્દીના આરભમા જ જે રૂપે આ દાવાઓ, રજુ કર્યા હતા તેનો ટુકો ઇતિહાસ જાણ્યા વિના બરાબર રીતે સમજી શકાય તેમ નથી છેક ૧૬૫૦ મા જ્યારે શિવાજીના રાજ્યનો વિસ્તાર પુના અને સુપામા તેના પિતાની જાગીર અને નજીકના થોડાક કિલ્લાઓની હદથી બાહેર નહોતો, ત્યારે આ દાવાઓની પ્રથમ ચર્ચા કરવામા આવી હતી શિવાજીનો રાજ્યલોભ મરાઠા દેશમા જ સરદેશમુખી વતન સપાદન કરવો એવો જણાય છે

તેનુ કુળ પ્રતિષ્ઠિત અને બે પેઢીઓ સુધી વગવાળુ હતુ પરતુ જે પ્રાચીન દેશમુખ કુળોની જોડે લગ્ન સબધ જોડાયો હતો જેમકે માલવડીના ઘાડગેઓ જોડે ફલટનનાં નિમ્બાલકરો જતના ડફળેઓ અને સાવન્તવાડીના ભોસલેઓ જોડે, તેમની સાથે તેના પિતા કે દાદા સમાનતાનો દાવો કરી શકે નહિ આ દેશમુખો આદિલશાહી અને નિઝામશાહી રાજ્નોની સ્થાપના થઇ તે વખતથી જ તેમણે વશપરપરા વતન મેળવ્યા હતા

એવો દાવો કરતા હતા. દેશમુખ તરીકે રાષ્ટ્રની સનાહશાંતિને માટે તેઓ જવાબદાર હતા અને મહેસુલ ઉઘરાવવાનું કામ તેમને હસ્તક હતું આ મહેસુલમાંથી સુમારે દશ ટકા તેમને મળતા તેમાંથી પાંચ ટકા રોકડનાણું અથવા ધાન્યરૂપે અને પાંચ ટકા ખેડવાલાયક જમીનની બક્ષિસ રૂપે સ્વાભાવિક રીતે આ સરદેશમુખી વતનની સનદ પ્રાપ્ત કરવા શિવાજી આતુર હતો અને ૧૬૫૦ માં જુન્નર અને અહમદનગરના પ્રાન્તોમાં સરદેશમુખી વેરા માટે અરજ શહેનશાહ શાહજહાં સમિપ તેણે રજુ કરી હતી એમ વિદિત કરીને કે મારા કુળના વંશપરંપરાથી ચાલતા આવેલા એ વતનહક્કો છે શિવાજીએ એવી માગણી કરી હતી કે મારી સેવાનો જો સ્વીકાર કરવામાં આવે તો પાંચહજાર ઘોડેસ્વાર સહિત મુગલ રાજ્યની નોકરીમાં દાખલ થવા હું તૈયાર છું શિવાજી જાતે દિલ્હીમાં આવી એ દરખાસ્ત રજુ કરે તે વખત સુધી આ તેની માગણી શાહજહાંએ મુલતવી નાખી હતી ૧૬૫૭ માં પોતાના પિતાના ઉપરીપણા તળે દક્ષણમાં ઔરંગઝેબ સરદાર બનીને આવ્યો, ત્યારે શિવાજીએ ફરી પોતાની માગણી રજુ કરી આ સમય એવી દરખાસ્ત કરવામાં આવી કે શિવાજી એક લશ્કર ઉભું કરી દાભોડ અને દરિયા કાંઠા ઉપર આવેલા તેના તાબાના મુલકોનો કબજો શિવાજી લે અને ઔરંગઝેબની ગેરહાજરીમાં તેના પ્રતિસ્પર્ધી ભાઈઓની જોડે વિગ્રહ ચાલે તો તેમાં દક્ષણનું રક્ષણ કરે તેની પરવાનગી માટે ઔરંગઝેબે પોતાના પિતાની રજા માગી ઔરંગઝેબના એલચી તરીકે રઘુનાથ અને કૃષ્ણાજી નામના બે જણને મોકલવામાં આવ્યા, અને તેમને એવી આજ્ઞા આપવામાં આવી હતી કે સરદેશમુખીની સનદને માટે તેમણે ફરી વિનતિ કરવી

શિવાજીની ઇચ્છા પ્રમાણે કોંકણની ફતેહ કરવા ઔરંગઝેબે સત્તા આપી, અને સરદેશમુખી સબંધે એમ વચન આપ્યું કે શિવાજીનો વિશ્વાસુ સનાહકાર આબાજી સોમદેવ જ્યારે દિલ્લી આવશે ત્યારે એ વિષય હું હાથ ધરીશ

માણસને શાહુ તરફ એલચી તરીકે મોકલવામાં આવ્યો અને એકગમ શંકરાજી અને બીજીગમ બાલાજી વિશ્વનાથ એમની વચ્ચે સ્વરાજ્ય અને દખણના છ સુબાઓની ચોથ તથા સરદેશમુખીની સનદ સ્વરાજ્યસહિત ફરી આપી દેવાનો યોજનાએ થઇ કર્ણાટકથી જૂની જાગીર પણ પાછી આપી દેવાની હતી અને નાગપુરકર ભોંસલેએ બેરારમાં જે જીત મેળવી હતી તેના સંબંધે બહાલી આપવાની હતી. પોતાના તરફથી શાહુએ કબૂલ કર્યું કે દશલાખ રૂપિઆની 'પેશકશ' હું આપીશ અને શહેનશાહની નોકરીમાં પંદર હજારની એક લશ્કરી ટુકડી રાખી ચોગરદમ ચાલતી લુટ-ફાટ અટકાવી શાન્તિ સમાધાન જાળવી રાખીશ અને એ લશ્કરના ઉપયોગનો અધિકાર, હાકેમો, ફોજદારો અને દખણ પ્રાંતના બીજા અમલદારોના હાથમાં રહેશે. પોતાના સ્વામી તરફથી બાલાજી વિશ્વનાથે રજુ કરેલી આ શરતો શંકરાજીદ્વારા સૈયદને જાણ કરવામાં આવી. તેણે શરતો સ્વીકારી અને તે પ્રમાણે તહનામાનો ખરડો લખી કાઢવામાં આવ્યો. સૈયદે એવી બોલી કરી કે દક્ષિણ હિંદુસ્થાનમાં આવેલાં રાષ્ટ્રો મહીસુર, ત્રિચિનાપોલી અને તાંજોર જે મારા કબજામાં નથી તે શાહુએ પોતાને ખરચે અને પોતાના સાધનોવડે સંપાદિત કરવાં શાહુએ પોતાને ફાળે આવતો ભાગ, દશ હજાર ઘોડેશ્વાર, તરત સૈયદના લશ્કરની જોડે શામિલ કરી દીધા અને આ ફોજની જોડે તમામ પ્રખ્યાત મરાઠા સરદારો સહચર થયા અને તેમાં મુખ્ય સંતાજી ભોંસલે (સેના સાહેબ સુબાનો એક સગો) ઉધાજીપવાર અને વિશ્વાસરાવ આયવલે હતા.

સૈયદે જે શરતો કબુલ રાખી હતી તે શહેનશાહની બહાલીને માટે મોકલવામાં આવી. પરંતુ સૈયદની સલાહ પ્રમાણે ચાલવા શહેનશાહની મરજી નહીં હોવાથી મંજૂરી આપવામાં આવી નહિ. આમ થવાથી સૈયદે દિલ્લી ભણી કુચ કરી અને તેની જોડે ખંડેરાવ દાભાડે, બાલાજી વિશ્વનાથ, મહાદાજી ભાનુ અને બીજાઓ પંદર હજાર ઘોડેસ્વાર

લશ્કર સહિત ગયા. સહેજ જપાજપી થઈ તેમાં સંતાજી ભોંસલે અને મહાદજી બાનુ માર્યા ગયા ખરા પણ તેની સાથે શહેનશાહને પણ હાર કરવામાં આવ્યો અને તેના પછી ગાદીએ આવનાર મહમદશાહે સ્વરાજ્ય ચોથ અને સરદેશમુખી એવી રીતે ત્રણ સનદો શાહુ મહારાજની વતી બાલાજી વિશ્વનાથને આપી.

આ રીતે સિત્તેર વર્ષ પર્યંત નિરંતર ઝગડો ચાલ્યા પછી, શિવાજીએ પ્રથમ ૧૬૫૦ માં જે દાવા-ઉઠાવ્યા હતા તે વખતે તેણે જે ઉદ્દેશ ગોઠવી રાખ્યા હતા તે શાહુના આગેવાન સલાહકારીઓએ ફતેહમંદીથી પાર પાડયા. જુનું સ્વરાજ્ય પાછું મળ્યું એટલું જ નહીં પણ તે વખત સુધી જેટલી જીત થઇ હતી તેનો સમાવેશ થઇ જાય તેવી રીતે તેની હદમાં વધારો થયો હતો અને ભવિષ્યને માટે તેમાં વધારો થાય તેવો માર્ગ ખુલ્લો થયો હતો. સ્વરાજ્ય સનંદમાં ઘાટની ઉપરનો મુલક અને દક્ષિણમાં હિર્ણ્યકેશી નદી અને ઉત્તરમાં ઇંદ્રાયણીની વચ્ચે શિવાજીએ જુના વખતમાં જે રાષ્ટ્રો જીતી લીધાં હતાં તેનો સમાવેશ થયલો હતો, એટલે કે પુનાના પશ્ચિમ માવલો, સતારા તથા કોલ્હાપુર. આ રાષ્ટ્રો નીચે પ્રમાણે છે.

પુના, સુપા, બારામતિ, ઇંદાપુર, જુન્નર, વાઈ, સતારા, કરહાડ, ખટાઓ, માંડ, ફલટન, તરલા, મલ્કાપુર, અઝરે, પન્હાલા અને કોલ્હાપુર. પૂર્વ બણી મોટામાં મોટો વિસ્તાર ભીમા તથા નીરા નદીઓની ખીણપર પસરાયલો છે. ઘાટની નીચે સ્વરાજ્યમાં આ પ્રમાણે પ્રગણાં છે. ઉત્તર તથા દખ્ખણ કોંકણ, રામનગર, જવાર, ચૌલ, ભીમડી, કલ્યાણ, રાજાપુર, દાભોલ, રાજાપુરી, ફોન્દા, અને ઉત્તરકાંડા. અકોલા તથા કુદાલનો થોડોક બાગ છેક દક્ષિણમાં, ગડગ, હલયાળ, તથા બલ્લરી, શિવાજીએ તાંજોર જોડે સંસર્ગ ટકાવવા અર્થે પોતાના કબજામાં રાખ્યાં હતાં. ઇશાન તરફ શિવાજીનાં સંસ્થાનોમાં, સંગમનેર, બાગલણ, ખાનદેશ અને બેરારમાં આરેલાં પૃથક પૃથક થાણાંઓનો સમાવેશ થતો હતો. આ સાંકડી અને લાંબી

મિત ભૂમિનું સ્વરાજ્ય બન્યું હતું અને તે ખાનદેશ રહિત શાહુને પાછું સ્વાધીન કરવામાં આવ્યું હતું. ખાનદેશને બદલે ભીમા નદીની ખીણને પુરંદર તરફનો ભાગ તેને આપવામાં આવ્યો હતો. જે છ સુબાઓ ઉપર ચોથ ઉઘરાવવાનો હક્ક બક્ષવામાં આવ્યો હતો તે આ પ્રમાણે હતા. બેગર ખાનદેશ, ઔરંગાબાદ, બેદર, હૈદ્રાબાદ અને બિજાપુર. શહેનશાહતના હિસાબમાં એ છ સુબાઓની પેદાશ અઢાર કરોડ રૂપીઆની આંકવામાં આવેલી હતી અને તેમાંથી સરદેશમુખી દશમો અને ચોથ એટલે ચોથો ભાગ શાહુને મળતો.

આ હક્કોનો સ્વીકાર શહેનશાહ તરફથી થાય એ આવશ્યક છે એમ બાલાજી વિશ્વનાથના મન ઉપર દ્રઢ અસર થઇ હતી કેમકે તેને એમ લાગ્યું કે આ સાધન વિના દેશમાં ફરીથી સુખશાંતી પ્રસરશે નહિ. દખણના જુદા જુદા ભાગોમાં જુદા જુદા સેનાપતિઓએ જે સત્તા સ્થાપન કરી હતી તેની ગોઠવણમાં કંઇપણ ટકાઉપણું હતું નહિ. દરેક મોટા સરદારને ખબર તો હતી કે જુના અને નવા વહિવટની વચ્ચે સંયોગ થાય એવું બંધન નક્કી કરવું એ સૌના હિતની વાત છે. મોગલ હાકેમો ને ફોજદારો અને સર્વ પ્રકારના મુનફી સત્તાધીશો તથા જુની પદ્ધતિ પ્રમાણે સત્તાવાન થએલા મરાઠા સેનાપતિઓ વચ્ચે ચોથની સનદમાં એવો કરાર હતો કે શહેનશાહની નોકરીમાં શાહુએ ૧૫૦૦૦ ઘોડેસ્વાર ભિન્ન ભિન્ન પ્રગણાઓમાં મોગલ હાકેમોના ઉપયોગમાં આવી શકે તેવી રીતે રાખવા. સરદેશમુખીની પેં ચોથ એ કાંઇ વતન નહીં કહેવાય પણ દેશને બચાવવા કાજે પરદેશી ચઢાઇના રોકાણ અર્થે નોકરી બજાવવામાં આવે તે સાટે અવેજ ગણી શકાય જો છએ સુબા સનદમાં જણાવ્યા પ્રમાણે રક્ષણ તળે મુકવામાં આવ્યા હોત તો તેમની પેદાશ સાડાચાર કરોડ રૂપીઆની થાત પણ ઔરંગઝેબના વિગ્રહો વડે દેશ એવો તો પાયમાલ થઇ ગયો હતો કે ખરેખરી પેદાશ કે થઇ ગઇ હતી. ચોથ અથવા ૨૫ ટકા મુકરર કરવામાં આવ્યા હતા તે

એવી સમજથી કે મોગલ સરકાર તરફથી જે સ્થાનિક ખરચો થતા તે શુમારે તમામ વસુલાતના ચોથા હિસ્સા જેટલા હતા. આ ચોથ ઉઘરાવવાનું કામ મરાઠા સરદારોએ પોતાને માથે લઇ લીધુ હતું અને એ હક તેમને બક્ષવામાં આવ્યો હતો તે એજ કારણને લીધે કે તમામ વસુલાતનો પોણો ભાગ દિલ્લીના મધ્યસ્થ અધિકારીઓના સ્વાધીનમાં આવ્યાથી એ વહિવટમાં કાંઇ ખોટ જેવું હતું નહિ. પરંતુ દેશની હાલત એવી નબળી થઇ ગઈ હતી કે સરદેશમુખી અને ચોથની વસુલાતના ખરચની અંદર લગભગ આખી પેદાશનો સમાવેશ થઇ જતો હતો અને તેથી શહેનશાહી તીજોરીને નજીવો હિસ્સો મળતો. સનદોની બક્ષિશ થઈ ગઇ હતી છતાં કયહતું આ મૂળ રહી ગયું હતું. રાજાની જે 'બાબતીઓ' કહેવાતી એટલે કે સરદેશમુખી માટે १० ટકા અને ચોથ માટે २५ ટકા તે તો જ્યાં જ્યાં મરાઠા લશ્કરનું બળ પહોંચતું ત્યા તેઓ મારી ઠોકીને લેતા. અડસટ્ટેથી બાકીની વસુલાતનો પોણો ભાગ જુના હાકેમો માટે રહેવા દેવામાં આવતો પણ તેઓ ઉઘરાવવાને અશક્ત હોવાથી ધીમે ધીમે સત્તા મરાઠા સરદારોના હાથમાં આવતી ગઇ.

સત્તાની આ અદલાબદલી ઝઘડા વિના થતી નહીં. શહેનશાહ સનદો આપી શકે પણ તેનો અમલ કરવો એ કામ હાકેમો માટે તેટલું સહેલુ નથી સૈયદોની પડતી દશા થયા પછી દખણનો સુબેદાર નિઝામુલમુલ્ક હતો અને તે પોતાના માલિકે, દબાણમાં આવ્યાથી, જે હક બક્ષ્યો હતો તે પ્રતિ દ્રઢપણે પોતાની વિરૂદ્ધતા દર્શાવતો રહ્યો. અને બીજાં વીસ વરસ સુધી નિઝામ સાથે અખંડ સ્પર્ધા કરવામાં મરાઠા સરદારો રોકાયા હતા. આમાં બાલાજી વિશ્વનાથના પુત્ર બાજીરાવ બીજા પેશ્વાએ મુખ્ય વિખ્યાતી મેળવી. પહેલવહેલાં નિઝામ સમયને અનુસરીને ચાલ્યો અને શાહુને જે હકો શહેનશાહે બક્ષ્યા હતા તે મંજૂર રાખવામાં આવશે એમ તેણે કહ્યું. સૈય-દોની પડતી પછી કોલાપુરના રાજાને નિઝામે પોતાના આશ્રય તળે લીધો

હતો તેથી હું પણ પક્ષધારી છું એવું કહીને તેણે શાહુ સરકારે મોકલેલા વસૂલાત અધિકારીઓ વિરૂદ્ધ પોતાની સ્પર્ધા જાહેર કીધી.

આ વિરૂદ્ધતાને હઠાવી દેવામાં બાજીરાવ વિજયી થયો અને સન ૧૭૨૨ માં એક તાજું ફરમાન પ્રસિદ્ધ કરવામાં આવ્યું. સ્વાગળ ચાલતાં દખણની સલાહ શાંતિ જાળવી રાખવાના કરાર પ્રમાણે શાહુ નિષ્ફળ થયો. એ કારણથી ચોથ અને સરદેશમુખી ઉપર તેનો હક્ક પહોંચતો નથી એમ કહી નવેસર નિઝામે તકરાર ઉઠાવી. આમાંથી કલેશ ઉત્પન્ન થયો અને આ વિરૂદ્ધના દૂર કરવામાં બળ વાપરવાની જરૂર પડી હતી. એકએકને અનુકૂળ પડે એવી રીતે મુલકની અદલાબદલી કરવાથી અને હૈદરાબાદની છેક પડોશમાં આવેલા મુલક ચોથ અને સરદેશમુખીના દાવામાંથી મુક્ત કર્યાથી અંતે શહેનશાહે જે હક્કો બક્ષ્યા હતા તેનો અંગીકાર કરવાને નિઝામને સમજાવી લેવામાં આવ્યો હતો.

આશરે ૧૮૩૦ માં કોલ્હાપુરના રાજાએ આ ચોથ અને સરદેશમુખી હક્કોમાં પોતાનો ભાગ છે એવું બહાનું કાઢ્યું હતું, ને તેની જોડે શામેલ થઇને નિઝામે ફરીથી તાજી ટંટો લીધો. એમ છતાં પેશ્વાની ચઢીઆતી કુનેહે નિઝામને ફરીથી નાસીપાસ થવું પડ્યું હતું અને જે મદદ તે કોલ્હાપુરના રાજાને આપતો હતો તે મદદ છોડી દેવાની તેને ફરજ પાડવામાં આવી હતી. શાહુના સેનાધિપતિ પ્રતિનિધિએ રાજાને પોતાને હરાવ્યો હતો અને સતારા અને કોલ્હાપુરના રાજાઓ વચ્ચે ભાગ બાબત છેલ્લા કોલ કરાર કરવામાં આવ્યા હતા તેની રૂએ પોતાની ચોથ સ્વદેશમુખી અને સ્વરાજ્યના હક્કો સહિત શાહુ દખણના ૬ સુબાનો એકલો માલિક બન્યો હતો અને કોલાપુરના રાજાને તો વારણા નદીની દક્ષિણથી તુંગભદ્રા નદી સુધીનો દેશ પોતાના કબજામાં લઈ પોતાની જાતને સંતોષ આપવાનો હતો. આ પ્રમાણે ત્રણ વિગ્રહો અને બે બહાલીઓ પછી શહેનશાહે જે હક્કો બક્ષ્યા હતા—તે ૧૭૩૨ ની સાલની લગભગ શહેનશાહના સ્થાપિત

નિયમ જેવા થઇ ગયા અને પ્રતિસ્પર્ધી સત્તાધિશો તમામને લાગુ થઇ ગયા. અલબત્તા કલેશના કારણો સદંતર દૂર થયાં નહોતાં પરંતુ પાછળથી ગાદીએ બેસનાર નિઝામો અને મરાઠા સરદારો વચ્ચે જે વિગ્રહો ચાલ્યા તેમાં શહેનશાહે બક્ષેલા ઉપલા હક્કો સંબંધી કોઇ કોઇ જાતનો વાંધો ઉઠયો નહોતો.

૧૭૪૩ માં મરાઠા સરદારો અને તે વખતના નિઝામ સલાબતજંગ વચ્ચે એક ઝઘડો ઉભો થયો. તેમાં નિઝામની હાર થઇ અને ખાનદેશ અને નાશિક માહેલાં બધાં રાષ્ટ્રો–બન્ને રાજ્યકર્તાઓ વચ્ચે તહનામું થયું તેની રૂએ મરાઠાઓના મુલકની સાથે જોડી દેવામાં આવ્યાં. ૧૭૭૭ મા બીજો ઝઘડો ઉભો થયો અને તેમા પણ મરાઠા લશ્કર વિજયી થયું અને પરિણામે અહમદનગર તથા અહમદનગરના કિલ્લા તરફના રાષ્ટ્રો પેશ્વાઇ સત્તામા ઉમેરાયાં. સુમારે ૧૭૯૦ માં આને મળતા ઝઘડાઓ થયા અને પરિણામે સોલાપુર અને વિજાપુર પરગણાંના કેટલાએક ભાગ પેશ્વાઇ મુલકની સાથે જોડી દેવામાં આવ્યા. કર્ણાટકમાં મરાઠા સરદારોને નિઝામની જોડે નહિ પરંતુ સાવનુરના નવાબો જોડે યુદ્ધ કરવાનું હતું અને એ નવાબોની જોડે અનુક્રમે ત્રણ વિગ્રહો થયા અને તેના ચલાવનાર પેશ્વા બાજીરાવ અને તેના પુત્ર બાલાજી હતા, અને તેનું છેવટ એ આવ્યું કે બીજાપુર, બેલગામ અને ધારવાડ એક પછી એક પેશ્વાઇ મુલકોમાં ઉમેરાયા હતા. સાવનુરના નવાબોની પડતી થઇ ત્યારે આ કર્ણાટકના વિગ્રહો એજ સદીમાં હૈદર અને તેના પુત્ર ટીપુ ( જેનો અમલ મ્હૈસૂરમાં ૧૭૬૦ થી ૧૭૯૦ સુધી થયો હતો તેમની ) જોડે ચલાવવામાં આવ્યા હતા. આ એક પછી એક થએલા વિગ્રહોનું છેવટ એ આવ્યું કે મ્હૈસૂરના રાજ્યકર્તાઓ હાર્યા અને મરાઠા મુલકોનો વિસ્તાર તુંગભદ્રા સુધી વધ્યો. એજ રીતે બાજીરાવ પેશ્વાના ભાઇ ચીમનાજી આપા અને ત્રીજા પેશ્વા બાલાજી બાજીરાવે પોર્તુગીઝો અને જંજીરાના સીદીઓ જોડે વિગ્રહો ચલાવ્યા તેમાં

ફતેહમંદ થયા. આ ભિન્ન ભિન્ન પ્રકારે લગભગ આખો શુદ્ધ મહારાષ્ટ્ર દેશ મરાઠા સંયુક્ત રાજ્યોના સભાસદોના હાથમાં એજ સૈકામાં આવી ગયો મુલકનો આ વધારો થયો તે જયના પરિણામ રૂપ હતો. પણ તેની જડ આપણે જોઈશું તો તે ચોથ અને સરદેશમુખીના હકોમાં રહેલી હતી. આ વૃદ્ધિઓ થયાથી પરિણામ એ નિપજ્યું કે સ્વરાજ્ય શબ્દ ધીમે ધીમે જુની સનદમાં જે ભાગને માટે વપરાયો હતો તેના કરતાં બહોળા વિસ્તાર વાળા ભાગ માટે ધીમે ધીમે વપરાતો થયો ચોથ તેમજ સરદેશમુખી ઉઘ· રાવવાનો આ હક્ક આ સનંદોને આધારે તાપી નદીની દક્ષિણે આવેલા માત્ર ૬ સુબાઓના સંબંધમાં હતો તે ૨૦ વર્ષ પછી તેજ ધોરણ ઉપર સ્થા· પિત થયો અને વિસ્તીર્ણ થયો. એવી રીતે કે ઉત્તરે ગુજરાત, કાઠીયાવાડ, માળવા, રજપૂતાના, બુંદેલખંડ દોઆબ, નીગચ, ગોંડવણ, સંબલપુર, ઓરી- સામ, આગ્રા, દિલ્લી, અયોધ્યા અને બંગાળાનો તેમાં સમાવેશ થયો. સત્તા અને વગમાં આજે વૃદ્ધિ થઇ તે સંબધી હવે પછીના પ્રકરણમા વિવેચન કરવામાં આવશે. પરંતુ તેના આવશ્યક લક્ષણો ઉપર કહેવામાં આવ્યાં તેજ છે. છેલ્લા સૈકામાં અંગ્રેજ સરકારે જીત મેળવી, ફળ પ્રાપ્ત કર્યાં તેવાંજ ફળ સહાયકારી સંધિવડે ચોથ અને સરદેશમુખીના હકો રૂપે મરાઠા સરદારોને પ્રાપ્ત થયાં. આ વિસ્તારની બાબતમાં મુખ્ય રહસ્ય એછે કે એકત્ર રાજ્યના અંગોને નોખા નોખા રાજ્યો તરીકે ફતેહ મળી નહોતી, પણ સમગ્ર રીતે સાથે રહી કાર્ય કર્યાથી એ જીતો મળી હતી. પેશ્વાઓ, ગાયકવાડો, સીંધી આઓ, હોલ્કરો, ભોંસલેઓ, વિનચુરકરણો, પટવરધનો, પુ રેલો, અને એકત્ર રાજ્યના બીજા અંગોએ ચોથ અને સરદેશમુખીની સનદો વડે હકકો મેળ- વી પોતાના જીવનનો વિસ્તાર વધારી શકયા હતા. તેવી રીતે કોલ્હાપુર અને તાંજોર પોતાની નિરાળી રહેવાની રાજ્યપદ્ધતિને લીધે એ લાભોમાંથી બાત- લ રહ્યાં હતાં. એ વાત મુકાબલા રૂપે ખાસ રીતે બહાર પડતી છે. એક જાણવાજોગ પ્રસગે શાહુના સલાહકારોએ એક વાત ઉપર ગંભીર પ્રકારનો

વાદ ચલાવ્યો હતો. પેશ્વા બાજીરાવે રાજ્યવૃદ્ધિનું ધોરણ અંગીકાર કર્યું હતું કિંવા પ્રતિનિધિએ સાવચેતીનું એ ધોરણ સૂચવ્યું હતું તે બેમાંથી માન્ય કરવા યોગ્ય કયું છે તે બાબત તેણે ચર્ચા ચલાવી હતી.

પેશ્વાના વાક્ચાતુર્ય વડે જુસ્સામાં આવી શાહુએ સંયુક્તપણે વૃદ્ધિ કરવાની રાજ્યનીતિને પોતાનો ટેકો આપ્યો હતો અને રાજ્યકર્તાઓના આ સંયુક્ત કાર્ય વડે કેવાં ફળ નિપજ્યાં છે તેતો ઇતિહાસમાં નોંધાએલાં જ છે. નોખા રહેવાની એથી વિરૂદ્ધની રાજ્યનીતિ કેટલે દરજ્જે નિષ્ફળ જાય છે એ વાત કદાચ દક્ષિણ હિંદુસ્થાનમાં આવેલા મરાઠાઓના જીતેલા જુના રાષ્ટ્રોની હકીકત ઉપરથી સરસ રીતે દેખાડી શકાશે અને એ હકીકત આવતા પ્રકરણમાં આપી ઉક્ત વૃદ્ધિ અને મરાઠા જાતની આ નોખી પડેલી શાખા એટલે કે, શિવાજીના ભાઈના વંશજોએ તાંજોરમાં રાજ્યાભિષેક થઈ કેવી અપજય ભરેલી કારકિર્દી ચલાવી તેનો ટુંકાણમાં રજુ કરવા ધારીએ છીએ.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### દક્ષિણ હિંદુસ્થાનમાં મરાઠાઓ.

---

છેક દક્ષિણમાં આવેલા તાંજોરના મરાઠા સંસ્થાન અંગે કેવા પ્રકારની ચડતી પડતી થઇ તે બાબત ઉપર મી. ગ્રાંટ ડફ કે મરાઠા બખરના દેશી લખનારાઓએ બહુ ધ્યાન આપ્યું નથી. નવાઇ જેવું એ છે કે ત્યાં આગળ મરાઠી રાજ્ય હિંદુસ્થાનના બીજા ઘણા ભાગો કરતાં જુના જમાનાનું છે અને તાંજોરમાં જે કુટુંબે લગભગ બે સૈકા સુધી (૧૬૭૫ થી ૧૮૫૫) રાજ્ય કર્યું તે પશ્ચિમ હિંદુસ્થાનમાં મરાઠા રાજ્ય સ્થાપનારનો નજીકનો સગો

હતો છતાં આમ થયું. આ બહુ દૂર આવેલા અને દુર્ભાગ્ય રાજ્યની ચિત્ર-વિચિત્ર વાત અમારા મતને ટેકો આપે છે કે મરાઠા રાજ્યનું બળ ખાસ રીતે જોડાયલું રહી સંપસંપી વર્ત્યું તે વડે જ ટક્યું હતું. હિતની ઐકયતા અને પ્રજાકીય સંભાળથી જેઓ પોતે અલગ રહ્યા હતા તેમને દેશી તેમજ પરદેશી લખનારાઓએ મરાઠા ઇતિહાસમાં બાતલ રાખ્યા. આ અસ્વાભાવિક નિરાશાપણું ભિન્નતા ઉપજાવી આપણું ધ્યાન તેના સાર પ્રતિ ખેંચે છે. કાવેરી નદિના કિનારા ઉપર આ દૂરના લશ્કરી મરાઠાઓએ વાસ કર્યો તે વડે જ કાયમની અસર થઇ હતી તેની અગત્યતા ૧૮૮૧ ના વસ્તીપત્રકના અભ્યાસ વડે ઉત્તમ રીતે જોઈ શકાય. એ પત્રક ઉપરથી જણાય છે કે મદ્રાસ ઇલાકામાં મરાઠાઓની વસ્તી લગભગ બે લાખ ૩૦ હજારની હતી અને તેમાં મ્હેસૂર, કોચીન, ત્રાવણકોર, ની ૨૦ હજારની ઉમેરતાં સરવાળો અઢી લાખનો આવે છે અને તેની પૃથક પૃથક વહેંચણી નીચે પ્રમાણે છેઃ-

( ૧ ) ગંજમ ... ... ... ૨૦૫
( ૨ ) વીઝગાપટમ ... ... ૩૬૪
( ૩ ) ગોદાવરી... ... ... ૬૩૪
( ૪ ) કીસ્ના ... ... ... ૧૭૪૧૪
( ૫ ) નેલોર ... ... ... ૮૦૭
( ૬ ) કડાપા ... ... ... ૩૯૭૩
( ૭ ) કરનુલ ... ... ... ૪૦૮૧
( ૮ ) બેલારી ... ... ... ૧૪૧૬૯
( ૯ ) સીંગલપટ ... ... ૧૬૩૫
( ૧૦ ) ઉત્તર આરકાટ.. ... ૧૧૬૩૨
( ૧૧ ) દક્ષિણ આરકાટ ... ૧૯૫૭
( ૧૨ ) તાંજોર ... ... ... ૧૪૪૨૧
( ૧૩ ) ત્રીચીનાપલી ... ... ૧૭૬૬

( ૧૪ ) મદુરા ... ... ... ૧૯૪૩
( ૧૫ ) તીનેવેલી... ... ... ૮૩૭
( ૧૬ ) સાલેમ ... ... ... ૭૯૦૬
( ૧૭ ) કોઈમ્બેટોર ... ... ૨૫૫૦
( ૧૮ ) નીલગીરી ... ... ૭૩૦
( ૧૯ ) મલબાર ... ... ... ૬૧૦૭
( ૨૦ ) દક્ષિણ કેનેરા ... ... ૬૪૭૩૩૯૦
( ૨૧ ) મદ્રાસ શેહેર ... ... ૪૨૩૮
( ૨૨ ) પદુકોટા ... ... ... ૬૬૦

આ રીતે એ ઈલાકામા જાણુ માટે વસેલું એકાદ નાનું સરખુ' મરાઠી સ'સ્થાન જેમાં ન હોય એવો એકે જીલ્લો નથી. દોઢ કરોડની મરાઠા વસ્તી સહિત દક્ષિણ કાનડા અને મલબાર કોચીન અને ત્રાવણકોર એ પ્રાંતો કાંઠા તરફથી આવેલા લોકોએ વસાવેલા હતા અને આ સ'સ્થાનોનો સ'બ'ધ ૧૭ મા સૈકાના મધ્ય ભાગમાં શાહજી અને તેના પુત્ર વેંકાજીના લશ્કરે જે રાજ્યદ્વારી સત્તા સ્થાપિત કરી હતી તેની જોડે નહોતો. પરદેશી મરાઠા વસનારાઓ જેમના બાપદાદા શાહજી અને તેના પુત્ર જોડે દક્ષિણ ભણી ગયા હતા તેમના ટોળેટોળાં આપણે ધારી શકીએ તેમ ( તાંજોર શહેર અને તેની પડોશમાં આવેલા ભાગો (ઉત્તર આરકાટ, સાલેમ અને મદ્રાસમાં ) જણાઈ આવતાં બહુ મરાઠાઓનું દક્ષિણ ગૃહ તાંજોર છે એવી ઉપમા ત્રાવણકોરના મહારાજાએ આપી છે તે બહુ બ'ધબેસતી છે એ રાજ્ય બ્રિટિશ અમલ સાથે જોડાઇ ગયું તેને જોકે પચાસ વર્ષ થઈ ગયાં તો પણ ત્યાંના મહેલની રાણીઓ એ શહેરમાં રહે છે અને રાજ્યકીય મોટો પગાર અને મોટી મિલકત હજુ ભોગવે છે.

૧૬૬૬ અને ૧૬૭૫ ની વચ્ચે જ્યારે એ રાજ્ય પ્રથમ સ્થાપવામાં આવ્યું ત્યારે તાંજોરના પ્રગણામાં દક્ષિણ આર્કાટ અને ત્રિચીનોપોલી અને

તમામ પ્રદેશ તેમા સમાયલો હતો લશ્કરી વસનારાઓમા બ્રાહ્મણો અને મરાઠાઓ બન્નેનો સમાવેશ થતો હતો અને પોતાના દૂર આવેલા વતનથી તેઓ તદન નોખા પડી ગએલા હોવાથી તેમના પોતાના દેશમા જુદી જુદી તેમની જાતો હતી તે બધી વિખરાઇ ગઇ હતી અને તેમને દેશસ્થના એકજ સામાન્ય નામથી ઓળખવામા આવતા તાંજોર રાજાઓ સઘળા ઘણુખરા વિદ્વાને આશ્રય આપનારા હતા તેમાના કેટલાક જાતે કવિઓ અને મહાન વિદ્વાન હતા અને તેમની સખાવતો ધ્યાન ખેચે એવા ધોરણ ઉપર હતી હિંદુસ્થાનના કોઇપણ દેશી દરબારની પુસ્તકશાળામા મોટામા મોટો સગ્રહ જોઇએ તો તાંજોરની પુસ્તકશાળામા છે ચિત્રકળા, કોતરકામ વાણી યુક્ત ગાયન તેમજ સાજ સહિત કારીગરી અને સગીતની સમ્પૂર્ણ ખીલવણી થતી તાંજોરનું રાજ્ય શ્રેષ્ટ પ્રખ્યાતિ પામ્યુ હતું અને હજુ પણ તે દક્ષિણ ઇલાકાનો અતિ સુધરેલો અને કેળવાયલો જીલ્લો ગણાયછે તાંજોરની પડતી થયા પછી તે કળાના ઉસ્તાદો ત્રાવણકોર ગયા અને હાલ એ રાજ્ય જે પ્રતિષ્ઠા ભોગવે છે તે તેમના વડે છે કામ્બેકોણમ નામના મોટા શહેરમા પ્રખ્યાતિએ પામેલા મરાઠા ખાનદાનોનો મોટો ભાગ જોવામા આવે છે અને તેમના પ્રતિનિધીઓ સર ટી માધવરાવ, દીવાન બહાદૂર રઘનાથરાવ, વેકા સ્વામીરાવ, ગોપાળરાવ ઇત્યાદિ બહુ માન પામ્યા છે. દરેક પોતપોતાના ધધામા અને તેમાથી કેટલાકોએ આખા હિંદુસ્થાનમા રાજદ્વારી કળા, વિદ્યા અને પરમાર્થમા નામના મેળવી છે

મ્હૈસૂર અને ત્રાવણકોરના દેશીરાજ્યોએ પણ આમાંના કેટલાક રાજદ્વારી પુરૂષોને પોતાનુ બુદ્ધિ બળ ને શક્તિ બતાવવાને આ ચાલતી તેમજ ગઈ સદીમા સગવડ કરી આપી છે ત્રાવણકોરના દીવાન અગ્રેજી સુબા રાવની સેવાની કદર સર્વેને જાણીતી છે અને એમના જ વશના સર ટી માધવરાવે એ રાજ્યને અવ્યવસ્થા તથા નાદારી હાલતમાથી છોડવીને એક ઉત્તમ વખાણવા યોગ્ય રાજમા ફેરવી નાખ્યું અને દીવાન બહાદૂર રઘુ

નાયરાવના પિતાશ્રીએ પણ મ્હૈસુરમાં એટલી જ વિખ્યાતિ મેળવી.

ઉત્તર આરકાટમાં " આરની " ની નાની જાગીર હજુસુધી એક બ્રાહ્મણ મરાઠા સરદારના હાથમાં છે. એ જાગીર આ સરદારના વડીલોને બીજાપૂરના રાજા તરફથી લડાઇને વખતે મદદ કરવાની શરતે બસેં વર્ષ ઉપર અપાઈ હતી. બીજા જે કેટલાક મરાઠા બ્રાહ્મણો તે વખતે આરકાટના નવાબની નોકરીમાં દાખલ થયા તેઓએ પણ ઘણી નામના મેળવી અને તેઓ નિઝામશાહી બ્રાહ્મણોના ખાસ નામે ઓળખાતા. એવી જ રીતે પડુકોટાનું જે નાનું રાજ્ય હજુસુધી પણ એક તાબાના રાજ્ય તરીકે પોતાની ટેક જાળવી રહ્યું છે તેમાં મરાઠાઓની ઘણી વસતી છે. આ રાજ્યનું રાજ્યકારોબાર બ્રાહ્મણ દીવાનો ચલાવતા અને આમાંથી જે સર્વથી વધારે વિખ્યાતિ પામ્યા હતા તેઓ, જે મરાઠા કુટુંબ દક્ષિણમાં જઇ વસ્યું હતું તે કુળના, હતા. કોચીનના દેશીરાજ્યમાં મરાઠાઓની ઘણી વસતી છે અને તેમાં મુખ્યત્વે કરીને જુદી જુદી જ્ઞાતિના બ્રાહ્મણો છે તેઓ વેપાર રોજગાર તરફ વધારે ધ્યાન આપે છે. બલ્લારી પ્રાંતમાં એક નાનું મરાઠા રાજ્ય સોનડા નામે છે તેણે દક્ષિણમાં મરાઠા રાજ્યની ચડતી પડતી જોએલી છે. તેનો સ્થાપક સાંતાજી ગોરપડેના વંશનો હતો, (જેનો પૈત્ર મોરારરાવ ગોરપડે હતો ) અને આ મોરારીરાવે અઢારમી સદીની અધવચમાં કર્ણાટકની લડાઇઓમાં ઘણો અગત્યનો ભાગ લીધો હતો, અને જ્યાંસુધી હૈદર નાયકે ગુટીનું રાજ્ય લીધું નહિ ત્યાંસુધી તેના ઉપર પોતાનો રાજ્યઅમલ ચલાવ્યો. જે વખતે મરાઠાઓ ઉપર મહારાષ્ટ્રમાં ઔરંગઝેબે ત્રાસ વર્તાવ્યો ત્યારે રાજારામ શિવાજીનો બીજો દીકરો જિંજીના કિલ્લામાં ભરાયો.

આ કિલ્લો આટલા વખત સુધી શહાજીને હસ્તક હતો અને તે આજ કિલ્લો હતો જે સત્તરમી સદીના આરંભમાં સાત વર્ષ સુધી મરાઠાઓના કબજામાં ઔરંગઝેબના હુમલા સામે ટકી રહ્યો.

આ ટુંકા અહેવાલ ઉપરથી માલુમ પડશે કે મુસલમાનોની પડતી

પછીના સંકટના વખતમાં લાખથી વધારે નહીં એટલા થોડા મરાઠાઓની શક્તિમા પોતાને માટે રાજ્ય અને જાગીરો સપાદન કરવાના પ્રયત્નમાં તેઓ પડ્યા હતા છતાં પણ ખુટકો પડ્યો નહોતો, અને હજુસુધી પણ તે જીલ્લાની વસ્તીમાં તેઓ મહત્વ ધરાવે છે પરંતુ એટલું તો કબૂલ કરવુ જોઇએ કે હાલ તેઓની હાલત પડતી છે. આ સબબથી તાંજોરની જીતની હકીકત માત્ર મરાઠાઓના દૈવ્યના આખ્યાનમા દાખલ કરવી જોઈએ અને ખાસ સપીલા મરાઠા સરદારોના વૃત્તાંતમા દાખલ નહીં કરવી જોઇએ.

સૌથી પહેલા મરાઠાઓ દક્ષિણ હિંદુસ્થાનમાં શહાજી ભોંસલે (શિવાજીનો પિતા) ની સરદારી હેઠળ આવ્યા. તે પોતાનું લશ્કર લઇને બીજાપૂરના આદીલશાહી રાજાની નોકરીમાં રહ્યો કર્ણાટકની લડાઇઓમા પોતાના લશ્કર સામે ત્રીસવર્ષ સુધી રોકાયલો રહ્યો અને તે વખતમા તેણે મ્હૈસુર, વેલોર, અને જિંજી લીધાં. પોતાની નોકરીના બદલામાં ૧૬૪૮ માં એને બેંગલોર, કોલાર, કદા અને મ્હૈસૂરમા બીજી કેટલીક જગ્યાઓ જાગીર દાખલ મળી આ લડાઈ દરમ્યાન શહાજીએ મદુરા તથા તાંજોરના જુના સરદારોને બીજાપૂરના રાજાઓનું શહાનશાહી ઉપરીપણુ કબૂલ કરવાની અને ખડણી આપવાની ફરજ પાડી.

· પોતાની લાંબી કારકિર્દી દરમ્યાન અને મરણપર્યંત એટલે ૧૬૬૪ સુધી મ્હૈસૂરની જાગીરો એના કબજામાં રહી એનું મુખ્ય મથક બેંગલોરમા હતું અને તે વખતમા તે સર્વેથી દક્ષિણમા મરાઠાઓના લશ્કરનું એક મુખ્ય મથક ગણાતું હતું. જ્યારે તેના પુત્ર વેંકોજીને તેના પછી ગાદી મળી ત્યારે તાંજોર અને મદુરાના નાયક સરદારો વચ્ચે અંદર અંદરના ઝઘડા ચાલતા હતા અને તેમાં તાંજોરના સરદારની હાર થઇ. જ્યારે તાંજોરનો રાજા હાર્યો ત્યારે તે બીજાપૂર સરકારના આસરા તળે ગયો. બીજાપૂર સરકાર તરફથી વેંકોજીને તાંજોરના રાજાને પાછ ગાદી ઉપર બેસાડવા સારૂ મદદ કરવાનો હુકમ મળ્યો વેંકોજી આથી ૧૨૦૦૦ માણસોનું લશ્કર લઇને ચડી

ગયો અને તેણે જીત મેળવી અને આશ્રય હેઠળ આવેલા રાજાને ગાદી અપાવી. પણ રાજાના મળતીઆઓ પોતપોતામાં લડવા મંડયા અને તેમાંના એકપક્ષવાળાઓએ વેંકોજીને તાંજોરનો કબજો લેવાને બોલાવ્યો. જ્યારે મરાઠાઓ આવી પહોંચ્યા ત્યારે તાંજોરનો રાજા નાસી ગયો, જેથી ૧૬૭૪ માં વેંકોજીએ તાંજોરનો કબજો લીધો અને પોતાનું મુખ્ય મથક બેંગલો-રથી બદલીને તાંજોરમાં રાખ્યું.

વેંકોજીના વખતમાં મુખ્ય બનાવ તાંજોર ખાતે શિવાજીની ચડાઇનો ૧૬૭૬ માં બન્યો. શિવાજીએ સહેલાઇથી કર્ણાટકની જાગીરો પોતાને હસ્તક લીધી અને વેંકોજી સામે થવાને અશક્ત હતો બીજાપૂર સરકારે શિવાજી-નો કર્ણાટકની જાગીરો ઉપરનો હક બહાલ રાખ્યો. એ જાગીરોમાં ત્રીચીનો-પલ્લી અને તાંજોર હતાં. વેંકોજી પોતાના સાવકાભાઇની જીતથી ઘણો નાઉમેદ થઇ ગયો, અને તેણે દુનિયા છોડી દેઇ વૈરાગી થઇ જવાનો ઈરાદો કીધો પણ શિવાજીએ તેને એક ઘણો અસરકારક પત્ર લખ્યો, અને તેમાં માણસની દુનિયાની ફરજો વિષે વિવેચન કર્યું અને તેને વૈરાગી નહિ થવા લખ્યું. શિવાજીએ ઉદાર દિલથી પોતાના ભાઈને સંતોષ પમાડવાને પોતાનો વંશપરંપરાનો હક છોડી દીધો. આ ઉદારવૃતિની જોઈએ તેવી અસર વેંકોજી ઉપર થઇ અને જાગીરો વેંકોજીની હયાતીસુધી એટલે ૧૬૮૭ સુધી તેના કબજામાં રહી. મરાઠાઓની સુલેહસંપની મજબુતી જાળવવાને જો શિવાજીએ આ જાગીરો પોતાના કબજામાં રાખી હોત તો વધારે સારૂં થાત. આ રાજ્ય વેંકોજીને આપી દેવાથી છુટું પડી ગયું અને તેથી આ-ગળ જતાં તાંજોરને બહુ ખમવું પડયું. વેંકોજી બહુ દ્રઢ મનનો રાજા નહોતો અને પોતાની દૂર મ્હેસુરમાં જે જાગીર હતી તે સંભાળી શકયો નહિ તેથી તેણે ત્રણ લાખની થોડી રકમમાં બેંગલોર મ્હેસુરના રાજ્યને વેચી દીધું. આથી તાંજોર મરાઠાઓના દક્ષિણમાંના મુખ્ય રાજ્યથી તદન છુટું પડી ગયું અને ઘણી મુદત નહિ ગઇ એટલામાં તેના ઉપર એક તરફથી

ઈગ્રેજ અને બીજી તરફથી મ્હૈસૂરના રાજા હૈદરઅલી અને તેના પુત્ર ટીપુનું દબાણ થયું.

૧૬૮૭ માં વેંકોજીના મૃત્યુ પછી તેના ત્રણ છોકરાઓ શાહાજી સરફોજી અને તુકાજી એમ એક પછી એક ગાદીએ બેઠા અને તેઓ ત્રણેએ મળીને લગભગ ૫૦ વર્ષ સુધી ( ૧૬૮૭ થી ૧૭૩૫ ) રાજ્ય કર્યું. શાહાજહાંના રાજ્યમાં મુખ્ય બનાવ મુગલ સરદાર ઝુલફીકારની તાંજોર ઉપરની ચઢાઇનો હતો. સંભાજીના મરણ પછી એના પુત્ર શાહુને મોગલ લોકોએ પોતાના કબજામાં લીધો. મરાઠાઓને તે પછી દક્ષિણમાં ઔરંગઝેબ સામે પોતાનો બચાવ કરવાનું અશક્ય લાગ્યું. શિવાજીનો બીજો પુત્ર રાજારામ પોતાના મરાઠા સલાહકારો તથા સરદારો સાથે દક્ષિણમાં નાસી ગયો, અને પાંડીચરી નજદીક આવેલા જિંજીના કિલ્લામાં વાસ કર્યો. મોગલોએ દક્ષિણમાં આવી જિંજીના કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો. આ ઘેરો ઘણાં વર્ષ સુધી ચાલ્યો અને આ દરમ્યાન મુગલ સરદારે તાંજોર ઉપર કરો નાંખ્યા અને રાજા પાસેથી ત્રીચીનાપોલીની પાસેનો થોડો મુલક જબરદસ્તીથી લીધો. તે પછીના બે રાજાઓ સરફોજી અને તુકાજીના વખતમાં તાંજોરના મરાઠાઓએ પોતાનો અમલ રામેશ્વરની નજદીક મર્વદેશ પર્યંત લંબાવ્યો. તેમણે શિવગંગા અને રામનાથના જમીનદારોને ૧૭૩૦માં હરાવ્યા. તેઓ તાંજોરનું ઉપરીપણું કબુલ રાખતા અને તેમને તાંજોરને લડાઇમાં મદદ કરવાની શરતે જાગીરો મળી હતી પણ જ્યારે તાંજોરમાં નબળા રાજાઓ ગાદી ઉપર આવતા ત્યારે સામા થતા.

આ રાજ્ય છેલ્લે ૧૭૬૩ અને ૧૭૭૧ માં મરાઠા સરદારો સીદાજી અને માંકાજીએ લીધું અને ઘણી નામના મેળવી. માંકાજીએ ૧૭૪૨ અને ૧૭૬૩ દરમ્યાનના વિગ્રહમાં મુખ્ય ભાગ લીધો હતો.

વેંકાજીના ત્રણ છોકરાઓના મરણ પછી ૧૭૩૫ થી ૧૭૪૦ સુધીમાં ઘણા રાજકર્તા બદલાયા અને તેનું કારણ એ હતું કે કેટલાએક કવખતે

મરણ પામ્યા અને કેટલાકને મુગલ સરદારો પોતાની ચુંટણીના રાજા તરીકે નીમતા તાંજોરના મરાઠા હુદ્દેદારો આખરે તુકાજીના અનૈરસ પુત્ર પ્રતાપસીંગને ગાદી ઉપર બેસાડવામાં ૧૭૪૦ મા ફતેહ પામ્યા. તેણે ૨૩ વરસ સુધી રાજ્ય કર્યું.

પ્રતાપસીંગના રાજ્યની શરૂઆતમાં દક્ષિણ હિંદુસ્તાન ઉપર નાગપૂરના રઘુજી ભોંસલેએ સતારાના રાજ્ય લશ્કરવડે ચડાઇ કીધી આ લશ્કર ઘણું મોટું હતું. જો તાંજોરના મરાઠાઓ પોતાની ઇર્ષા ભૂલી ગયા હોત અને જો રઘુજીએ ફતેહ ભરેલી લડાઇઓ ત્રીચીનોપોલી પાસે ચાલુ રાખી હોતતો હમેશને માટે મરાઠાઓને ફાયદો થાત પણ તેતો પોતાનું લશ્કર માત્ર કિલ્લાના રક્ષણ માટે ત્રીચીનોપોલીમાં છોડી ગયો, અને ચંદા સાહેબને પકડીને કેદી તરીકે સતારામા લાવવામાં આવ્યો. પેશ્વાઓ આ વખતે મુગલ સત્તાને ઉત્તર હીંદુસ્તાનમાં તોડી પાડવાને ઘણા આતુર હતા, અને આ કામ દક્ષિણમાં રઘુજીએ પોતે માથે લીધુ, જ્યારે બીજા કેટલાક મરાઠા સરદારોએ શાહુને એવી સલાહ આપી કે ઉત્તર હીંદુસ્તાનનો મુલક એમને એમ રહેવા દેવો અને દક્ષિણનો ભાગ હમેશને માટે જીતી લેવો. રઘુજી ભોંસલે જ્યાર ચઢાઇ પછી પાછો આવ્યો ત્યારે બંગાલ તેમજ પૂર્વ હિંદુસ્થાનમાં તેને લડવાનો ઉદ્યમ પુષ્કળ મળ્યો અને દક્ષિણ તરફનો મુલક જ્યાંસુધી હૈદર ઉન્નતિમાં આવ્યો નહિ ત્યાંસુધી મરાઠાઓના અમલ નીચે રહ્યો. પાંડીચેરીનો ફ્રેન્ચ ગવર્નર ડુપ્લીના આગ્રહથી શાહુએ ચંદા સાહેબને છોડી દીધો. આથી કરીને ઈંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે દસ વરસ સુધી ( ૧૭૫૦ થી ૧૭૬૦ ) લડાઇ ચાલી. તાંજોરના રાજાઓએ ઈંગ્રેજી આસરા હેઠળ ગયલા મહમદઅલીનો પક્ષ લીધો જેથી ફ્રેંચ સહાયકારી મોરારરાવ ગોરપાડેએ તેમને ત્રાસ પમાડયો, તે એવી રીતે કે ઈંગ્રેજો તે રાજાને મદદ કરવાને અશક્ત નીવડયા ત્યારે તેણે તાંજોરમાં લૂટફાટ ચલાવી. આગળ ચાલતાં ફ્રેન્ચ સરદાર લાલીએ પણ તાંજોર લૂંટયું. પણ આ વખતે ઈંગ્રેજ

લોકો લાલીને હાકી કાઢવામા ૧તેહ પામ્યા આ કર્ણાટકના વિગ્રહ દરમ્યાન તાન્જોરના લશ્કરે માંકોજીની સરદારી હેઠળ ફ્રેન્ચની સામે ઇગ્રેજોની તરફેણમા ઘણો અગત્યનો ભાગ બજાવ્યો.

તાન્જોરના રાજાઓએ ઇગ્રેજોની તરફેણમા આટલી નુકસાની વેઠીને મહમદઅલીને મદદ કર્યા છતા તેને તાન્જોર સામે અંદરખાનેથી વેર હતુ, કારણ કે એ શેહેર પૈસેટકે આબાદાનીમા હતુ છેવટ જ્યારે ઇગ્રેજો વચ્ચે પડયા ત્યારે ૧૭૬૨ મા એવી શરતે સલાહ થઈ કે તાન્જોરના રાજાએ નવાબને દરવરસે ૪ લાખ રૂપિયા આપવા અને ખંડિયા તરીકે રહેવુ આ બાબતમા ઇગ્રેજો જામીન થયા હતા ૧૭૭૧ મા નવાબે મદ્રાસ સરકારની મદદ મેળવી પ્રતાપસીંગના છોકરા તુલસાજી ઉપર ચડાઈ કરી તુલસાજીને આથી સલાહ કરવાની ફરજ પડી અને તેથી ફરીને પોતાના રાજ્યને પૈસાની બાબતમા ઘણુ નુકસાન થયુ અને એક તો પૈસો રાજ્યમા થોડો હતો તેમા આથી વધારે ખોટ પડી આ બીજા તહનામામા તાન્જોરના રાજાને ઘણું નુકસાન થયુ અને એ દ્વારા મહમદઅલી અને તેના માગનારા ઈગ્રેજોની અતિ તૃષ્ણાની તૃપ્તિ થઈ આ લોકોએ મદ્રાસ સરકાર ની રાજનીતિ પ્રમાણે અમલ કર્યો ૧૭૬૨ ની જામીનગીરીથી ઇગ્રેજો તાન્જોરની સ્વતંત્રતાને વાસ્તે જવાબદાર થયા હતા તે વાત હવામા ઉડી ગઇ.

તેમણે ૧૭૭૩ માં નવા બે ઇગ્રેજોની મદદથી તાન્જોરમા લૂટફાટ કરવા માડી અને રાજાને કેદ કરી શેહેર લઈ લીધુ અને તાન્જોરનુ રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધુ. આ બધા લૂટફાટ તથા વિશ્વાસઘાતના કાર્યો મદ્રાસ સરકારે પોતાની જોખમદારીથી નવાબના ઇગ્રેજ માગનારાઓના લાભ અર્થ કર્યા.

ડાઇરેકટરોના મંડળને આ બાબતની કાઇ ખબર નહોતી અને જ્યારે તેઓ આ બધા અઘટિત કામોથી વાકેફ થયા ત્યારે મદ્રાસ સરકારની રાજનીતિને સખ્ત રીતે વખોડી કાઢી તેઓએ એકદમ ગવર્નરને પાછો બોલાવ્યો અને તુલસાજીને ફરી ગાદી ઉપર બેસાડવાનો ઠરાવ કર્યો. આ હુકમનો અમલ

૧૭૭૬ માં થયો. પણ આ ત્રણ વર્ષ સુધી નવાબના હાથમાં તાંજોર રહ્યું તેટલામાં તેણે આખો દેશ ખેદાનમેદાન કરી નાંખ્યો અને થોડે અંશે તેને અસલ સ્થિતિ ઉપર પહોંચાડવાને બીજાં દસ વર્ષ લાગ્યાં. પણ એટલા વખતમાં તરત ઈંગ્રેજ અને હૈદરઅલી વચ્ચે લડાઇ થઇ અને હૈદરે પોતાનું વેર આ હિણભાગ્ય તાંજોરના પ્રાંત ઉપર વાળ્યું અને ૧૭૮૨ માં પોતાના લૂંટફાટ કરતા ટોળાઓની મદદથી લૂંટી લઇ ઉજ્જડ જેવું કરી મૂક્યું. આવા બધા પ્રતિકૂળ સંયોગોની વચ્ચે તુલસાજી ૧૧ વર્ષ રાજ્ય કરીને ૧૭૮૭ માં મરણ પામ્યો.

તાંજોર મરાઠાઓના મુખ્ય રાજ્યથી ઘણું જુદું પડી ગયું હતું અને આથી મરાઠાઓના હૈદર ઉપરના હુમલાઓ તથા મેળવેલી જીતથી તાંજોરને કાંઇ લાભ પહોંચ્યો નહિ તેનું બીજું કારણ એ પણ હતું કે ઈંગ્રેજ અને હૈદરવડે એ રાજ્ય સંકટમાં હતું. આ વીસ વર્ષની અંદર તાંજોરને એટલું બધું નુકસાન થયું કે જો કે ટીપુની પડતી પાછી દક્ષિણમાં બધે ઠેકાણે શાંતિ પથરાઇ ગઇ હતી તોપણ તાંજોર પોતાની અસલ મજબૂત સ્થિતિએ પહોંચવા પામ્યું નહિ. વળી અંદર અંદરના ઝઘડાઓથી પણ નુકસાન થયું.

તુલસાજીના દત્તકપુત્રને તેના સાવકાભાઇ અમરસીંગે ગાદી ઉપરથી ઉઠાડી મેલ્યો. મદ્રાસ સરકારનું કરજ એટલું થઇ ગયું હતું અને રાજ્યનો ભંડાર તળીઆઝાટક થઈ જવાથી રાજા પોતાનું કરજ અદા કરી શક્યો નહીં. તુલસાજીના દત્તકપુત્ર સરફોજીનો મી. સ્વાર્ટ્ઝ કરીને એક ડેનીશ મીશનરી સારો દોસ્ત અને મદદગાર થઇ પડયો હતો. ડાઇરેકટર મંડળે સરફોજીનો હક્ક સ્વીકાર્યો અને ૧૭૯૮ માં તેને ગાદી ઉપર બેસાડયો અને અમરસીંગને પેનશન ઉપર જવાની ફરજ પાડી. માર્કવીસ ઓફ વેલેસ્લીએ જ્યારે ટીપુના પતન પછી મ્હૈસુર તાબે કર્યું ત્યારે સરફોજીને રાજ્ય છોડીને અમુક પેનશન લેવાને સમજાવવામાં તે ફતેહમંદ થયો. તે ૧૮૩૩ સુધી એટલે પોતાની હયાતી સુધી પેનશન ઉપર રહ્યો અને તે પછી તેના પુત્રને પેનશન

મળ્યું. એ ૧૮૪૫ માં વગર વારસે મરણ પામ્યો. આથી તાંજોરનું રાજ્ય કંપનીના હાથમાં ગયું અને રાણીઓને તેઓની અસલી મહેલમાં રહેવા દેવામાં આવી અને પેનશન આપવામાં આવ્યું. તેમની ખાનગી મિલકત તેમની પાસેથી લઇ લેવામાં આવી પણ કેટલાક વરસ સુધી મુકદ્દમો ચાલ્યા પછી તેમને પાછી સોંપવામાં આવી.

આ ટુંકમાં એક દક્ષિણમાં આવેલા મરાઠાઓના એક નાના લશ્કરી મથકનું અનિષ્ટ આખ્યાન છે.

જ્યારે સંપીલા મરાઠાઓએ મુગલ લોકોની સામે પોતાનું બળ ટકાવી અને ૨૦ વર્ષ સુધી લડી પોતાનું સ્વતંત્રપણું જાળવી રાખ્યું હતું ત્યારે આ નાનું રાજ્ય તેમના ઐક્યમાં શામિલ નહિ થઇ પોતાના બળ ઉપર રહ્યાથી કર્ણાટકની લડાઇઓમાં દટાઇ ગયું અને ૧૭૬૨ માં એક ખરા સ્વતંત્ર રાજ તરીકે નાબુદ થયું. જો આ રાજ્ય મરાઠાઓના મુખ્ય રાજ્ય સાથે મળી ગયું હોત તો ૧૭૬૨ થી ૧૭૯૨ ની અંદર જે મરાઠાની લડાઇઓ થઇ હતી અને જેમાં મરાઠાઓની ફતેહ થઇ હતી અને હૈદર અને ટીપુને સલાહ કરવાને વાસ્તે મોટી રકમો તથા જાગીરો આપવી પડી હતી તે વખતમાં વગર શકે તાંજોરે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હોત. મરાઠાઓના ગુટી ખાતેના બીજા મથકની પણ આવીજ ભૂલને લીધે તાંજોર જેવી દુર્દશા થઇ; કારણ કે તે બીજાઓની સાથે મળી ગયું નહિ અને પોતાના બળ ઉપર ટકી રહેલા મથ્યું.

આ નાના રાજ્યની વાત ઉપરથી એક ધડો લેવા જેવો છે અને તે ધડો મરાઠાઓનું જોર અને નબળાઈ સારી રીતે દેખાડે છે અને તે એ છે કે જ્યારે એ સત્તા એકત્ર હતી ત્યારે મરાઠાઓ ઘણા જોરમાં હતા પણ જ્યારે સંપ તુટી ગયો ત્યારે પોતાનું સ્વતંત્રપણું પણ જાળવી શક્યા નહિ.

# પ્રકરણ ૧૩ મું.

## પૂરવણી.

### મરાઠા ઈતિહાસમાંથી વીણી કાઢેલી બાબતો. *

મરાઠાઓનો ભરોસાલાયક ઇતિહાસ જેમ્સ ગ્રાન્ટ ડફે લખેલો છે અને તે મરાઠાઓના આખ્યાન અને બીજા અસલી લેખો અને દસ્તાવેજોના આધારથી લખાયલો છે એ વાત સર્વને જાણીતી છે. આ ગ્રંથકર્ત્તાએ પણ તેની મદદ લીધેલી છે. આ ઉતારામાંથી કેટલીક પ્રતો ગ્રાન્ટ ડફ જણાવે છે કે મુંબઈની લીટરરી સોસાયટીને તેણે સોંપેલી છે. આ કામ તે વખત અનુસાર ગ્રાન્ટ ડફે યોગ્ય કરેલું ગણાય; કારણ કે આથી કરીને મરાઠા ઇતિહાસનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને ગ્રાન્ટ ડફે ઉતારા કરેલા અસલ લેખો જાતે તપાસવાની સવડતા થાય-પણ દુર્ભાગ્યે કેટલાંક વરસથી લીટરરી સોસાયટી અસ્તિત્વ ધરાવતી નથી અને ગ્રાન્ટ ડફના અસલી લેખોનો પત્તો નથી. મેં એ બાબત રોયલ એશીઆટિક સોસાયટીની મુંબાઇની શાખાની લાયબ્રેરીમાં તપાસ કરાવી હતી. આ સોસાયટી લીટરરી સોસાયટી પછી તરત ઊભી થઇ પણ લેખોનો કાંઇપણ પત્તો મળ્યો નથી અને હાલ એ લેખો ક્યાં છે તેનો પણ કાંઇ ખુલાસો મળી શક્યો નહિ કેટલેક ઠેકાણે એવું ધારવામાં આવે છે કે આ લેખોને બાળી નાખવામા આવ્યા છે, અને આ કામ જો કે ગ્રાન્ટ ડફના હુકમથી કરવામા આવ્યું નથી તોપણ એ બાબત એને ખબર હતી; પણ આ માન્યતા શા આધારથી ઉત્પન્ન થઇ તે વિષે મને કંઇ માલુમ પડયું નથી. અને તે એટલી અસંભવિત છે અને ઇનામ કમીશને લેખો

* આ વિષય સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ કાશીનાથ ત્રિમ્બક તેલંગે લખેલો છે, અને તેમણે ૧૮૯૨માં ૧૭મી સપટેમ્બરે દખણ કોલેજ મંડળ સમક્ષ વાંચી સંભળાવ્યો હતો.

અને દસ્તાવેજો બાળી નાંખ્યા એવા જે ગપાટા ઉડતા તેના જેવી છે તેથી તે બિલકુલ નાપાયાદાર ગણાય જ્યારે ઉપલા લેખો રોયલ એશીઆટિક સોસાયટીની મુંબઈની શાખાની લાયબ્રેરીમા નહિ મળ્યા ત્યારે આ પ્રમાણે ગપાટા ઉડયા હશે.

આમાના કેટલાક લેખો મરાઠી વાંચનારને છેલ્લા દસ બાર વરસમા છાપેલા માલૂમ પડયા હતા, અને તેની સાથે બીજા પણ કેટલાક બાહેર પડયા છે જે ગ્રાન્ટ ડફને દેખીતી રીતે હાથ નહીં ચડયા હતા આ બે જાતના લેખોની તપાસ કરવાથી મરાઠા ઇતિહાસ ઉપર વિવિધ પ્રકારની બાબતોનુ અજવાળુ પડે છે જો કે ગ્રાન્ટ ડફના પુસ્તકમા આ લેખોની તપાસ લીધામા આવી નથી તો પણ કેટલાકનું વિવેચન કરવામા આવ્યુ છે, પણ તે માત્ર ઉતાવળથી ઉપરક ઉપલક જોઇને કરવામા આવેલું છે ગ્રાન્ટ ડફે પોતાના પુસ્તકમા જોકે સઘળે ભાગે નહિ તો પણ ઘણે ભાગે મરાઠાઓના રાજદ્વારી આખ્યાન બાબત વર્ણન કરેલું છે, તેમની વ્યાવહારિક અને ધાર્મિક હાલત ઉપર તો કોઇ કોઇ ઠેકાણે માત્ર આડકતરી રીતે ઇશારો કરવામા આવ્યો છે તોપણ અસલી લેખો વિષે ઉપર વિવેચન કરવામા આવ્યુ છે તેમા તે વખતના રાજદ્વારી બનાવોનું જે વર્ણન કરવામાં આવ્યુ છે તે આ આખ્યાનમા અગસની મુદ્દાની બાબત છે હવે જ્યારે આ અસલી હસ્તલેખો આપણી પાસે મોજુદ છે ત્યારે તેમા જે પ્રાસંગિક વ્યાવહારિક અને ધાર્મિક વિષયો વિષે લખવામા આવ્યું છે તેનો ફાયદો આપણે લઇ શકીએ છીએ, પણ જે લેખો ખોવાઇ ગયા છે તેમા એ બાબતનો ખુલાસો ઘણુ કરીને નથી, અને ઉપર જણાવેલા કારણોથી હવે આપણને બીજી કોઇ તરેહથી પણ એ લેખોમાં શુ જણાવેલું છે તેની ખબર પડી શકે એમ નથી. બધી બાબતોનો વિચાર કરતા જે દસ્તાવેજો હાલમાં મળેલા છે તેથી મરાઠાઓના ધર્મ સબધી અને વ્યાવહારિક ઇતિહાસ ઉપર ઘણુજ થોડું અજવાળું પડે છે એ અફસોસકારક છે કે ગ્રાન્ટ ડફના લેખોથી જે થોડુ ઘણુ

અજવાળું પડત તે પણ ખોવાઈ ગયલા હોવાથી જે થોડો ઘણો સંભવ હતો તે પણ જતો રહ્યો છે. પણ ખોવાયલા લેખોના અભાવે જે લેખો છેલ્લાં થોડાં વરસમાં "વિવિધ જ્ઞાન વિસ્તાર" નામના પુસ્તકમાં છાપેલા જોવામાં આવે છે તથા "કાયસ્થ, પ્રભૂચ્ય ઇતિહાસચી સાધનેં કાવ્ય ઇતિહાસ સંગ્રહ" માં છે તેમાંથી જે થોડાં થોડાં છૂટાં કિરણો પડે છે તે સર્વે એકત્ર કરીને થોડું અજવાળું આ પ્રકરણમાં નાંખીએ.

આ સ્થળે ધ્યાન ખેંચે તેવી મુદ્દે તપાસવાની બાબત એ છે કે સાંસારિક તથા ધાર્મિક વિષય તરફ રાજ્યનું વલણ કેવા પ્રકારનું હતું. મરાઠી સત્તાનો આરંભ થયો તે સમય તરફ ફરી નજર કરવાને આ પ્રસંગે આપણને જરૂર છે. એમ કહેવાની અગત્ય છે કે તે વખતે લશ્કરી પ્રચંડ જુસ્સો હતો અને ગમે તેવા પ્રતિકૂળ સંજોગો હતા છતાં મુલ્કી કાનુનો રચવાને શિવાજીને પોતાનું બુદ્ધિબળ અજમાવવાને અવકાશ મળ્યો હતો, અને તે પણ એવી રીતે કે મરાઠા ઇતિહાસે રોકેલી આખી મુદ્દત દરમ્યાન શ્રેષ્ઠ પેશ્વા વડા માધવરાવની કારકિર્દિને બાજુએ રાખીએ તો તેની જોડ મળી શકે તેમ નથી. વિખ્યાત અષ્ટ પ્રધાનની સ્થાપના, એ શિવાજીની પદ્ધતિનો એક લાક્ષણિક ગુણ હતો. આઠ પ્રધાનો માંહેલો એક પંડિતરાઓ કહેવાતો અને તેનાં કર્તવ્યો, તેમજ બીજા પ્રધાનો તથા અમલદારોનાં, રાજ્યાભિષેકના પહેલા વર્ષમાં મંગળવારે જેષ્ટ વદી ૧૩ ની લખેલી હોય એવા આશયવાળી પત્રિકામાં, દર્શાવેલાં છે. તેમાં જણાવેલું છે કે રાજ્યના ધાર્મિક પ્રકરણોનો તમામ અધિકાર પંડિતરાવે ચલાવવો અને અમુક કાર્ય, ધર્મના ધારાને અનુકૂળ છે કે નહીં તે જોઇ નિર્ણય કરી શાસન સંબંધી તેણે આજ્ઞા આપવી. રાજ્ય તરફથી વિદ્વાનોનો તેણે સત્કાર કરવો અને તેની સાથે ધર્મશાસ્ત્રનાં ત્રણ ખાતાંઓ, આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત સંબંધી જે કાંઇ લેખો રાજ તરફથી બહાર પાડવામાં આવે તેના ઉપર સામેની બાજુએ ખાતરીપૂર્વક તપાસ્યાની અધિક સહી કરવી. શાંતિ તેમજ બીજી

ક્રિયાઓ અને તેની સાથે રાજ્યદાનની વહેંચણી ઉપર પણ તેણેજ નજર રાખવી. વળી મલ્હારરાવ ચિટનિસે લખેલા શિવાજીના જન્મચરિત્રમાં એમ જણાવેલું છે કે એ રાજમંડળની સ્થાપના તેણે પરંપરાગત ચાલતા આવેલા રિવાજને અનુસરીને કરી હતી અને તેજ રીતે તેણે તેના અધિકાર તથા કર્ત્તવ્ય નક્કી કર્યાં હતાં.

રાજ્યાભિષેકનાં ૪૨ મા વર્ષની, માગશર શુદ ૪ ને વાર ગરૈઉની એક આજ્ઞાપત્રિકામાં એમ પ્રદર્શિત કરેલું છે કે માનવીઓના રાજાની એક ફરજ એ પણ છે કે અપવિત્રતા તરફ ઢળતા વલણુનો અવરોધ કરવો અને પ્રજામાં પવિત્રતાની વૃદ્ધિ કરવી. એ પત્રિકા કોલ્હાપુરના રાજા શંભુ છત્રપતિ તરફથી પ્રતીત થઇ હતી. વળી તેમાં એમ પણ જણાવેલું છે કે આમ કર્યાથી આવતી જિંદગીમાં અખંડ સુખ પ્રાપ્ત થઈ શકે છે એટલા માટે ધર્મ વિરુદ્ધ વિચારો કે પાખંડનો પ્રસાર રાજ્યમાં થવા દેવો નહીં, પણ કદાપિ કોઇ ઠેકાણે તેમ થવા પામે તો તે બાબત જાતી તપાસ થવી જોઈએ—એટલે કે ખુદ પ્રધાન તરફથી—અને યોગ્ય શાસન થવું જોઇએ, જેથી કોઈને અનાચાર તરફ વૃત્તિ ન થાય અને પરિણામે તેનો અવરોધ થાય.

આ ઉપરથી જણાશે કે મરાઠા રાજાઓ પોતાની પ્રજાની ધાર્મિક કૃતિઓ ઉપર અંકુશ રાખવા પોતાનો હક્ક તેમજ ફરજ સમજતા હતા. વળી એટલું પણ ધ્યાનમાં રાખવા જોગ છે કે આ કાર્ય રાજાની ફરજ બજાવવાના અર્થે જે પ્રધાનને નિમવામાં આવતો તે હમેશાં બ્રાહ્મણ ચુંટી કઢાતો અને તેમ થવું સ્વાભાવિક હતું. વિશેષ એમ પણ જણાય છે કે આ ફરજનો વ્યાવહારિક રીતે અમલ પણ થતો, નહીં કે તે કાગળ ઉપર શોભા તરીકે નોંધ રહેતી. દાખલા તરીકે શિવાજીનો દીકરો અને તેના પછી ગાદીએ આવનાર સંભાજીના રાજ્યમાં તેનો માનિતો કબજી,* એટલે કે

*કબ=કબિ, કવિજી. માનપૂર્વક પ્રત્યય કબિરાજ કે કવિરાજ પણ લખાય છે.

કહ્યુંથાએ, પોતાના બીજા અનેક અપરાધો અને અનાચારોમાં વૃદ્ધિ એ થઈ કરી કે એ કાર્ય માટે જવાબદાર પ્રધાન પંડિતરાવની સલાહ તે સમજુતી વિરૂદ્ધ રાજાને સમજાવીને એવી આજ્ઞા પ્રસિદ્ધ કરાવી કે હવેથી પ્રાયશ્ચિતની ક્રિયા પ્રખ્યાન બ્રાહ્મણો એટલે પરશુરામના ગુરૂઓને હાથે થશે. શી બાબીઓ જોવામાં આવી જેથી આ આજ્ઞા પ્રસિદ્ધ કરવામાં આવી તે આપણી આગળ જે લેખ છે તેમાં દર્શાવેલી નથી, અને આ વિષય સંબંધી બીજી હકીકતનું સાધન મારા જાણવામાં નથી.

ફરી શાહુના સમયમાં જ્યારે બાલાજી બાજીરાવ પેશ્વા હતો ત્યારે બ્રાહ્મણો અને પ્રભુઓ વચ્ચે લાંબા વખતથી જે ઝઘડો ચાલી રહ્યો હતો તેનો નિવેડો લાવવાનું કામ રાજ્યને માથે આવ્યું. એ તકરાર છેક શિવાજીના વખતથી શરૂ થએલી જણાય છે અને તેનો જે ફડચો તે વખતે લાવવામાં આવ્યો હતો તે પ્રમાણે સંભાજી અને રાજારામના રાજ્યો દરમ્યાન તેમજ શાહુના પોતાના રાજ્યના ઘણાખરા ભાગ દરમ્યાન અમલ થયો હતો. પરંતુ શાહુના રાજ્યના છેવટના ભાગમાં એ તકરાર ફરીથી ઉભી થઇ હતી, કેમકે પ્રભુઓ જેમ શિવાજીના માનિતા હતા તેમ શાહુના પણ માનિતા હતા. પ્રભુના હાથે લખાયલાં વૃત્તાંતોમાં બ્રાહ્મણોને માથે એવો દોષ મૂકવામાં આવ્યો છે કે પ્રભુ જાતિની પ્રતિષ્ઠા ઓછી કરવા અર્થે જુના પુરાણો તેમજ 'સહ્યાદ્રિખંડ' જેવાં બીજાં પુસ્તકોમાં તેમણે ઘાલમેલ કરી છે. તે વખતના પેશ્વા બાલાજી બાજીરાવ સમક્ષ આ વાંધો રજુ થતાં જ તેણે શાહુને લખ્યું કે જુનો રિવાજ ફરી અમલમાં આવવો જોઇએ, અને બ્રાહ્મણોએ જે નવી તકરારો ઉભી કરી છે તેને તોડી પાડવી જોઈએ અને આ બાબતમાં છેવટનો અને સ્પષ્ટ હુકમ બહાર પાડવો જોઇએ. આ ઉપરથી શાહુએ કૃષ્ણા નદીના કાંઠા ઉપર આવેલા ખડે અને માંહુલીના સઘળા બ્રાહ્મણોને આજ્ઞા લખી મોકલી કે બીજાપુરના શહેનશાહની કારકિર્દીમાં તેમજ શિવાજી, સંભાજી, રાજારામ અને તારાબાઇના સમ-

યમાં તથા મારા પોતાના શરૂઆતના અમલમાં જેવી રીતે તેઓ પ્રેતસંસ્કાર કર્તા તેજ વહિવટ ચાલુ રાખવો. તેમને સ્પષ્ટ સૂચના એવી આપવામાં આવી હતી કે તેમણે નવું કંઇ આદરવું નહીં અને જુનું લોપવું નહીં. વળી એજ વખતે રાજાની આજ્ઞા જોડે પંડિતરાવ રઘુનાથે એવી પત્રિકા બ્રાહ્મણો પ્રતિ મોકલી કે તેમણે જુનો રિવાજ પાળો ચાલુ કરવો; પરંતુ શાહુનો અંત જલદીથી આવવાનો છે એમ સમજીને પ્રતિનિધિ જગજીવનરાવ પંડિત અને તેના આડતીઆ યમાજી જેઓ શાહુની વતી સતારાનો રાજ્ય વહિવટ ચલાવતા હતા તેમણે આ નીવેડો સ્વીકાર્યો નહીં; અને તેથી ઉપલી આજ્ઞાઓ પ્રસિદ્ધ થઈ હતી છતાં તકરારો જેમની તેમ રહી ગઇ. પાછળથી ધારણા અનુસાર શાહુનું મૃત્યુ નિપજ્યું અને બાલાજી બાજીરાવે તરતજ પ્રતિનિધિ તેમજ તેના આડતીયા યમાજી બન્નેને કેદખાનામાં બેસાડ્યા, અને એવો હુકમ કર્યો કે ઉપલી ક્રિયાઓ સંબંધી જુનો રિવાજ અમલમાં મૂકવો આ રિવાજ માધવરાવના રાજ્યકારભારના અંત સુધી તથા નારાયણરાવના રાજ્યના આરંભ સુધી ચાલુ રહ્યો.

આ બનાવને ઘણાં વર્ષ વિત્યા પછી પેશ્વા સવાઇ માધવરાવ નરહરી સગુણેકર નામનો એક બ્રાહ્મણ યવનમય તથા ભ્રષ્ટ થયો એટલે કે હિંદુ ધર્મ તજી મુસલમાન બન્યો. પૈઠણના અમુક બ્રાહ્મણોએ તેને, પેશ્વાની આજ્ઞા વિરૂદ્ધ હોવા છતાં, ફરીથી પોતાની જ્ઞાતિમાં દાખલ કર્યો. આ પુનઃ પ્રવેશના પ્રશ્નોવડે તેજ સ્થળની બ્રાહ્મણ જ્ઞાતિમાં ફુટ પડી ને તે ઉપરથી એક દરબારી અમલદાર તેજ સ્થળે આવ્યો, અને ન્યાતબહાર મુકાયલા તેમજ બીજા બધા બ્રાહ્મણોને બળાત્કારે સાથે જમવા બેસાડ્યા. પેશ્વાના લેખ પ્રમાણે આનું પરિણામ એ નિપજ્યું કે તમામ પૈઠણ બ્રાહ્મણો ન્યાતબહાર થયા, અને તેટલા માટે સરકારે પૈઠણના બ્રાહ્મણ સમસ્તને પ્રાયશ્ચિત કરાવવા બે કારકુનોને મોકલ્યા ને તે પ્રમાણે ક્રિયા થઈ. ફરી એ આજ્ઞા જાલનાપુર પ્રગણાના

દેશમુખો અને દેશપાંડેઓ પ્રતિ મોકલવામાં આવી અને તેમાં એમ લખ્યું હતું કે એ પ્રગણાના બીજા જે બ્રાહ્મણો પૈઠણના બ્રાહ્મણોના સંસર્ગમાં આવ્યા હોય તેમણે પણ એ બે સરકારી કારકુનોદ્વારા વિધિપૂર્વક પ્રાયશ્ચિત કરવું. આ પ્રકરણમાંથી જાણવાયોગ્ય ભિન્ન ભિન્ન રંગ પ્રકટી નીકળે છે અને તેમાં પણ ધ્યાન ખેંચે તેવો પ્રકાર પ્રાયશ્ચિતનો વિસ્તાર વધીને એક આખા પ્રગણાના બ્રાહ્મણોને લાગુ પાડવાના ન્યાયના સખ્તપણા સંબંધનો છે. પાછળથી બીજો એક મુકરદમો અક્ટોબર ૧૮૦૦ માં નાના ફડનવિસ અને પરશુરામ ભાઉ પટવર્ધનના મૃત્યુ પછી તરતજ ઉભો થયો તેમાં પણ તર્ક સંભાવવામાં તેટલી જ કઠોરતા જણાઇ આવે છે. વાત એમ બની કે પેશ્વાના મહેલમાં એક અનુચરને ઘરનાં સૌ માણસો બ્રાહ્મણ સમજતા હતા પણ પાછળથી જણાઇ આવ્યું કે તે તો હલકા વર્ણનો હતો. એ માણસને શિક્ષા કરવામાં આવી અને પૂના શહેરના તમામ બ્રાહ્મણો ( ઘણી ખરી ત્યાંની વસ્તી પણ એજ છે ) ને પ્રાયશ્ચિત કરવું પડ્યું.

ત્રિમ્બકેશ્વરમાં સદાશીવરાઓ ભાઉએ એક વિચિત્ર મુકરદમો ચૂકવ્યો. સિંહસ્થ વર્ષમાં ગોસામીઓની બે ન્યાતો 'ગિરિ અને પુરી' વચ્ચે ત્રિમ્બકેશ્વરમાં ન્હાવા સંબંધી કંઇક વાંધો ઉઠ્યો અને તે દેખીતી રીતે એ હતો કે પ્રથમ કોણે ન્હાવું. અમારા જાણવામાં એમ આવ્યું છે કે એમાંથી લડાઇ ઊભી થઇ ત્યારે સરકાર તરફથી સદાશીવરાવે નીવેડો લાવવા ખુશી બતાવી. બન્ને પક્ષો કબૂલ થયા. તેણે યુક્તિ એ રચી કે ઉભય ન્યાતમાંથી એક એક મહંતને પોતાની જોડે તેડી જઈ કુસાવર્તના પવિત્ર પાણીમાં પ્રવેશ કર્યો. પાણીમાં બન્ને એકજ વખતે દાખલ થયા તેથી આગળ પાછળ જવાનો સવાલ દૂર થયો અને ઝઘડો મટી ગયો.

બીજો એક ઝઘડો પ્રતિસ્પર્દ્ધિ બ્રાહ્મણો વચ્ચે થયો તે પતાવવામાં પેશ્વા તેટલો ફતેહમંદ થઇ શક્યો નહીં. ત્રિમ્બકેશ્વરમાં પેશ્વાએ એક મંદિર બનાવ્યું હતું તેના સબંધમાં પ્રથમ કજીઓ ઉભો થયો હતો. એ ભવન

દેવાર્પણ કરવાની ક્રિયા બાલાજીએ ઇચ્છી હતી તે સમયે થઈ શકી નહીં, કેમકે મંદિરના દક્ષિણદ્વાર સંબંધી યજુર્વેદી તથા આપસ્તમ્બ બ્રાહ્મણો વચ્ચે તકરાર થઇ. એ વાધો કેવા પ્રકારનો હતો તે યથાસ્થિત જાણવામાં આવ્યો નથી તેમજ છેવટ પડયો કેવી રીતે આવ્યો તે પણ જાણવામાં નથી પરંતુ પરોક્ષ રીતે એમ તો કહી શકાય કે પેશ્વાએ, ત્રિમ્બકેશ્વર મંદિર બાંધવામાં કેટલાક પત્થર પેશ્વાની આજ્ઞાથી જે વાપરવામાં અવ્યા હતા તે, મસજિદોમાંથી લીધેલા હતા. એ મસજિદો તે વખતે પડતર હતી કે ખંડેર તે સંબંધી કંઈ લેખ નથી.

બીજી એક બાબતમાં પણ પેશ્વા પોતાની મરજી અમલમાં આણી શક્યો નહોતો, કેમકે લોકો તેમાં વિરૂદ્ધ હતા અને તે પ્રથમ, પહેલા બાજીરાવના સમયમાં, ઉપસ્થિત થઇ હતી. એ સંબંધી કાંઇ અસલ લખાણ મારા જોવામાં આવ્યું નથી પણ પેશ્વાના બખરના લેખકે એક નોંધ કરી છે કે બાજીરાવને મસ્તાની નામની મુસલમાન સ્ત્રીને પેટે દીકરો અવતર્યો હતો. એને બ્રાહ્મણ બનાવી જનોઇ આપવાની હતી, પરંતુ બ્રાહ્મણો વિરૂદ્ધ હોવાથી એ યોજના પાર પડી નહોતી. બાજીરાવની કારકિર્દી સંબંધી એક ટિપ્પણ છે તેમાં ૧૮૪૦ ની સાલ લખેલી છે ( ઘણુંકરીને એ તારીખ અસલ લખાણની નહિ પણ એ નકલની હોવી જોઇએ ) અને તેમાં બાજીરાવ અને મસ્તાની વચ્ચે જે લગ્ન જેવો વિધિ થયલો તેનું ટુંકું વર્ણન આપેલું છે. તેમાં એમ લખેલું છે કે એ મસ્તાની હૈદરાબાદના નવાબની એટલે કે નિઝામની પુત્રી હતી અને નવાબની સ્ત્રીએ એવી સૂચના કરી હતી કે મિત્રાચારી દૃઢ થાય તે અર્થે આપણી પુત્રીનું લગ્ન બાજીરાવ જોડે કરવું જોઇએ. :તદનુસાર ખંજરદ્વારા લગ્ન થયાં હતાં અને પાછળથી બાજીરાવ મસ્તાનીને તેડી લાવ્યો હતો અને તેને ખાસ બંધાવેલા જુદા મહેલમાં રાખી હતી. આ મહેલ પૂનામાં આવેલા સનવાર ભવનના એક ભાગમાં બાંધવામાં આવ્યો હતો.

અર્વાચીન કાળના હિંદુઓનું ધ્યાન એક અગત્યની બાબત ઉપર ખેંચાય છે તે પેશ્વાઓની એક આજ્ઞા સંબધી છે. પરંતુ તે વખતે કયા પેશ્વાની સત્તા પ્રચલિત હતી તે કહેવું અશક્ય છે. એ આજ્ઞા એવી રીતની હતી કે વાઇપ્રાંતમાં કોઇ પણ બ્રાહ્મણે પોતાની કન્યા પરણાવતી વખતે કંઈપણ પૈસાની રકમ સ્વીકારવી નહીં; જે કોઈ સ્વીકારશે તેને દંડ દાખલ બમણી રકમ સરકારને આપવી પડશે, અને જે ધણી રકમ આપશે તેને તેટલીજ રકમનો દંડ આપવો પડશે, તેમજ જે કોઈ એ રકમની આપ લે કરવામાં સાહ્યભૂત રહી મેહેનતાણું લેશે તેને તેટલોજ દંડ થશે. જે અધિકારી પ્રતિ એ આજ્ઞા કરવામાં આવેલી છે તેને સૂચના એવી રીતની કરેલી છે કે તેણે તાકીદની રીતે આખી બ્રાહ્મણજ્ઞાતિને, તમામ જમીનદારોને, ધર્મપ્રકરણના સઘળા અધિકારીઓને, ગોરોને, જોશીઓને તેમજ પાટીલો અને કુલકર્ણીઓને તે હુકમ પહોંચાડવો અને તેઓ કંઈપણ કરજ સંબંધી રકમ પાછી આપી દેવા બહાના બતાવે તે ઉપર લક્ષ આપવું નહીં ઇ. ત્યાદિ. આ આજ્ઞા સંબંધે વિશેષ કંઇ કહેવા સરખું નથી; પરંતુ એટલું તો જણાવવું જોઇએ કે તેમાં લક્ષ આપવા યોગ્ય લક્ષણ એ છે કે તે બહુવ્યાપક છે કેમકે એ દોષયુક્ત કારજમાં શામિલ થનાર સઘળાજનને શિક્ષા લાગુ કરેલી છે. જે માણસ કન્યા વેચે છે તેને, જે ગ્રાહક ખરીદે છે તેને અને જે માણસ એ સાટું ગોઠવે છે તેને.

આ ઉપરથી જણાશે કે મરાઠી અમલ તળે રાજ્યદ્વારી તથા ધર્મિક વિષયો વચ્ચે નિકટનો સંબંધ રાખેલો હતો અને એ સંયોગ માત્ર કાગળ ઉપર નહિ પણ તેનો વ્યાવહારિક રીતે અમલ થતો હતો; અને એ રીત મરાઠા રાજાઓની કારકિર્દી દરમ્યાન પ્રચલિત હતી તેવીજ રીતે બ્રાહ્મણ પેશ્વાઓના અમલ તળે પણ પ્રચલિત હતી. પરંતુ એટલું જણાવવું જોઇએ કે ઉપર કહેલા પેશ્વાની આજ્ઞા ઉપર પેશ્વાની સહીને બદલે રાજા શાહુના નામની સીલ જોવામાં આવે છે. આવી રીતે ધર્મોપદેશક પ્રકરણમાં રાજ-

મંડળ નિરાળું રહે તેમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી, કેમકે ધાર્મિક બાબતોમાં રાજ્ય વચ્ચે પડે તેવો સિદ્ધાંત હાલના જમાનામાં પણ સર્વમાન્ય નથી. વળી બીજી બાબત ધ્યાનમાં રાખવા જોગ એ છે કે શિવાજીએ આ બધી રીત દાખલ કરી હતી, અને તે છેક પેશ્વાના અમલના આખરનાં વર્ષો સુધી ચાલુ રહી તેનો મુખ્ય હેતુ એ હતો કે હિંદુ ધર્મને પરદેશી ભ્રષ્ટાચારથી બચાવવો. એથી ઉલટું, અજાયબી તો એ વડે ઉપજે છે કે મ-ગહા રાજાઓ આટલી હદ સુધી ધાર્મિક બાબતોમાં વચ્ચે પડવા શકિતમાન થયા. એક શકય ખુલાસો એ છે કે સામાન્ય રીતે લોકોએ શિવાજી ક્ષત્રિય વંશનો છે એવો દાવો સ્વીકાર્યો હોય એમ જણાય છે. આ બાબત વિશેષ હવે પછી લખવામાં આવશે. બીજી રીતે જોતાં શાસ્ત્રીઓ અર્વાચીન કાળમાં બ્રાહ્મણો અને શુદ્રો સિવાય બીજી કોઇ જ્ઞાતિઓ છે એવું સ્વીકારવાને અચકાય છે એટલુંજ નહીં પણ વારંવાર ચોખ્ખી રીતે ના પાડે છે. હું ધારું છું કે તેઓ ભાગવત પુરાણના જૂના ગ્રંથ ઉપર આધાર રાખે છે, કેમકે તેમાં એમ લખેલું છે કે ક્ષત્રિય વંશના છેલ્લા કુટુંબીઓ નંદાઓ હતા અને આ દૃષ્ટિબિંદુથી જોતાં શિવાજીનો ક્ષત્રિય હોવાનો દાવો તેમણે તપાસ્યો હોય એમ હું ધારતો નથી; પરંતુ રામદાસે તો એ દાવો સ્વીકાર્યો હતો. બીજો ખુલાસો એવો આપી શકાય કે દરેક રાજામાં ઓછો અદકો ઇશ્વરી અંશ છે, એ અસલી મત તે વખતે સ્વીકારવામાં આવ્યો હોય તેમ કહી શકાય. થોડાજ વખત ઉપર બખર નામનાં જે વૃત્તાંતો પ્રસિદ્ધ થએલાં છે તે માંહેલા એક ફકરામાં તો દિલ્હીના મુગલ શહેનશાહને પણ એ મતનો લાભ આપવામાં આવે છે, અને જ્યારે યવનરાજા માટે એમ કહ્યું છે ત્યારે વધારે મજબૂત કારણથી શિવાજી અને સંભાજી ઇશ્વરી અંશ ધરાવતા હતા એમ સ્વીકારી શકાય.

આ સ્થળે કૃષ્ણાજી સભાસદે લખેલા શિવાજીના જન્મચરિત્રમાં એક વાક્ય છે તે તરફ ધ્યાન ખેંચવાનું ઉચિત ધારૂં છું. ઉપર કહેવામાં આવ્યું

તેમ શિવાજીએ આદરેલી રીત મુદ્દે ધાર્મિક હતી છતાં મંદિરો અને પોતાના ધર્મના મંડળોનું રક્ષણ કરવાની યોજનાઓ દરમ્યાન તેણે મુસલમાન પીરો ને મસજિદોના લાભ અર્થે દીવાબત્તી અને નિમાજના બંદોબસ્ત માટે જે નિમણુંકો થએલી હતી તે ચાલુ રાખી. સભાસદે જે જીવનચરિત્ર લખ્યું છે તે શિવાજીના બીજા પુત્ર રાજારામની ઇચ્છાનુસાર ૧૬૯૪ માં રચેલું જણાવવામાં આવે છે અને આ દાવો સિદ્ધ કરવાને કેટલોક અંતર્ગત પુરાવો પણ છે. શિવાજીના ચરિત્ર લખનારે જે હકીકત પુરી પાડી છે તે દેખીતી રીતે ઇતિહાસમાં મહા મૂલ્યવાન્ છે.

હવે આપણે મુદ્દાની બાબત તરફ પાછા વળીએ આ ધાર્મિક અધિકારના સંબંધમાં નોંધ લેવી ઉપયોગી થઇ પડશે કે કાયસ્થ, પ્રભુની બખર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હિંદુ પ્રજાના ધર્મ સંબંધી ઉભા થતા ઝઘડાઓનો ફડચો લાવવા બીજાપુરના મુસલમાન બાદશાહોને અરજ કરવામાં આવતી. એવા પ્રસંગ પણ બનેલા છે. દૃષ્ટાંત તરીકે કોકણમાં બ્રાહ્મણ અને પ્રભુઓ વચ્ચે વાંધો ઉઠયો તે દરમ્યાન એક વાર બન્ને પક્ષો દાદ મેળવવા માટે બીજાપૂરના સ્થાનિક અમલદાર પાસે ગયા હતા. તે મુસલમાન હોવાથી તેણે કહ્યું કે પક્ષકારોનાં શાસ્ત્રો સંબંધી મને કંઈ જ્ઞાન નથી, માટે તમારે તમારૂ પવિત્ર જે મુખ્ય સ્થળ બનારસ છે ત્યાં જાઓ અને ત્યાંના પંડિતો પાસેથી ચુકાદો મેળવો. ત્યાં જે કાંઈ નિર્ણય થશે તેને અમલમાં મુકવાનું હું વચન આપું છું. બખરમાં વિશેષ એમ જણાવ્યું છે કે પક્ષકારો તે પ્રમાણે બનારસ ગયા ત્યાં પંડિતોની મોટી સભા ભરવામાં આવી, અને ભારે તકરાર થયા પછી એવો ચૂકાદો આપવામાં આવ્યો કે પ્રભુઓ વાસ્તવિક ક્ષત્રિયો છે અને વેદમાં જણાવેલા વિધિઓનો લાભ લેવાને તથા પવિત્ર ગાયત્રિ જાણવાને હક્કદાર છે. એમ કહેવાય છે કે આથી બ્રાહ્મણો સંતોષ પામ્યા હતા અને પ્રભુઓને માટે નિયમિતપણે વિધિઓ કરવાને કબૂલ થયા હતા, અને તેમણે તે કબૂલત પાળી હતી એમ પણ તેમાં દર્શાવેલું છે.

એજ પ્રકારનો બીજો દાખલો શાહાજીના લગ્નને લગતી હકીકતોમાથી નીકળી શકે તેમ છે. બીજી રીતે જોતાં પણ આ હકીકતો નવાઈ જેવી છે અને તેથી જરા વિસ્તારથી વર્ણવા યોગ્ય છે. શાહાજીનો બાપ માલોજી અને તેનો ભાઈ વિઠોજી એ બંને નિઝામશાહી રાજ્યના એક મનસબદાર જાદવરાવ લુકજીની નોકરીમાં હતા. ૧૫૯૮ માં એક પ્રસંગે સીમગાના ઓચ્છવ દરમ્યાન રંગની ક્રિયા જાદવરાવના ઘરમાં ચાલી રહી હતી તે વખતે માલોજી અને તેનો નાની વયનો પુત્ર શાહાજી હાજર હતા. શાહાજી તે વખતે પાંચ વરસની ઉમરનો દેખાવડો છોકરો હતો. તેને યજમાને પોતાની ત્રણ વરસની દીકરીની સોડમાં બેસાડયો અને વાતચિત દરમ્યાન ટીકા કરીકે આ બેનું જોડું બંધ બેસતું ગણી શકાય, અને દીકરીને પૂછયું કે વર તરીકે શાહાજી તને ગમે છે? તરતજ માલોજી અને તેના ભાઇ વિઠોજીએ એકઠા થએલા પરોણાઓને જાહેર કર્યું કે જાદવરાવે આ લગ્ન જોડવા પોતે વચન આપ્યું છે અને તે બાબતના તમે શાક્ષી છો. જાદવરાવની સ્ત્રીએ આ બાબત સ્વીકારી નહીં અને માલોજી અને વિઠોજીને ઘર છોડી જવાની ફરજ પાડી. તેઓ બન્ને ચાલ્યા ગયા, પરંતુ થોડા વખત પછી બેથી ત્રણ હજાર સિપાઇઓની ટુકડી તૈયાર કરી હોય એમ જણાય છે અને પોતે સરદાર બન્યા અને બીજી મદદ પણ તેમણે મેળવી. તે પછી તેઓ દૌલતાબાદ નજીક એક સ્થળે ગયા અને કેટલાક ડુકરો જઍ કરી ત્યાંની મસજિદમાં ફેંકી દીધા અને નિઝામને પત્રો લખ્યા કે જાદવરાવ અને અમારી વચ્ચે જે સાટું થએલું છે તે પ્રમાણે લગ્નનો બંદોબસ્ત નહીં કરવામાં આવશે તો એજ રીતે અમે બીજી મસજિદો ભ્રષ્ટ કરીશું નિઝામે એ વાત તરત ધ્યાન ઉપર લીધી અને જાદવરાવને હુકમ કર્યો કે લગ્નના સાટાનો અમલ કરવો. અંતે નિઝામના પોતાના મુરબ્બીપણા તળે બહુ દાહમાહથી લગ્નની ક્રિયા કરવામાં આવી અને નિઝામે માલોજી અને વિઠોજીને પોતાની નોકરીમાં રાખ્યા. કહેવાની જરૂર નથી કે આ બનાવ

સંબંધીની હકીકતો તદન નવાઇ જેવી અને અનિયમિત છે; પરંતુ તે ઉપરથી એમ તો જણાય છે કે લગ્ન જેવા મામલામાં પણ મુસલમાન રાજાઓને તેમની હિંદુ રૈયત મદદ માટે વચ્ચે પડવા વિનંતિ કરતી.

પાનીપતના યુદ્ધ સંબંધી બખરમાં એક વાક્ય છે જે ઉપરથી આ ધર્મ ઉપદેશક અધિકાર માટે કેવી રીતે વિનંતિ કરવામાં આવતી, અને ન્યાય રીતે તેવે પ્રકારે તેનો અમલ થતો. એમ જણાય છે કે ટલેગામમાં એક બ્રાહ્મણ સ્ત્રી રહેતી હતી તે એક મુસલમાન જોડે વ્યભિચારમાં પડી હતી. તેજ સ્થળના બ્રાહ્મણોએ નાના ફડનવીસને આ સંબધી પુને ફરિયાદ કરી અને તે જોડે બનેલી બાબતો જણાવી વિશેષ એમ લખ્યું કે હવે બ્રાહ્મણીયા ધર્મનું હરણ થયું. નાનાએ આ આરોપ માન્ય કર્યો નહીં પરંતુ તપાસ અર્થે પંચો નીમ્યા. મુસલમાનોએ પચોને લાંચ આપી હોય એમ જણાય છે કેમકે છેવટના ચુકાદાનો સમય આવે તે પહેલાં મુસલમાનોના લાભમાં નિર્ણય કરવાનું વલણ બતાવ્યું, એમ કહીને કે આ તો ખોટું તોહોમત છે. આ ઉપરથી સો બસેં બ્રાહ્મણો એકઠા થયા અને તેઓ પુને ગયા. આ સમયે પેશ્વા પોતાના લશ્કર સાથે જે સ્વારીનું છેવટ ખરડા આગલની લડાઇમાં નિપજ્યું તે સ્વારીએ ચડવા સજ્જ થઈ રહ્યો હતો. તેવામાં તેના તંબુની સમીપ ખરે બપોરે મસાલો સળગાવી બેઠા. જ્યારે પેશ્વા તંબુની બહાર આવ્યો ત્યારે બ્રાહ્મણોએ હરહર મહાદેવનો ઘોષ કર્યો. પેશ્વાએ જ્યારે પુછ્યું કે આ બધી ધાધલનો અર્થ શો ત્યારે તેઓએ કહ્યું કે અમે તળેગામથી આવ્યા છીએ, અને મુકરદમો આવી રીતે બન્યો છે. ખરે બપોરે મસાલો મળગાવવાનું કારણ એ છે કે તમારા રાજ્યમાં અંધકાર એટલે કે ન્યાયનો અભાવ છે. આ ઉપરથી નાનાંને તરતજ તેડી મંગાવવામાં આવ્યો અને પાછળથી પંચોને અને છેવટ પેલી આરોપી સ્ત્રીને બોલાવવામાં આવી. પેલી સ્ત્રીને જ્યારે પુછવામાં આવ્યું ત્યારે પ્રથમ તો તે ચુપ રહી પણ તેને ફટકાવવા માટે નેતરો મંગાવવા આજ્ઞા આપવામાં આવી ત્યારે તેણે પોતાનો અપરાધ

કબૂલ કર્યો. આ ઉપરથી પેશ્વાએ ચુકાદો આપ્યો કે બન્ને આરોપીઓ ગુન્હેગાર છે. આ નિર્ણયને યજ્ઞેશ્વર શાસ્ત્રીએ સમ્મતિ આપી હતી એમ તેમાં દર્શાવેલું છે. શાસન એવી રીતનું આપવામાં આવ્યું કે પુરૂષ અપરાધીને અવળે મોઢે ગધેડે બેસાડી પુનાની શેરીઓમાં ફેરવવો અને પછી હાથીને પગે બાંધી મારી નાંખવો. સ્ત્રી અપરાધીને દેહાંત દંડની શિક્ષા થઇ શકે નહિ તેથી તેને દેશપાર કરવામાં આવી.

મરાઠા રાજાઓના સમયમાં ધાર્મિક અધિકાર કેવી રીતે ચલાવવામાં આવ્યો હતો તે ઉપર જણાવેલા ભિન્ન ભિન્ન પ્રકારનાં દૃષ્ટાંતો ઉપરથી જણાઇ આવે છે. એમ પ્રદર્શિત થાય છે કે એ રાજાઓ રાજ્યના ઉપરી હતા એટલુંજ નહીં પણ એક સરખી રીતે ધર્મપ્રકરણના પણ ઉપરી હતા. ખ્રિસ્તિ ધર્મની રૂઢી પ્રમાણે બોલીએ તો તેઓ લેજીસ્લેટીવ ( કાયદા ઘડવા સંબંધી ) અધિકાર તેમજ જ્યુડિશીઅલ ( ન્યાયિક ) અધિકાર પોતે વાપરતા તેમજ પંચોદ્વારા ચલાવતા. રાજવહિવટનો અધિકાર તે ખાતાના પ્રધાનદ્વારા ચલાવતા અને કાયદાને અમલમાં લાવવાનું કાર્ય સરકારી કારકુનો મારફત ચલાવતા. વિશેષમાં એમ તો જણાવવું જોઇએ કે આ હકીકત સંબંધી લેખો મરાઠા રાજ્યની લગભગ આખી મુદતના સંબંધમાં જોવામાં આવે છે, છેક શિવાજીના સમયથી માંડીને સવાઇ માધવરાવના સમય સુધી.

એમાં તો પ્રથમ કહેવામાં આવ્યું છે કે જે મરાઠા રાજાઓ ધાર્મિક બાબતોના ઊપરીપણાનો દાવો કરતાહતા અને તે સંબંધે અધિકાર ચલાવતાહતા તેઓ ક્ષત્રિય છે એમ માન્યતા હતી. હાલમાં છપાયલા ઘણાક લેખોમાં એ મુદ્દા સંબંધી સૂચન છે, પણ શિવાજી પોતાના સંબંધમાં જે કાંઈ સૂચન છે તે ઉપરથી એમ જણાય છે કે તેના લાભ અર્થે ઉઠાવેલો ક્ષત્રિય હોવાનો દાવો જો કે સગવડ માટે અને રાજદ્વારી કારણોને લીધે સ્વીકારવામાં આવતો તોપણ લોકો સામાન્ય રીતે તે વાસ્તવિક રીતે ટકી શકે તેવો છે એમ કબૂલ રાખતા નહોતા. કૃષ્ણાજી અનંત સભાસદ અને ચિત્ર ગુપ્તે

શિવાજીનાં જે જીવનચરિત્રો લખાયાં છે તે ઉપરથી એમ માલૂમ પડે છે કે તેને વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવામાં આવ્યો તે પછીજ એના કુળ સંબંધી ખોળ કરવામાં આવી અને તે ઉપરથી એમ જણાયું કે સિસોદ વંશના રજપૂતો ઉદેપુરમાં જે રાજ કરતા હતા તે માંહેલો એ છે. મલ્હાર-રામરાઓ ચિટનિસે આપેલા વૃત્તાંતમાં એમ જણાવેલું છે કે બનારસના જે મહા પંડિત ગાગા ભટને રાજ્યાભિષેકની ક્રિયા કરવા બોલાવવામાં આવ્યો હતો તેને રાજરીતિચાતુર્ય સમજાવવામાં આવ્યું ત્યારે જ તે અભિષેકની ક્રિયા કરવા કબૂલ થયો. વળી એક બીજા વિધિ સંબંધે પણ સ્થાપિત નિયમની હદ ઓળંગવાની અગત્ય જણાઈ, કેમકે અભિષેક પહેલાં તો ક્ષત્રી તરીકે શિવાજીને જનોઈ આપવું જોઇએ અને તેની વય તો તે વખતે લગભગ પચાસની હતી અને ઘેર બે દીકરા હતા. આ અનિયમિતપણા સબંધે એમ જણાવેલું છે કે તે વખતના તમામ બ્રાહ્મણો અને પંડિતોએ પોતાની સમ્મતિ આપી હતી. બ્રાહ્મણો તથા પંડિતોએ આવી રીતનો નિર્ણય શી રીતે કર્યો તેનો ખુલાસો આધારરૂપ ગ્રંથોમાં કોઇ ઠેકાણે કરેલો નથી. વળી બીજી બાબત જોવા જેવી એ છે કે ઉપવિતક્રિયા શિવાજીના કુટું-બના જેઓ ગાદીએ બેઠા તેમના સંબંધમાં જ કરવામાં આવી અને તે પણ રાજ્યાભિષેકના અંગેજ તેનું વર્ણન જોવામાં આવે છે. આ બધી હકીકત જોતાં શાહજી સિસોદવંશનો રજપૂત છે એવો દાવો જેપોરના મિરઝા રાજાએ સ્વીકાર્યો હતો અને તેની જોડે જમ્યો હતો. એ બધી વાતો કૃષ્ણાજી અનંત સભાસદ અને મલ્હારરામરાઓ ચિટનિસે લખી છે તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી શકાય તેમ નથી. શિવાજીના સંબંધમાં આમ બન્યા પછી ઘણી મુદ્દત કેડે, સતારાના રાજાઓ સિંધિયા અને નાગપોરના ભોંસલેઓ તથા ઘોરપડેઓ તેમજ બીજાઓ ક્ષત્રિય હોવાનો દાવો કરે તેમાં નવાઈ જેવું કશું નથી. એનો ખુલાસો સભાસદે લખેલા જીવનચ-રિત્રમાં એક સ્થળે આપેલો છે. તે વર્ણવે છે કે શિવાજીએ ગાગાભટનો

જે ભવ્ય રીતે આદરસત્કાર કર્યો તેથી તે બહુ રાજી થયો. તેણે જ પ્રથમ સૂચન કર્યું કે મુસલમાન બાદશાહને ગાદીનશીન કરવામાં આવે છે અને તેના ઉપર રાજ્યછત્ર ધરવામાં આવે છે; ત્યારે શિવાજીએ આવું મહાન્ કાર્ય કર્યું છે છતાં તે વિધિપૂર્વક રાજ્યચિન્હ ધારણ ન કરે એ બહુ અયોગ્ય કહેવાય. જ્યારે આ સૂચન શિવાજીએ અંગીકાર કર્યું અને અભિષેકની બાબત નક્કી થઇ ત્યારે જ તેના મૂળ વંશ વિષે તપાસ કરવાની તથા તે ક્ષત્રિય છે એમ પ્રસિદ્ધ કરવાની આવશ્યકતા જણાઇ. આ સંબંધનો પુરાવો સમગ્ર રીતે જોતાં એમ જણાય છે કે કેવળ રાજ્યદ્વારી હેતુ પાર પાડવા પ્રથમથી નક્કી કરેલા પરિણામને પુષ્ટિ આપવા અર્થે, ધર્મ સંબંધી નિયમો અને ખરી બાબતોને ચાતુર્યથી ફેરવી આ બધી ઘટના રચવામાં આવી છે.

આવાજ પ્રકારના ચાતુર્યનાં, કિંવા ઓછી અદકી અગત્યના ધાર્મિક નિયમોનું એથી અધિક ખુલ્લું તથા પાધરૂં ઉલ્લંઘન થએલું છે એવાં, દૃષ્ટાંતો લેખો ઉપરથી આપણને મળી શકે છે. સંભાજીની સગવડ અર્થે કરેલા બંદોબસ્તના સંબંધમાં તાજામાં તાજો દાખલો છે. એ બનાવ શિવાજી દિલ્હીથી નાસીને, તમામ નડતરો દૂર કરવા અર્થે, જવાન રાજકુમારને પોતાની પાછળ મૂકી ગયો તે વખત બન્યો હતો. હકીકત એમ છે કે ઔરંગજેબના કેટલાક માણસોને એમ શક ઉત્પન્ન થયો કે કાશીપંત બ્રાહ્મણના હવાલામાં એક છોકરો હતો તે, કહેવામાં આવતું હતું તે પ્રમાણે તેનો વાસ્તવિક રીતે પુત્ર હતો કે નહિ. આવી રીતના તેમના શકનું સમાધાન કરવા અર્થે તેમના કહ્યા પ્રમાણે સંભાજીની જોડે કાશીપંતને એક જ થાળીમાં જમવું પડ્યું હતું. એ બ્રાહ્મણે જેમ બની શકે તેમ પોતાનો દોષ ઓછો કર્યો હતો. તે એવી રીતે કે શેકેલા અને પહોળા કરેલા ભાત-( પહુઆ ) નો એક સમુદાય કેળના પાના ઉપર દહીંની સાથે મિશ્ર કરી ઔરંગજેબના અનુચરોની સમક્ષ તે જમ્યો. એ માણસોએ શહેનશાહને અનુકૂળ રીપોર્ટ કર્યો તેથી સંભાજી બચ્યો. પરંતુ શિવાજીનો એક ચરિત્ર

લખનાર ચિત્રગુપ્ત કહે છે કે એ કાશીપંત બ્રાહ્મણે ખાનગી રીતે પોતાના કૃત્ય માટે પ્રાયશ્ચિત કર્યું હતું. વળી એમ પણ જણાવવું જોઇએ કે એજ લેખક એમ જણાવે છે કે સંભાજીવે ધોતીઉં અને જનોઈ પહેરાવેલાં એટલે કે બ્રાહ્મણના જેવો પહેરવેશ તેને ધારણ કરાવ્યો હતો. ખરૂં પુછાવો તો જનોઈ પહેરવાનો તેનો હક શિવાજીએ ઉપનીતની ક્રિયા શુમારે ૧૬૭૯ માં કરી અને યુવરાજ તરીકે તેને નક્કી કરવામાં આવ્યો ત્યાં સુધી થયો નહોતો.

*શિવાજીના કુટુંબમા જ્યારે તેની મા પોતાના પતિના મૃત્યુ પછી* સતી થવા તૈયાર થઈ ત્યારે પણ કંઇક એવા જ પ્રકારનો બનાવ બન્યો હતો. તે વખને શિવાજીએ પોતાની માને સતી ન થવા ઘણી વિનંતિ કરી પણ પ્રથમ તેણે પોતાનો હઠ છોડયો નહીં. ચિત્રગુપ્તે લખેલા ચરિત્ર ઉપરથી જણાય છે કે જ્યારે કોઇ રીતે એ બાઇ સમજી નહીં ત્યારે છેવટ તેને એમ કહેવામાં આવ્યું કે જો તે માનશે નહીં તો શિવાજીની જિંદગી જોખમમાં આવી પડશે અને તેણે જે રાજ્ય સ્થાપ્યું છે તે નાશ પામશે. આ મુદ્દાથી ધારેલી અસર થઇ. તે પછીના પેશ્વાઇ અમલના જમાનામાં એજ રીતનાં દ્રષ્ટાંતોની ન્યૂનતા નથી. પ્રથમ તો બ્રાહ્મણ પેશ્વાઓ લશ્કરી ધંધામાં જોડાય એજ ધાર્મિક નિયમોનુ ઉલ્લંઘન છે, પરંતુ તે એટલું તો સાધારણ થઇ ગયું કે તે, ઉલ્લંઘન હોય એવો વિચાર ભાગ્યે જ કોઇને આવવા પામે એમ કહી શકાય. પેશ્વા માધવરાવ જોઇએ તે કરતાં વધારે કાળ ધાર્મિક ક્રિયાઓમાં વ્યતીત કરે છે એ પ્રકાર, પેશ્વાઓએજે ક્ષત્રિય ધર્મ ધારણ કર્યો તેથી પ્રતિકૂળ છે, એવો વાંધો વિખ્યાતરામ શાસ્ત્રીએ ઉઠાવ્યો હતો, અને તેથી પણ એજ બાબત બહુ મજબૂતપણે સિદ્ધ થાય છે અને તે ઉપરથી એમ જણાય છે કે સ્થાપિત ક્રિયા પ્રમાણે એ તો જાણે ફેરવી ન શકાય તેવો અને નિર્વિવાદક્રમ છે એમ સમજવામાં આવતું હતું એજ પ્રખ્યાત પેશ્વા માધવરાવ સંબંધી ઉક્ત મુદ્દો પૂરવાર કરે તેવી બીજી પણ એક વાત છે. જ્યારે હૈદરઅલી સામે તે સ્વારી લેઇ જતો હતો ત્યારે હમેશની રીતે નાગપુરના ભોંસલે સરદારને મરાઠા લશ્કરની સાથે જોડાઈ

જવા આમંત્રણ મોકલ્યું. તે ઉપરથી ભોંસલેનો પૂનાનો આર્ડતિયો પ્રથમના પ્રધાન સખારામ બાપુની સલાહ પૂછવા ગયો કે અમારે શું કરવું. પેશ્વાનો કારકુન તે વખતે હાજર હોવાથી ખુલ્લી રીતે સલાહ આપતા સખારામ બીધો. કારકુન સમજી શકે નહીં તેવી માર્મિક રીતે સલાહ આપવા તેણે યુક્તિ રચી. તે વખતે તેની પાસે બે જણ શેત્રંજ રમતા હતા તે માહેલા એકને તેણે સૂચના કરી કે તમારો પ્રતિપક્ષી બહુ બળથી આગળ વધી આવે છે માટે તમે તમારા રાજાને એક બે ઘર પાછો હઠાડો. આ અણસારો ભોંસલેનો વકીલ સમજી ગયો અને તેણે તરતજ પોતાના માલિકને લખીને સલાહ આપી કે પેશ્વાના તેડાને અનુસરીને તમારે પૂને આવવું નહીં. પરંતુ નાગપુરથી તુમે જે આગળ વધી આવ્યા છો તે સ્થળથી એક બે મંજલ પાછળ હઠી જાઓ. આ સલાહનો અમલ થયો. માધવરાવ પોતાના લાભની બાબતો સંબંધી ખબરો મેળવવામાં બહુ કુશળ હતો, તેથી તેણે જાણી લીધું કે ભોંસલે પોતાની રાજધાની તરફ પાછો ફર્યો છે અને સખારામ બાપુની સલાહ ઉપરથી તેમ થયું છે. આ વાત તેના જાણવામાં આવી અને પોતે બહુ મજબૂત મનનો હતો તેથી તેણે એકદમ ભોંસલેના વકીલને તેડાવી લેઇ કહ્યું કે તમારો માલિક સખારામ બાપુની સલાહથી નાગપુર તરફ પાછો ફર્યો છે, હવે હું તમને ચેતવણી આપું છું કે જો તમારો માલિક ૫દર દહાડામાં પૂને આવશે તો તો જાણે ઠીકજ છે, પણ તેમ નહીં થશે તો તમે બ્રાહ્મણ છો તે બાબત લક્ષમાં ન લેતાં તંબુ મારવાના ખૂંટાવડે તમારૂં મસ્તક ભાગી નાખીશ.

આ બાબત કંઇક વિશેષતાથી એક બ્રાહ્મણ કારકુને લખેલી કહી શકાય, કેમકે તે બ્રાહ્મણ પરશુરામ ભાઉ પટવર્ધનનું ચરિત્ર લખતાં છેવટે એણે એમ જણાવ્યું છે કે મરનારનો અંત ઉત્તમ રીતે આવ્યો, કેમકે છેલ્લી ઘડી સુધી તેણે ક્ષત્રી તરીકે પેશ્વાની સેવામાં પોતાની ફરજો બજાવી. પરંતુ આ સંસારી બ્રાહ્મણોના દાખલાઓ મૂકી દઇએ તોપણ કાયગામના આચાર્યોના સંબંધમાં તેમજ ધાવડસીના સ્વામિના સંબંધમાં દાખલા

જડી આવે છે કે તેઓ ધાર્મિક બ્રાહ્મણની રીતે રહેતા હતા છતાં સંસારી એટલે કે રાજદ્વારી પ્રકરણોમાં સારી રીતે લક્ષ લગાડતા હતા. આ છેલ્લા પુરૂષ સંબંધી જે માહિતી મળી છે, તે સાંભળેલી વાત, તાજા પ્રસિદ્ધ થયલા બખર અને ગ્રાન્ટ ડફના ઇતિહાસમાં આપેલા એક ટિપ્પણ ઉપરથી પણ જણાઇ છે. અસલ પત્રવ્યવહાર મારા જોવામાં આવ્યો નથી. ઉપર કહેલા આચાર્યોના સંબંધમાં જે વાત જાણવામાં આવી છે તે તો પ્રસિદ્ધ થએલા પત્રો ઉપરથી પ્રદર્શિત થાય છે કે તેઓ પેશ્વાઓને વ્યાજે પૈસા ધીરતા, રાજ્યદ્વારી પુરૂષો તથા બાબતો સંબંધી તેમનો અભિપ્રાય લેવામાં આવતો, અને તેઓ પંડે લોકોપયોગી પ્રકરણમાં ઉત્સાહ બતાવતા અને કોઇ કોઇ વાર તેમાં ભાગ પણ લેતા.

એજ પ્રકારની બીજી બાબત કંઇક જાણવાયોગ્ય હોવાથી નોંધવા જેવી છે. હાલ જે કાગળો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તેમાં એક પત્ર પેશ્વા સવાઈ માધવરાવના પ્રતિ તેની દાદી ગોપીકાબાઇનો લખેલો છે અને તે, પેશ્વાએ કેવી રીતે વર્તવું તે સંબંધી સલાહ માટે વિનંતિ કરેલી, તેના ઉત્તર રૂપે છે.

બાલાજી બાજીરાવની વિધવા આ વૃદ્ધ બાઇએ પોતાના પૌત્રને એક સૂચના એવી કરી છે કે તેણે પોતાની સંધ્યા પૂજા ઘટાડી નાખવી અને પુરોહિત દરરોજની સામાન્ય દેવપૂજા કરે ત્યારે તેણે તો માત્ર તુલસીપત્ર ધરવાં. આવી સૂચના લખવા વાંચવા શિખનાર નાની વયના એક છોકરાને એક સ્ત્રી તરફથી આપવામાં આવે તે ઉપરથી જણાય છે કે સમયને અનુસરીને જૂની ધાર્મિક ક્રિયાઓની કઠોરતા પેશ્વાના પોતાના કુટુંબમાં કેટલેક અંશે શિથિલ થઇ ગએલી હોવી જોઇએ, તેનો નોંધવા લાયક પુરાવો આ ઉપરથી મળે છે. ગોપીકાબાઇ સમયને અનુસરીને ચાલનારી બુદ્ધિમાન્ ને મજબૂત મનની હતી, અને તેણે પેશ્વાઇ અમલના ઇતિહાસમાં ઘણાક પ્રખ્યાત પુરૂષોની દરરોજની રહેણી કરણી જોઇ હશે. ભોજન કરવાના સંબંધમાં નિયમોની સખ્તાઇને લગતા એકાદ બે વિચિત્ર દાખલા

છે. મલ્હારરામરાવ ચિટનિસે શાહુનું જે જન્મચરિત્ર લખ્યું છે, તેના એક ટિપ્પણ ઉપરથી પહેલો દાખલો હું આપું છું. પરશુરામ ત્રિમ્બક પ્રતિનિધિ શાહુની ઈતરાજીમાં આવી ગયો હતો કેમકે તેનો દીકરો કોલ્હાપુર પક્ષમાં જોડાઇ ગયો હતો. શાહુના હુકમ પ્રમાણે પ્રતિનિધિને મારી નાખવાની તૈયારી હતી એટલામાં ખંડો બલ્લાળ ચિટનિસ તે સ્થળે દોડી પહોંચ્યો ને તેને માટે વિનંતિ કરીને તેણે તેનો જીવ બચાવ્યો.

તે સમય પછી એમ કહેવાય છે કે પ્રતિનિધિના કુટુંબમાં જ્યારે જ્યારે શ્રાદ્ધનો પ્રસંગ આવતો ત્યારે બ્રાહ્મણોની જોડે ખંડો ચિટનિસના કુળના એકાદ આગેવાન પુરૂષને નિમંત્રણ કરવાનો રિવાજ બહુ લાંબા વખત સુધી પ્રચલિત રહ્યો. ખર્દાના યુદ્ધમાં ભોજન સંબંધી બે આવાં જ નિયમ ઉલ્લંઘન કરવાનાં દ્રષ્ટાંતો બખરમાં વર્ણવેલાં છે. જય મેળવ્યા પછી પેશ્વાને, નાના ફડનવિસ જુદા જુદા સરદારોને મુલાકાતનું માન આપવા અર્થે, તેડી ગયો. આ માંહેલા બે જીવબાદાદા અને લખોબા નાના હતા. ત્યાં ફરાળ લેવા માટે પેશ્વાને નિમંત્રણ કરવામાં આવ્યું. પેશ્વાએ નાના તરફ ફરી કહ્યું કે એ લોકો શેણવી છે, એમનું કહેવું હું કેમ કબૂલ કરૂં ? તે ઉપરથી નાનાએ કહ્યું કે બધી સામગ્રી આપણા બ્રાહ્મણ રસોઇઆએ કરી છે. શેણવી છે તેથી શું થયું ? જીવબાને નિરાશ કરવો ન જોઇએ, એણે યુદ્દક્ષતા સારી દેખાડી છે; સરદારોની બાબતમાં આવાં વિઘ્નો પ્રતિ લક્ષ આપવું ન જોઇએ. આ ઉપરથી પેશ્વા તથા તેની જોડેના બ્રાહ્મણો ફરાળ કરવા બેઠા. પેશ્વાએ નામ ખાતર થોડું ફરાળ લીધું પણ બીજાઓ તો રીતસર જમ્યા. બખરમાં આપેલા વર્ણન ઉપરથી સ્પષ્ટ જણાય છે કે બધા મનમા એમ તો સમજ્યા કે આપણે નિયમસર વર્તતા નથી પણ રાજકીય જરૂરીઆત પ્રમાણે આમ કરવું ખોટું નથી. જીવબા દાદાને તંબુએથી પેશ્વા પરશુરામ ભાઉ પટવર્ધનને ત્યાં ગયો. અહીં પણ જમવા વાસ્તે વિનંતિ કરવામાં આવી. આ સ્થળે જ્ઞાતિસંબંધી નડતર નહોતી, કેમકે બન્ને બ્રાહ્મણ હતા. પણ પેશ્વાએ નાના પ્રતિ કહ્યું, પરશુરામને તો શોક છે માટે શું કરવું ? નાનાએ

ફરી પ્રસંગને અનુસરતો ઉત્તર આપ્યો કે આવે ટાંકણે ભાઉને આશાભંગ કરવો ઉચિત નથી. શોક સંબંધી વિઘ્ન દૂર કરવા ગમે તે માર્ગ ખોળી કાઢવામાં આવશે. પરિણામે પેશ્વાએ હા પાડી અને તે તેમજ તેના રસાલાના માણસો પરશુરામ ભાઉના તંબુમાં જમવા બેઠા, અને ભાઉ પોતે શોકના કારણથી, મહેમાનોની પંક્તિમાં, પણ નોખો બેઠો બખરનો કર્તા કહે છે કે પેશ્વાની આ કૃપાદષ્ટિથી પોતાના ભાણેજના મૃત્યુનો શોક ભૂલી ગયો અને પેશ્વાને કહ્યું કે આ દુઃખદ ઘરમાં આપ ભોજન કરવા રહ્યા તેથી રણક્ષેત્રમાં લીધેલા મારા બધા શ્રમનો બદલો પુરતી રીતે વળી રહે છે.

એવી જ એક બીજી બાબત ઉપર હું હવે ધ્યાન ખેંચું છું પણ તે સંબંધી પુરાવો જોઇએ તેવો નથી; પણ જે છે તે રજુ કરૂં છું. સવાઈ માધવરાવના લગ્ન અવસરે, પેશ્વાઈ અમલ વખતે, બહુ ઠાઠમાઠ સાથે ઓચ્છવ કરવામાં આવ્યો હતો. શોભાનું વર્ણન પેશ્વાના બખરમાં વિગતવાર આપેલું છે. શક ૧૭૦૪ ( ઈ. સ. ૧૭૮૨ ) ની એક નોંધ પણ છે. તેમાં આ ભવ્ય લગનના ગૌરવ તથા દબદબાની ઝીણી ઝીણી અસંખ્ય બાબતો સંબંધી વિસ્તીર્ણ સૂચનાઓ આપેલી છે, એટલી હદ સુધી કે તે પ્રસંગે શા શા પ્રકારના સુગંધી પદાર્થો તથા મિષ્ટાન્ન વાપરવાં તથા કેવી રીતના તમાશા કરવા, વળી કોણે દેખરેખ રાખવી તે પણ તેમાં જણાવેલું છે. બીજી બાબતો જોડે એમ સૂચન કરેલું છે કે સરદારો, સિલેદારો, મરાઠાઓ, મુસલમાનો, *અલીબહાદુર અને બીજાઓ એકઠા થયા પછી તેમને, કન્યાના બાપને ઘેર, ભોજન તથા ફરાળ અર્થે તેડી જવા. વળી તેમાં એમ પણ લખેલું છે કે યોગ્ય પ્રસંગે તેમને મહેલમાં ભોજન કે ફરાળ લેવા નિમંત્રણ કરવું. ફરી તેમાં લખેલું છે કે, નવાબ, ભોંસલે, હોલકર અને ઉંચા દરજ્જાના સિલેદારો એટલે કે સરકારકુનો, મરાઠા તેમજ મુસલમાનોને આમંત્રણ કરવું જોઇએ. યથાસ્થિત ગોઠવણ થયા પછી તેમને વધુના

*પહેલા બાજીરાવના, મસ્તાનીને પેટ થએલા પુત્ર, સમશેર બહાદુરનો દીકરો.

બાપને ઘેર તેડી જાય અને મહેલમાં લેઇ જઈ જમાડવા તથા નાચ દેખાડવે; તેમને તેડું કરવું એટલુંજ નહીં પણ ઘર આગળ ભાણાં મોકલવાં. ભિન્ન ભિન્ન મહેમાનો-મરાઠાઓ, મુસલમાનો, ઇત્યાદિને ભોજન સમયે જમણ કેમ પીરસતું, તેમને માટે કેવી રીતની સગવડ રાખવી તે સંબંધી આમાં સ્પષ્ટ સૂચના નથી, તેથી તેઓ બધા સાથે બેસીને જમતા હતા. તેજ થાળીમાંથી તેમને માટે પીરસવામાં આવતું હતુ કે શી રીતે તે સંબંધી કંઇ નક્કી કહી શકાતું નથી, પરંતુ એમ દીસે છે કે તેમ હોય તોપણ તે છેક અસંભવિત નથી. ગમે તેમ હોય પણ એટલુ તો દેખીતું છે કે મરાઠાઓ તેમજ મુસલમાનો, ભવ્ય લગ્ન વેળા, મહેલમાં તેમ જ વધુના બાપને ઘેર સાથે જમવા બેસતા, અને આ વિસ્તીર્ણ અને વિગતવાર નોંધમાં એવું કશું જણાવેલું નથી કે બ્રાહ્મણોથી નોખા બેસાડવા. બીજાઓને માટે ઘરના જુદા જુદા ભાગમાં સગવડ કરેલી હતી.

ભોજનની બાબત એક બાજુએ મૂકી હવે લગ્નની અગત્યની બાબત તરફ આપણે વળીએ. અહીં પણ એમ દેખાય છે કે પેશ્વાઓએ એક નવી રૂઢી દાખલ કરી હતી, પરંતુ તે સ્થાપિત થઇ શકી નહીં. આ સ્થળે હું બાજીરાવના મસ્તાની જોડે થએલા અનિયમિત લગ્ન સંબંધી ધ્યાન ખેચું છું. બાલાજી બાજીરાવ, ચીતપાવન અથવા કોકણસ્થ બ્રાહ્મણ જ્ઞાતિનો હતો. અને એજ જ્ઞાતિની પણ જુદી ન્યાતની કન્યા રાધાબાઇ જોડે તે પરણ્યો હતો. વળી એમ પણ કહેવાય છે-પરંતુ તેને માટે લેખી આધાર નથી-કે બ્રાહ્મણ જાતિની ત્રણ ( દેશસ્થ, કોકણસ્થ, ને કહ્રાડા.) મોટી ન્યાતોને પૂર્ણ રીતે સંયુક્ત કરવા બાલાજી કહ્રાડા ન્યાતની એક કન્યા પણ પરણી લાવ્યો હતો. પરંતુ ધારેલો હેતુ પાર પડ્યો નથી, અને એ જુદી જુદી ન્યાતોમાં જે પરસ્પર લગ્ન થએલાં તે તરફ લોકોની લાગણી અતિ નરમ શબ્દોવડે વર્ણવીએ તો તેઓ આંખ આડા કાન કરવામાં જ ડહાપણ સમજે છે એમ કહી શકાય.

બીજી વિચિત્ર નોંધવા જેવી વાત એ છે કે પેશ્વાઇ અમલ વખતે

બ્રાહ્મણોનો એક સમુદાય સાધારણ ધાર્મિક ક્રિયામાં સહાયભૂત ના થાય તેવો અસ્તિત્વમાં આવ્યો હતો. પ્રથમ જે નોંધ વિષે કહેવામાં આવ્યું છે તે વાંચતાં એમ જણાય છે કે પરશુરામ્ ભાઉ પટવર્ધનના આખરના વખતમાં જ્યારે એક મહાન્ યોદ્ધાના શબને બાળવા અર્થે લાકડાં એકઠાં કરવામાં આવ્યાં ત્યારે ચિતાની નજીક આવેલા ગામમાંથી કેટલાક ભિક્ષુકો એકઠા કરવામાં આવ્યા હતા. તે સમયના રોહરી કરન્દીકર નામના કારકુને એવી ઇચ્છા બતાવી કે શબને યોગ્ય મંત્ર તથા વિધિઓ સહિત બાળવું. પરંતુ તે પ્રસંગ માટે કોઇ પણ યોગ્ય બ્રાહ્મણ જડી આવ્યો નહીં. તે ગામડાના જોશીઓ તો કેવળ મૂર્ખ હતા અને તેથી જોઇતા વિધિઓ વિના ચિતા સળગાવવામાં આવી. પહેલા બાજીરાવના વખતનો મહાપુરુષ ધાવડશીનો પ્રખ્યાત સ્વામી મરણ પામ્યો તેના સંબંધમાં પણ એવી જ અજ્ઞાનતાનું (કદાચ કંઇક ઓછી અગત્યની) ઉદાહરણ નોંધવામાં આવ્યું છે. ધાવડસીના બ્રહ્મેંદ્રસ્વામીના બખરમાં એમ જોવામાં આવે છે કે તેના મૃત્યુ પછી વિધિપુરઃસર હાથમાં ધરી બ્રાહ્મણોએ પ્રેતસંસ્કાર કર્યા હતા છતાં તેમણે ભૂલો કરી હતી. શાહુએ પ્રશ્ન પૂછયો તેનો ઉત્તર આપતાં તેમણે કહ્યું કે પ્રેતસંસ્કાર પૂર્ણ થયા. ફરી રાજાએ તેમને પૂછ્યું કે મેં એમ સાંભળ્યું છે કે સંન્યાસીની ક્રિયા વેળા તેની ખોપરીને શંખવડે ફોડવી જોઇએ એમ શું તમારા પુસ્તકમાં લખ્યું નથી ? બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો કે એવી રીતની સૂચના છે ખરી પણ સરતચૂકથી અમે એ બાબત વિસરી ગયા. તે ઉપરથી તેમના અજ્ઞાન અને બેપરવાઇ માટે રાજાએ ઠપકો આપ્યો. મેં પ્રથમ કહ્યું છે કે પરશુરામ ભાઉ પટવર્ધનની પ્રેતક્રિયાના સંબંધમાં બ્રાહ્મણોએ બતાવેલું અજ્ઞાનપણું ઓછી અગત્યનું ઉદાહરણ ગણી શકાય. આ ક્રિયાઓ તો દરરોજની છે અને તેથી એમ ધારી શકાય કે બધા ધાર્મિક બ્રાહ્મણો સારી રીતે જાણતા હોવા જોઇએ. સંન્યાસીના મરણના સંબંધમાં એમ કહી શકાય કે એ કંઇ દરરોજનો બનાવ નથી તેથી તેઓ વાકેફ

ન હોય એમાં નવાઇ નથી; પરંતુ આ છેલ્લા પ્રસંગને માટે ખાસ રીતે જે સ્થળે અને જે સમયે એ બનાવ બન્યો તે ધ્યાનમાં લેતાં ઉક્ત અજ્ઞાનપણું નવાઈ જેવું ગણી શકાય. એ બાબતમાં તેઓ અપૂર્ણ માલૂમ પડ્યા હતા. તે સબંધી શિક્ષણ અપાતું નહોતું તેથી તેઓ અજ્ઞાન હતા તેવું કાંઇ નહોતું. આવી અપૂર્ણતાના ચિન્હો હાલના સમયમાં પણ દેશના કેટલાક ભાગોમાં દૃષ્ટિગોચર થવા લાગ્યાં છે, પણ તેવું કંઇ કારણ તે જૂના જમાનામાં જે વખતે એ બનાવો બન્યા તે વખતે અસ્તિત્વમાં હોય એમ ધારી શકાય નહીં. ખરો ખુલાસો ગમે તેવો હોય પરંતુ બનેલી બાબતો નોંધવા જેવી છે. પ્રેતસંસ્કારને લગતા બીજા બનાવો સંબધે એક બનાવ લક્ષ ખેંચે તેવો જણાય છે, અને તે પ્રખ્યાત બાપુ ગોખલેના કાકા ધોંડોપંત ગોખલેના મરણ સમયે બન્યો હતો. ધોંડી વાઘ નામના એક લૂંટારાએ ધોંડોપંતને મારી નાંખ્યો, એ પ્રસંગે જે ઝપાઝપી થઇ તેમાં બાપુ ગોખલેને પણ કેટલીક ઇજા પહોંચી. પોતાના કાકાને બચાવવાને અશક્ત હોવાથી તેજ સ્થળે તેણે તેના શબને અગ્નિસંસ્કાર કર્યો, અને ન્યાતના રિવાજ પ્રમાણે બાકીના પ્રેતસંસ્કાર પૂનામાં કરવાની ધારણાથી ત્યાં તે ગયો. પણ એમ કહેવાય છે કે ધોંડોપંતની વિધવાએ તેમ કરવાની ના કહી અને બાપુને એ પ્રસંગે બહુ કડવાશથી કહ્યું કે ધોંડી વાઘ ઉપર જ્યાં સુધી મારા ધણીને તેણે માર્યો તેનું વેર તું નહીં લેશે ત્યાં સુધી બાકીની ક્રિયાઓ હું કરવા દેઇશ નહીં. આ ઉપરથી એ ક્રિયાઓ મુલત્વી રાખવામાં આવી. થોડા જ વખત પછી બાપુ ગોખલેને ધોંડીવાઘની સાથે બાથ ભીડવા તક મળી. ધોંડી માર્યો ગયો અને બાપુએ તેનું માથું ભાલાની અણી ઉપર ઘોંચી ધોંડોપંત ગોખલેની વિધવા લક્ષ્મીબાઇને બતાવ્યું. એથી બાઈ સંતુષ્ટ થઇ અને મુલત્વી રાખેલી ક્રિયાઓ પૂરી કરવામાં આવી.

પરશુરામ ભાઉ પટવર્ધનના ચરિત્રમાંનો એક બનાવ આ સ્થળે નોંધવા લાયક છે. એના સંબંધમાં એટલું મારે કહેવું જોઇએ કે જે અસલ લેખ મારે હાથ લાગ્યા છે તે માંહેલા કોઈમાં પણ તે સંબંધી વર્ણન નથી. આ બનાવ મરાઠા દેશના લોકોને સારી રીતે પરિચિત છે, પરંતુ હું જે

વર્ણન આપું છું તે થોડાજ વખત ઉપર, મિ. બી. ડી. લિશુકરે પરશુરામ ભાઉના જન્મચરિત્રમાંથી ઉતાર્યું છે. એમ દેખાય છે કે તે વખતે પરશુરામ ભાઉની જ્યેષ્ટ પુત્રી બયાબાઇ બારામતિના જોશીઓના કુટુંબમાં પરણી હતી તે સમયે તેની વય માત્ર સાત આઠ વરસની હતી; અને લગ્ન થયા પછી એકાદ પખવાડીયામાં તેના વરનું મૃત્યુ થયુ તેથી ચાલતા રિવાજ પ્રમાણે તે બાળવિધવા બની. થોડો વખત વિત્યા કેડે પરશુરામ ભાઉએ આ ભાગ્યહીણ કન્યાને લગતી હકીકત આ પ્રકરણમાં કહેલા પ્રખ્યાત રામશાસ્ત્રીને કહી સંભળાવી તેનો અભિપ્રાય માગ્યો આ હકીકત જાણી તેને બહુ દયા આવી અને તેણે મત આપ્યો કે આ કોમળ કન્યાને ફરીથી પરણાવવામાં આવે તો તેમાં કશી હરકત નથી. તે પછી પરશુરામ ભાઉએ તમામ હકીકત કાશી લખી મોકલી અને ત્યાંથી બધા શાસ્ત્રીઓએ આવા પુનર્લગ્નને અનુકૂળ મત આપ્યો. પરંતુ આટલુ બધું થયા પછી પરશુરામ ભાઉએ કન્યાને ફરીથી પરણાવવાની ધારણા પડતી મૂકી; કારણ કે તેને એમ સમજાવવામાં આવ્યું કે વિધવાઓનો પુનર્વિવાહ વરસો થયાં ચાલતી આવેલી રૂઢીથી વિરૂદ્ધ છે, અને એ રૂઢીનું ઉલ્લંઘન કરી લોકોને નારાજ કરવાનું જોખમ વેહોરી લેવું એ ઉચિત નથી. પરિણામે એ વિચાર તજી દેવામાં આવ્યો ખરો, પરંતુ એ બનાવજ બહુ ઐતિહાસિક અગત્યતા ધરાવે છે. પરશુરામ ભાઉ પટવર્ધન જેવો, પેશ્વાના દરબારમાં વિખ્યાતિ પામેલો પુરૂષ, જે તેના ચરિત્ર ઉપરથી જણાય છે કે પોતાના વડવાઓના ધર્મ ઉપર પૂર્ણ આસ્થા રાખતો હતો, તેવો નર સ્થાપિત થએલા નિયમોનું ઉલ્લંઘન કરવા ધારણા રાખે એજ બાબત પૂર્ણ રીતે ધ્યાન ખેંચે તેવી છે; કેમકે તે જમાનાના લોકોના મન ઉપર સ્થાપિત થએલા ધારાઓ સારી રીતે કબજો ધરાવતા હતા. વળી રામશાસ્ત્રી જેવો પૂજ્ય અને પ્રમાણ રાખવા યોગ્ય વળી-વિખ્યાતિને પામેલો જેને તે વખતના તેમજ તે પછીના લોકો આખા મરાઠા રાજ્યમાં માન આપતા હતા તે પોતે સ્થાપિત રૂઢી વિરૂદ્ધ આવી બાબતમાં પોતાની સમ્મતિ આપે તેથી આ બનાવ વિશેષ નોધવા

લાયક બન્યો છે. વળી એથી પણ અધિક લક્ષ ખેંચનારી બાબત એ છે કે કાશીના શાસ્ત્રીઓએ આવા ઉલ્લંઘનને એકમતે ટેકો આપ્યો હતો. એથી ઉલટું એ વડે આવા વ્યાવહારિક ઉલ્લંઘનના સંબંધમાં હિંદુજનસમૂહની સ્થિતિનું ચિત્ર આપણી નજર આગળ ખડું થાય છે કે આવો મજબૂત ટેકો મળ્યા છતાં પરશુરામ ભાઉ પટવર્ધન જેવો માણસ દયાવૃત્તિથી જે પગલું ભરવા ધારતો હતો તે આસપાસના સંજોગોને લીધે ભરી શકયો નહીં.

આ જ વર્ગનો એક બીજો બનાવ આ સ્થળે હું નોંધુ છું. આ બાબતમાં પણ એ સંબંધી અસલી લેખોમાંથી કંઇ હકીકત મળી આવતી નથી. અખિલ ભરતખંડની હિંદુ જાતની ઘણી આસામીઓ ઉપર કેટલેક દરજ્જે હાલના સમયમાં અસર પહોંચાડે તેવી બાબત સંબંધી કહેવાનું છે. ફાર્બસ સાહેબે લખેલા પ્રખ્યાત ઓરિએંટલ વૃત્તાંતમાંથીજ એ હકીકત મળી આવે છે. એ સાહેબ ૧૭૬૬ મા અને તે પછીનાં કેટલાંક વર્ષો સુધી પશ્ચિમ હિંદુસ્તાનમાં રહ્યો હતો. તે લખે છે કે રાઘોબાદાદાએ બે બ્રાહ્મણોને રાજ્યદૂત તરિકે ઇંગ્લાંડ મોકલ્યા હતા, અને તેઓ હિંદુસ્તાનમાં પાછા આવ્યા ત્યારે તેમને શુદ્ધ સોનાની બનાવેલી યોનિમાંથી પસાર થવાની ફરજ પાડવામાં આવી હતી. આ કસોટી વેઠયા પછી બ્રાહ્મણોને કેટલીક મૂલ્યવાન ભેટો તેમને આપવી પડી હતી, તે પછી દેશની બહાર અપવિત્ર પ્રદેશોમાં પર્યટનો કરવાથી અશુદ્ધતા તેમને લાગવાથી જ્ઞાતિના જે હકકો તેમણે ખોયા હતા તે બધા પુનઃ તેમને સંપાદિત થયા. આ ઉપરથી જણાય છે કે જે અસલી શુભ જમાનામાં બ્રાહ્મણ રાજાઓનો અમલ ચાલતો હતો તેમા કાળું પાણી વટાવવાનો દોષ પ્રાયશ્ચિતવડે સમી શકે તેવો ગણાતો, અને હાલ તો એવો મત પ્રચલિત થયો છે કે જે દ્વિજ સમુદ્રપ્રવાસ કરે તે પ્રાયશ્ચિત કર્યા છતા પોતની જ્ઞાતિના હકકો મેળવી શકે નહીં. તે વખતનો સ્વીકારેલો મત એવો નહોતો અને તે વખતના અમલ કરતા પેશ્વાની પણ તે બાબતમાં સમ્મતિ નહોતી. પ્રચલિત નિયમોની સખ્તાઈ થોડે કે ઘણે અંશે શિથિલ બની તેના મેં જ્યારે એટલાં બધાં ઉદાહરણો આપ્યાં

છે ત્યારે તેથી કેટલીક રીતે ઉલટા પ્રકારના બનાવો બનેલા દીસે તેવા પણુ એકાદ બે ઉદાહરણુ આપવાનુ યોગ્ય જણાય છે. પેશ્વા કુટુબમા બાળલગ્ન થયના, દસ્તાવેજો ઉપરથી, જણાઇ આવે છે, એ વાત શંકારહિત છે ઉદાહરણુ તરીકે બાલાજી બાજીરાવ નવ વર્ષની, વિશ્વાસરાવ આઠ વર્ષની, મોટા માધવરાવ ૯ વર્ષની, નારાયણરાવ ૧૦, અને સવાઇ માધવરાવ આઠથી કંઇક મોટી વયે પરણ્યો હતો, અને આ ચાલ માત્ર પેશ્વાઇ કુટુંબમા હતો એમ નહોતુ નાના ફડનવિસના સ્વહસ્તે લખાયલા જન્મચરિત્ર ઉપરથી જણાય છે કે તે પરણ્યો ત્યારે તેની વય માત્ર દશ વરસની હતી વળી પહેલી સ્ત્રીના મરણુ પછી તરતજ લગ્ન થયના એવા અનેક દાખલા નોધાયેલા છે પેશ્વાના આખરના અમલના કેટલાક બનાવોની તારીખવાર નોધ છે, તેમા વિધવાઓ સબધી એક વિચિત્ર કલમ છે ૧૭૨૯ ના શ્રાવણુ શુદ ૧૨ ને દહાડે પૂનાની નાગઝરીમા વિધવાઓને મુડન કરાવવાની ફરજ પાડવામાં આવી હતી આ ત્રાસજનક ક્રિયા સબધી કઇક વધુ હકીકત હોત તો જરા ઠીક પડત. લગ્ન પ્રસગે કચનીનો નાચ કરાવવો એવો ચાલ સાધારણુ પ્રચલિત હતો એમ જણાય છે પુરૂષના મરણુ પછી તેની સ્ત્રીઓ તેમજ રાખો સતી થઇ દેહાર્પણુ કરતી

આ બધી બાબતો તેમજ સજોગોનું સમગ્ર રીતે નિરીક્ષણુ કરતા આપણે એમ કહી શકીએ કે જૂના અમલના સમય દરમ્યાન મરાઠા જનસમૂહની સાસારિક તથા ધાર્મિક સ્થિતિનુ તે વડે ઝાખું દર્શન થઇ શકે છે ઘણીક બાબતો હાલ છે તે તે વખતે પણુ હતી એ તો કહેવા સરખું પણુ નથી હાલના કરતા બ્રાહ્મણુ પદ્ધતિનું પ્રાબલ્ય તે વખતે વિશેષ હતું, એમ તો આપણે સ્વાભાવિક રીતે ધારી જ શકીએ પરતુ ચાલુ રિવાજથી વિરૂદ્ધ વર્તનના એટલા બધા દાખલા બને, અને ઉપર જણાવ્યું તેવી ધારણાઓ બાધવ મા આ વે, એ વાત, હાલ જે કેટલ ક લોક એમ કહે છે કે એ શિથિનતા તો અગ્રેજ સરકારનો આ દેશમા અમલ થયો તે પછી પાશ્ચાત્ય વિચારોના પ્રવેશ વડે શરૂ થઇ, તેને અનુકૂળ આવે તેવી નથી મારા

મત પ્રમાણે જુદી જુદી બાબતો આગળ વર્ણવામાં આવી છે. તે ઉપરથી એમ પ્રતીત થાય છે કે શિથિલતાનો આરંભ એ સમય પહેલાં થયલો છે. આપેલાં એક બે ઉદાહરણોમાં તેનાં કારણો તપાસતાં પરિણામ એ આવે છે કે મરાઠા રાજ્યનું બંધારણ એવું હતું કે તે પૂર્ણ કળા સમયે પણ આસપાસના સંજોગની અવગણના કરવા અશક્ત હતું. હું ધારૂં છું કે પ્રથમ તો, પ્રકાશમાં આવેલી વિપરિતતા, અમુક ખાસ દાખલાઓમાંજ બનવા પામી, પણ એક વાર એ તરફ વલણ થયું એટલે પછી, ધીમે ધીમે એના જેવા પણ ઓછા અનુકૂળ બીજા પ્રસંગોમાં પણ એજ ધોરણ ચાલુ થયું.

ઉપર કહેલા કેટલાંક ઉલ્લંઘનનાં ઉદાહરણો ઉપરથી એમ તો જોવામાં આવ્યું હશે કે કેટલીક તો, સ્થિતિને અનુસરતી વિચારપૂર્વક કૃતિઓ હતી અને બીજીઓ બંધનની સામાન્ય રીતે થઇ ગયલી શિથિલતાના પરિણામરૂપ હતી. મહારાષ્ટ્રનું રાજ્યપદ પેશ્વાઓના હાથમાંથી સરી ગયું ન હોત તો બન્ને બાબતોમાં, મારા ધારવા પ્રમાણે, ચોક્કસ હદ સુધી વૃદ્ધિ થાત. બ્રિટિશ જેવા પરદેશી રાજ્યના અમલ તળે રાજતંત્ર ખાસ પ્રકારનું હોવાથી આવી વૃદ્ધિ થાય તેના કરતાં દેશી રાજાઓના અમલ તળે, ઉપર દર્શાવ્યા પ્રમાણે તેનું રાજ્યબંધારણ હોવાથી, વધારે સરળતાથી અને ઓછા વિઘ્ન સહિત થઇ શકત; તોપણ એટલું તો બેશક કહેવું જોઇએ કે પાશ્ચાત્ય શાસ્ત્ર અને કળા તેમજ પાશ્ચાત્ય ઇતિહાસ અને સાહિત્યના શિક્ષણથી બ્રિટિશ અમલના પ્રતાપથી જે મૌનબળ આપણને પ્રાપ્ત થયું છે તેનો દેશી અમલ તળે આવશ્યક રીતે કેવળ અભાવ રહેત.

માજી સર હેનરી સમનરમેને ઘણાં વર્ષ ઉપર દર્શાવી આપ્યું છે કે બ્રિટિશ ન્યાયની અદાલતોના પ્રચારથી હિંદુ કાયદાની વિશેષ વૃદ્ધિ થતી અટકી છે. તેટલીજ સત્યતાથી એમ પણ કહેવા જેવું છે કે સામાન્ય રીતે બ્રિટિશ અમલની પ્રવૃત્તિ રહિત પદ્ધતિ વડે હિંદુઓની સાંસારિક વૃદ્ધિ ઉપર પણ કંઇક તેવી જ અસર પહોંચી છે. આવું પરિણામ નિપજાવનારાં કારણોનું પૂર્ણ રીતે પૃથક્કરણ કરવું એ કંઈ સહેલું કામ નથી. વળી એવું

પૃથક્કરણ આ સ્થળે યોગ્ય ગણાય નહીં. પરંતુ સામાન્ય રીતે બોલતાં એમ તો દેખાય છે કે જૂના વખતમાં જાતિની અંદર અંદર ભિન્ન ભિન્ન પ્રકારનાં જે બળ ઉદ્ભવ પામ્યાં હતાં તે બ્રિટીશ રાજ્યકારભારની અસર વડે નબળાં પડી ગયાં છે. એથી ઉલટું પૃથક્ સ્વમતાભિમાનનું પ્રાબલ્ય વધ્યું છે, કિંવા-દિન પ્રતિ દિન વધતું જાય છે. દાખલા તરીકે પ્રસંગ આવ્યો ત્યારે પ્રચલિત પરનાળિકાને અનુસરીને જે કાંઈ યોગ્ય ગણાય તેની અવગણના કરીને શું કરવાનું આવશ્યક હતું તે નજરે નાના ફડનવીસે સલાહ આપી. આવી સલાહ પેશ્વાએ સ્વીકારી, તેની આસપાસના બ્રાહ્મણો તે પ્રમાણે અનુસર્યા, અને દેખીતી રીતે તે બાબતમાં કોઇએ કશી ધાંધલ મચાવી નહીં. મુશ્કેલી દૂર કરવા નાનાએ કહ્યું હતું કે, કાર્ય કર્યા પછી ગમે તે માર્ગ ખોળી કાઢીશું, પણ એમ જણાય છે કે તેમ કરવાની પાછળથી જરૂર પડી નહોતી. હજુ એ જાતિમાં ચૈતન્ય હોવાથી જો માર્ગ ખોળી કાઢવા જરૂર પડત તો બેશક તેમ થયું હોત અને પ્રથમ જ ભિન્ન ભિન્ન ઉદાહરણો આપ્યાં છે તે પ્રકારનો કોઇ માર્ગ ખોળી કાઢવામાં આવત. સામાન્ય સમ્મતિથી ધીમે ધીમે જૂના નિયમો શિથિલ થતા ગયા અને વખત જતાં દરેક અનિયમિતપણા ઉપર રિવાજની છાપ મેળવી શકાત. પેશ્વાઇ અને મરાઠા અમલ તળે હું ધારૂં છું કે આવી ઘટના થઇ શકત, પરંતુ હાલમાં આપણી વૃદ્ધિના સમયમાં આવો પ્રકાર બનવો ભાગ્યેજ શક્ય ગણાત, અથવા કદાચિત તેમ બની શકે તો જ્યાં જ્યાં બીજી બાબતોમાં બ્રિટિશ વગ પ્રબળ છે ત્યાં ત્યાં તેની કાર્યગતિ મુકાબલે બહુ જ ધીમી તથા શ્રમાવહ છે. ત્રીસ વર્ષની વાત ઉપર સ્વર્ગવાસી મિ. કૃષ્ણશાસ્ત્રી ચીપલુનકરે એક યુરોપિયન મિત્રની જોડે મેજ ઉપર મેવો ખાધો એમ ધારવામાં આવ્યું હતું. એ ઉપરથી જે જાતિમાં તેઓ અગ્રેસર સલાહ આપનાર ગણાતા ત્યાં માનભંગ થયો. પાછળથી બનેલા આવાજ પ્રકારના ઉદાહરણમાં આના જેવુંજ પરિણામ આવ્યું હતું. એમ કહેવાય છે

કે આ પહેલા જ બનાવથી વૃદ્ધિનો અવરોધ કર્યો, અને આ બાબત ખરી હોય કે ન હોય અને વૃદ્ધિ થઇ હોય કે ન હોય પરંતુ એટલું તો પૂર્ણ રીતે સ્પષ્ટ છે કે આવી વૃદ્ધિ અતિ મંદ થઇ છે. પણ એથી ઉલટું એવા પુરૂષોનું અસ્તિત્વ પ્રકાશમાં આવ્યું છે કે પેશ્વાઇ અમલમાં થએલી હિલચાલનું વાસ્તવિક તાત્પર્ય તેમના જાણવામાં નહીં આવ્યું હોય અથવા તો તેમને તે માનનીય ન હોય.

આ વિચારો આગળ લંબાવવાની હવે કંઈ આવશ્યકતા હોય એમ હું ધારતો નથી. આ નિબંધનો મુખ્ય હેતુ એ છે કે અપૂર્ણ અને છુટાં છવાયાં સાધનો જે કાંઈ મળી શક્યાં છે તેમાંથી, ગત કાળની કેટલીક હકીકતો જોડીને, તે સિલસિલાબન્દ દર્શાવવી. આમ કર્યા પછી એ હકીકતના અભ્યાસ ઉપરથી શો ધડો લેવાનો છે તે સંબંધી વિચાર તથા વાદ ચલાવવાનું કાર્ય બીજા કોઈ પ્રસંગ ઉપર મુલતવી રાખવાનું ઠીક જણાય છે. માત્ર સમાપ્ત કરતાં ખુલાસાના બે બોલ હું ઉમેરીશ. જે કાંઈ દસ્તાવેજ મળી આવ્યા છે તેમાંથી અહીં હકીકતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે; પરંતુ તેમાંથી કયી કયી સમકાલિક છે અને કયી કયી નથી એમ એક બીજાથી લેખો નોખા પાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો નથી. પરંતુ એટલું તો મારે કબુલ કરવું જોઈએ કે ઘણાક લેખો એટલું જ નહીં પણ તે માંહેલા ઘણા ખરા બનાવો વાસ્તવિક રીતે સમકાલિક નથી. પરંતુ આવા પ્રકારનો વિષય હાથમાં ધર્યો તેથી આવી તુલના કરવાનું આવશ્ય જણાયું નથી. ગમે તે રીતે, પ્રાચીન લેખો સંબંધી ગ્રોટ નામના ઇતિહાસવેત્તાએ કહ્યું છે કે રંગભૂમિના પડદા ઉપરથી જ ચાંહેલી પ્રતિમા પ્રકટી નીકળે છે, તે ધોરણને અનુસરતાં, આ લેખો ઉપયોગના ગણાશે. વળી ઉપયોગમાં લીધેલા બધા લેખો નહીં તો ઘણા ખરા દેખીતી રીતે અસલી અમલની મુદતને લગતા હોવાથી, અમુક લેખો અમુક બનાવો માટે પૂરાવારૂપ છે એમ દર્શાવવાનું હાલના હાથ ધરેલા વિષય માટે જરૂરી નથી.

# પરિશિષ્ટ.

## મહારાષ્ટ્રના સંતપુરૂષો.

### નામદેવ.

ભીમા નદીને કાંઠે પંઢરી નામે ક્ષેત્ર છે ત્યાંથી દામોદર અને તેની સ્ત્રી સગુણાબાઈને એક છોકરો પડેલો જડી આવ્યો. પરમેશ્વરે અમને પુત્ર આપ્યો એમ બન્ને જણ બોલી ઉઠયા તે તેને પાળીપોષીને મોટો કર્યો અને તેનું નામ ' નામા ' પાડયું. કેટલીક મુદત વીત્યા પછી એક દહાડો સગુણબાઈએ કહ્યું કે, મને ઉધરમ થઇ છે, તેની દવા જા દીકરા, લઇ આવ. ત્યારે તેણે પૂછ્યું કે શું લાવું ? બાઈએ કહ્યું કે બાવળની છાલ. તે ઉપરથી ' નામદેવ ' કુહાડી લઈ જંગલમાં ગયો, અને બાવળના મૂળમાં ઘા કર્યો તો તેમાંથી તુરત રાતા રંગનો રસ નિકળ્યો. આથી તેને તેમાં લોહીની ભ્રાંતિ થઇ અને સમજ્યો કે આમાં તો જીવ છે. આ બનાવને લીધે એકાએક તેને દયા ઉપજી અને હિંસાના દોષથી તેનુ શરીર થરથર કાંપવા લાગ્યું, અને સ્વલ્પકાળમાં તે બેશુદ્ધ થયો. મૂર્છા વળી ત્યારે ઉઠી બેઠો થયો ને કરેલા પાપના પશ્ચાત્તાપના ઉદ્દગારો અવારનવાર પરમેશ્વરની પ્રાર્થના રૂપે બોલતો ગયો. તે ખરા અંતઃકરણથી રોવા લાગ્યો અને બોલ્યો " ઓ પરમેશ્વર ! તું મને આ પાપથી બચાવ, આ વખત જો તું મદદ નહિ કરશે તો જેવી રીતે મેં આ ઝાડ ઉપર પ્રહાર કર્યો છે તેવી જ રીતે હું મારા પગ ઉપર પ્રહાર કરીશ." ઉત્તર નહિ મળતાં છાલ જેટલી ચામડી પોતાના શરીર ઉપરથી ઉતારી તેણે ઝાડને ચોંટાડી. આ વખતે આકાશવાણી થઇ કે, હે ભક્ત તું આવી જ લાગણીથી દુનિયામાં વર્તજે. એ પછી તેનો પગ સોજો થયો અને ઝાડ પણ જેવું હતું તેવું જ થઈ ગયું. આ વાત પ્રસિદ્ધ થઇને લોકો તેને પગે લાગવામાં પોતાનું

આત્માનું કલ્યાણ સમજવા લાગ્યા. દેશ પરદેશ તેની ખ્યાતિ વધવા લાગી. તેના ચમત્કારિક વૃત્તાંતથી અજબ થઇ બેદર નામના ગામના એક બ્રાહ્મણે ' નામદેવ 'ને પોતાને ત્યાં તેડાવી તેના માનાર્થે એક મોટો ઉત્સવ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. મિત્રમંડળની અનુમતિ ' નામદેવે ' ઘણી ખુશીથી મેળવી. પોતાના સરખા દરજ્જાનાં ૪૦૦ ભક્તમંડળ સાથે નામદેવ ' બેદર ' ગયો. એક મોટું વિચિત્ર મંડળ પોતાના પાયતખ્તમાં પ્રવેશ કરતું જોઇ ' બેદર 'ના બાદશાહના મનમાં મોટી ફિકર પેઠી. જેથી તેણે પોતાના ' કાશીપંત ' નામના વજીરને દશ હજાર માણસની લશ્કરી ટુકડી આપી સામે મોકલ્યો. લશ્કરી સ્વારોએ આ ભક્તમંડળને ઘેર્યું ને તેમને ગભરાવ્યા. માંહોમાંહે બાદશાહ મુસલમાન કરશે એવી ચિંતામાં ચરચરવા લાગ્યા. નામદેવે તેમને ધીરજ આપી અને પોતે અગ્રેસર થઇ ફોજના સરદાર પાસે ગયો. ત્યાં નમ્રતાપૂર્વક કહ્યું કે, મહેરબાન અમે તો પરમેશ્વરનું ભજન કરનારા છીએ; અમારા સામું લશ્કર લાવવું નિરર્થક છે. કાશીપંતે પૂરી તપાસ કરી તેમને ધીરજ દીધી અને તે સૌને બાદશાહ પાસે લઇ ગયો. ત્યાં નામદેવની ઓળખ આપતાં વજીરે કહ્યું કે, જહાંપનાહ ! આ તો પંઢરીવાળો પ્રખ્યાત ભક્ત નામદેવ છે, માટે તેમને છૂટા કરવા હુકમ આપશો. બાદશાહે કહ્યું નહિ. આવો નામાંકિત ભક્ત છે તો કાંઇ ચમત્કાર કરી બતાવે. બાદશાહના હુકમથી એક ગાય મંગાવવામાં આવી અને તેને આ ભક્તો સન્મુખ મારી નાંખી. પછી બાદશાહે નામદેવને સંબોધીને કહ્યું કે, તમે ભક્ત છો તો તેને જીવતી કરો. નામદેવે પરમેશ્વરની સ્તુતિ કરી અને ગાયનું માથું લઇ ધડ સાથે જોડી દીધું એટલે તે જીવતી થઇ. પણ તેજ વખતે ત્યાં બીજો બનાવ એ બન્યો કે બાદશાહના મહેલમાં સંખ્યાબંધ સાપ નીકળ્યા. આથી આખું રાજ્યગૃહ ખળભળી ઉઠયું. બાદશાહને નિશ્ચય થયો કે ' **નામદેવ** 'ને સંતાપ્યાનું આ ફળ છે. કાશીપંતને બોલાવી આ વાત જણાવી સલાહ માગી. એટલામાં તો પટરાણીને એક ઝેરી

સાપ કરડ્યો ને તરત તે મરણ પામી. આ બનાવથી વિહ્વળ થયેલો બાદશાહ વઝીરને પોતાની સાથે લઈ નામદેવ પાસે ગયો, અને કરેલી તકસીર બદલ માફ માગી. વિશેષમાં પરીક્ષા લેવાનું કારણ રાજ્યમાં ઢોંગીઓ અનેક આવે છે એમ વિદિત કર્યું. બાદશાહની આજીજી અને તેના સ્વચ્છ મન સંબંધી ખાત્રી થયેથી દયાળુ 'નામદેવે' સાપ માત્રને અલોપ કર્યા, અને અંજળી છાંટી મુવેલી પટરાણીને સજીવન કરી. બાદશાહે નામદેવના આભારમાં એક મોટો મહોત્સવ કરાવ્યો.

નામદેવ આવી રીતે ત્યાંથી વિજય મેળવી '**પંઢરી**' આવ્યો. ત્યાં **કમળાકર** નામનો એક બ્રાહ્મણ હતો તેની '**સુમતિ**' નામની પતિવ્રતા સ્ત્રીને પેટ '**પદ્માકર**' નામનો એક જ પુત્ર હતો. તે ભીખ માગીને નિર્વાહ કરતો હતો. એક વખત તે ભિક્ષા અર્થે અટન કરતો હતો તે વખતે નામદેવ સાથે નિવૃત્તિદેવ, સોમાછદેર, મુક્તાબાઇને પોતાના ગામમાં આવેલા જોયા. પોતાના પુત્ર પદ્માકરને એ સંતમંડળને નોતરવા મોકલી પોતે સામાન ભેળો કરવામાં ગુંથાયો. પદ્માકરે કરેલી વિનતિના જવાબમાં નામદેવે અમારી સાથે સંખ્યાબંધ ભકતો છે તેથી તેવી સંભાવના તમારાથી કેમ બનશે ? એમ કહ્યું. પદ્માકરે કહ્યું પરમેશ્વરની અને તમારા જેવા સંતોની દયાથી સર્વ બનશે માટે મારે ત્યાં જમવા પધારવાની કૃપા કરજો. નામદેવે કહ્યું, ભલે તો જાઓ, અમે નાહી ધોઈ જરૂર આવીશું. પદ્માકર રજા મેળવી ઘેર આવ્યો ને મા પાસે સઘળી હકીકત કહી સંભળાવી. માએ કહ્યું, તારા બાપ બીજો સામાન તો લાવશે પણ ઘરમાં બિલકુલ કાષ્ઠ નથી માટે તેની વ્યવસ્થા તારે કરવી પડશે. માની આજ્ઞા માથે ચઢાવી છોકરો લાકડાં તથા સુકાં અડાયાં વીણવા પડોસના જંગલમાં ગયો. ત્યાં તેને એક વાડમાં એકાએક સાપ કરડ્યો ને તે બાળક બે ઘડીવાર કલ્પાંત કરી મરણ પામ્યો. કમલાકરને આ વાતની ખબર પડી ત્યારે તેને મનમાં તો અતિશય ગ્લાનિ થઈ, પણ જો આ વાત જાહેર પડે તો સંતો ભૂખ્યા

જાય આવા ભયથી તેણે પોતાના બાળકનુ મરહુ ગુપચુપ ઘરમાં લાવી પારણામાં મૂકી દીધુ, અને પોતે સ્નાન કરી, ગમગીની વિસારી દઈ, કામે લાગ્યો. તેની સ્ત્રી પણ ગાભરી બની ગઈ. કમળાકર બહુ શ્રદ્ધાળુ ને ભાવિક હતો તેથી તેણે આપણે ઘેર સંતો પધારે છે તેથી આપણું ઈશ્વર શ્રેય કરશે, એમ કહી સમજાવી.

સંતમંડળ પરવારી જમવા માટે ત્યા આવ્યું. પતરાળીઓ પીરસાઈ ચૂકી ને બ્રહ્માર્પણ કરવાની તૈયારી થઇ તે વખતે નામદેવે કમળાકરને પોતાની જોડે પ્રસાદ લેવા જણાવ્યુ. ઉત્તરમાં કમળાકરે ગ્લાન મુખે તેમ કરવા ના પાડી. નામદેવ પામી ગયો કે કાંઇક વિઘ્ન હોવું જોઇએ. તેણે આંખો મીંચી સમાધિમાં જોયુ તો ખરી વાત તેના કબ્જામાં આવી. તેથી આંખો ઉઘાડી કમળાકરને પૂછ્યું જે અમને આમંત્રણ કરનાર પદ્માકર ક્યાં છે ? ભિક્ષુક દ્વિજ હાંફળો ફાંફળો કહેવા લાગ્યો કે તે રમતો રમતો પારણામાં ઉંઘી ગયો છે. નામદેવ કહે તેને તેડી લાવો; તેના વગર અમારાથી જમાય નહિ. ભકતમંડળમાંના કેટલાક સંત બોલી ઉઠયા, આ નામદેવ તો ઘેલો છે. ઉંઘેલા બાળકને જગાડવાની શી જરૂર છે ? ચાલો જમવા માંડો. નામદેવ તો એવાં બ્હાનાં કહાડયા જ કરશે. નામદેવે કહ્યું, હું તો ગાંડો થયો નથી પણ તમે બધા ગાંડા થયા છો. બીજાને શું દુઃખ થાય છે તેની કલ્પના સરખી તમને થતી નથી. એમ કહી બધાને જમતા અટકાવ્યા અને સર્વને પોતે ઈશ્વરનું ચિંતવન કરવા સૂચના કરી. આ ક્રિયાનો આદર થયા પછી થોડીવારે બાળકે આળસ મરડી પાણી માગ્યું. મા દોડતી દોડતી પારણા પાસે ગઇ ને નામદેવનો અપાર ઉપકાર અંતઃકરણમાં લાવી બાળક આણી આ ભકતરાજના પગપર મૂકયો, એટલું જ નહિ પણ હર્ષભેર કહેવા લાગી કે તમે ખરેખરા સાધુ પુરૂષ છો ને આ પુત્ર-દાન આજે તમે જ મને આપ્યું છે. નામદેવે પૂછ્યું. પ્રથમ તમે ખોટું શા માટે બોલ્યાં ? ઉત્તર દીધો કે સાધુ સંતો ભુખ્યા પેટે ઉઠી જાય એવા

ડરથી, માટે ક્ષમા કરો. આ બનાવ જોઈ બધા ભક્તો રંજન થયા અને આનંદ પામી સાથે જમ્યા.

એક વખત નામદેવ તથા જ્ઞાનદેવ બન્ને જણ સાથે મારવાડ દેશમાં ગયા હતા. ત્યાં પ્રવાસ કરતાં કરતાં તેમને માર્ગમાં તરસ લાગી. નામદેવે પ્રાર્થના કરી ત્યાં એક કુવાનું પાણી ઉભરાઇ બહાર વ્હેતું કર્યું. આ કુવો અદ્યાપિ મારવાડમાં વહે છે ને ત્યાં વાર્ષિક જાત્રા ભરાય છે.

ગુજરાતના પ્રખ્યાત કવીશ્વર નર્મદાશંકરે જેમ ગુજરાતી છંદ-પ્રદેશમાં 'નર્મવૃત્ત 'ની ભવ્ય યોજના કરી છે, તેમ આ નામાંકિત નામદેવે અભંગની રચના કરી પોતાની કીર્તિને અભંગ બનાવી છે. 'હરીપાઠ' નામનો ઇશ્વરભક્તિ સંબંધી એક ચિત્તાકર્ષક ગ્રંથ છે તે પણ આ મહાત્માનો જ રચેલો કહેવાય છે.

આ જીવનમુક્ત વિદેહી ભક્ત લગભગ ૫૦ વર્ષની ઉમરે શાલીવાહન શાકે સુમારે ૧૨૫૦ માં સમાધિસ્થ થયો કહેવાય છે. ઘણો કાળ વ્યતીત થયો છતાં દક્ષિણી લોકોમાં તે હજી પણ દેવતુલ્ય પુજનીય છે.

## તુકારામ.

સોળમી સદીમાં જે જે સંતો ઉદ્‌ભવ પામ્યા છે તેમાં સ્મરણ કરવા યોગ્ય મહારાષ્ટ્રીય ભૂમિનો વિરલ બાળક અને સમકાલીન ભક્તમંડળમાં અગ્રેસર લેખાતો. આ જીવનમુક્ત મહાત્મા ઇ. સ. ૧૬૦૮ માં 'પૂના' ની પાસે આવેલા 'દેહુ' નામના ગામમાં એક પેઢી દર પેઢીથી ઉતરી આવતા કણબી જ્ઞાતિના શુદ્ર કુળમાં જન્મ્યો હતો.

એના બાપનું નામ 'વલોબા' અથવા 'બોલ્હોબા' અને માનું નામ

'કણકાઈબાઈ' હતું. પતિ પત્ની બન્ને 'વિઠોબા'ના એકનિષ્ઠ ભક્ત હતાં. તેમને તુકારામ સિવાય 'સાવજી' અને 'કાન્હોબા' નામે બીજા બે પુત્રો હતા. ત્રણે પુત્રો બાપદાદાથી ચાલતા આવતા વેપાર રોજગારમાં બાપ સાથે શામિલ થયા હતા. 'તુકારામ જન્મથી જ સાદો, નિષ્કપટી અને ત્યાગી વૃત્તિવાળો હોવાથી ધંધાની ધમપછાડીઓ ધાંધલમાં તે ઉપહાસને પાત્ર નિવડયો. અન્ય ઉપર આધાર રાખી ભાવતોલમાં તે ભારે થપ્પડ ખાવા લાગ્યો; પણ અજબ જેવું તેમાં એ હતું કે તેને તેવા વ્યવહારથી કંઈ ખોટ આવતી નહીં. આ ઉપરથી લોકો તેને વિઠોબાની કૃપાનું પાત્ર માનવા લાગ્યા. તેની નિર્લોભી વૃત્તિ ઈશ્વર ઉપર અત્યંત શ્રદ્ધા સાથે સભ્યતા તથા નમ્રતા વડે પ્રજાવર્ગમાં તેનો પૂજ્યભાવ દિનપ્રતિદિન વધતો ચાલ્યો તે એટલે સુધી કે બ્રાહ્મણોથી ન ખમી શકાતાં તેના ઉપર તેમણે અનેક પ્રકારના આક્ષેપો ફેંકવા શરૂ કર્યા. અદેખાઈનો અગ્નિ વધારે ને વધારે ફુંકાતાં તેણે ધિક્કારનું રૂપ ધારણ કર્યું.

આ મહાપુરૂષ ઉચ્ચ પંક્તિનો સિદ્ધ કવિ હતો. ઈશ્વરી પ્રેરણાથી તે કવિતા રચતો એમ લોકોની સામાન્ય માન્યતા હતી. તેની કવિતાની ઢબ દિવ્ય, પ્રાસાદિક, અને 'નામદેવે' પ્રચલિત કરેલા, 'અભંગ'ની યોજનામાં યોજાયલી છે. ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં જેમ 'શામળભટ્ટ'ની સ્વાભાવિક શૈલી 'છપ્પા'ના રૂપમાં કુદરતી શક્તિના નમુના તરીકે મનાય છે તેમ આ ભગવદ્દિ પુરૂષના 'અભંગો' પણ મહારાષ્ટ્રીય સાહિત્યક્ષેત્રમાં ઉત્તમ ગણાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં જેમ ચંદ કવિના છંદ, સુરદાસજીનાં પદ, કેશવદાસનાં કવિત, તુળસીદાસની ચોપાઇ, અને બિહારીદાસના દુહા એકે અવાજે વખણાય છે તેમ તુકારામના અભંગ વિષે મહારાષ્ટ્રીય પ્રજા બોલે છે કે—

**सुश्लोक वामनाचा, अभंग वाणी तशीच तुकयाची;**
**ओवी ज्ञान्याची, तैंसी आर्या मयुरपंताची.**

વામનના શ્લોક, તુકારામના અભંગ, જ્ઞાનેશ્વરીની ઓવી અને મયુરપંતની આર્યા શ્રેષ્ઠ છે.

ખરેખર રીતે આ નાનો સરખો દુહો તેની તુલનાની બરોબર છાપ પાડે છે. તેની ઉચ્ચ ભાવનાથી ઉભરાતી અને ભક્તિ તથા વૈરાગ્ય રસમાં છલકાતી અસ્ખલિત ઉર્મિઓ ૯૦૦ ની સંખ્યાથી પણ વિશેષ, હજી સુધી જેવીને તેવી જ સ્થિતિમાં, મળી આવે છે. જેમાંથી થોડા નમુના આ સાથે ટાંકી બતાવીશું તો તે અયોગ્ય ગણાશે નહીં.

अल्ला करे सोहि होवे ॥ ध्रु० ॥
मर्द होये वो खडा फीर, नामर्दकुं नहि धीर ॥
आपने दिलकुं करना खुसी,तीन दामकी क्या खुमासी. ॥१॥
सबरसों का किया भार, भजन गोली एकहि सार ।
इमानतो सबही सखा,-थोडातो भी लेकर जा ॥ २ ॥
आजी दिवस जाला । धन्य सोनियाचा भला ॥ ध्रुं०.॥
जाले संताचे पंगत्ति, वरवें भोजन निगुती ॥ १ ॥
राम कृष्ण नामें वरवीं, मोहियेली प्रेमें ॥ २ ॥
तुका म्हणे आला, चवीरसाळ्हाकाला ॥३॥

આ પ્રમાણે તેનું સઘળું લખાણ માર્મિક તેમજ હૃદયભેદક છતાં સાદું અને રસિક છે. તેથી જ તે સામાન્ય વર્ગથી માંડીને ઉચ્ચતર વિદ્વાનો સુધી પ્રશંસાને પાત્ર નિવડ્યું હશે. આટલાથી જ તેનો જીવનવ્યાપાર પરાવર્તન પામતો નથી, પણ ક્રમે ક્રમે કીર્તિ વધતાં એટલે સુધી આવી પહોંચી કે કેટલાક દુરાગ્રહી બ્રાહ્મણોએ તેના રચેલા અભંગમાળાના પુસ્તકને પાણીમાં ડુબાડી દેઇ પોતાના ધારવા પ્રમાણે તેની પડતીનું દ્વાર ખુલ્લું કર્યું હતું. પણ આ કાર્યમાં તો તેઓ અચુક નિષ્ફળ જ નિવડયા. કંઠસ્થ થએલું

કાવ્ય મૂળરૂપે ફરીને નોંધાઇ ગયું. તેને હીણી હાલતે પહોંચાડવા બ્રાહ્મણોએ પ્રપંચો ઊભા કરવામાં મણા રાખી નહીં. એટલી હદ સુધી કે તેને લલચાવી હલકો પાડવા તેની પાછળ સુંદર વેશ્યાઓને લગાવી દીધી. પણ આ જ્ઞાની પુરૂષ તેમનાથી મોહ ન પામતાં નવાઈ જેવું કાર્ય તેણે એ કર્યું કે પોતાના મધુર વચન વડે તે તેમને સુનીતિને રસ્તે દોરી લાવ્યો. એક પ્રસંગે શિવાજીએ કેટલાક આભૂષણની ભેટ તેને માટે મોકલી હતી. તે તેણે માનપૂર્વક એવા સંદેશા સાથે પાછી વાળી કે, ' સોનું તથા માટી મારે મન સરખાં છે ' આ ઉપરથી શિવાજીના મન ઉપર બહુ ઊંડી અસર થઈ, અને એમ કહેવાય છે કે આ વચનોથી તેના મનમાં અપૂર્વ વૈરાગ્ય ઉત્પન્ન થયો. તુકારામે આ તક સંભાળી લેઇ તેને ક્ષત્રિયધર્મ સબંધી બોધ આપી ત્યાગી થતો અટકાવી રાજ્યપર સ્થાપી કર્યો

આ મહા પુરૂષ દરરોજ થોડો આહાર કરતો, છતા તેનું શરીર નિરોગી અને દિવ્ય હતું. સર્વદા ભજનમાં તત્પર રહી મુખથી હરિનામ સ્મરણ કર્યા કરતો. સવારે નાહી વિઠોબાની પૂજા કરી; પોતાના નિવાસસ્થાનથી ત્રણ કોસ ઉપર આવેલા 'ભાંડારા' નામના ડુંગરમાં તે એકાન્ત આરાધના કરતો; ઉદર નિમિત્ત ઉદ્યોગ કર્યા પછીનો વખત તેનો હરિકીર્તન વડે વ્યતીત થતો.

ભક્તવિજય નામના પ્રસિદ્ધ ગ્રંથમાં 'મહીપતિ બાવા ' નામના સાક્ષરે એના જીવન સંબંધે કેટલાક બનેલા ચમત્કારિક બનાવોનું વર્ણન કર્યું છે. તેમાંથી એકાદ બે આ સ્થળે વાનગી રૂપે દર્શાવીએ છીએ.

૧. એક વખત ઇંદ્રાયણી નદીને કાંઠે બેસી તે ઈશ્વરનું ભજન કરતો હતો, તે વેળા એક ખેડૂતે તેને સંબોધીને કહ્યું કે, આ નકામી દેહદમનની રીત કરતાં તો સારો માર્ગ એ છે કે તમો મારા ખેતરની રખવાળી માથે રાખો, અને તે સાથે સ્મરણ પણ કરો. મહેનતના બદલામાં ફસલપર હું તમને અડધો મણ અનાજ આપીશ. તુકારામે તે કહેણ કબૂલ કર્યું, ને

પોતે તેના ખેતરમાં ગયો. તેને બેહુતે એક ગોફણ આપી કહ્યું કે આ માળા ઉપર બેસો અને પક્ષીઓ અનાજ ખાઈ ન જાય તેની દેખરેખ રાખો. આ ભક્તે તો માળા ઉપર નિરાંતે બેસી ભગવદ્ ભજન કર્યા કર્યું; અને પાકેલું અનાજ પક્ષીઓ ખાઈ જવા લાગ્યાં તેની દરકાર કરી નહીં. એક માસ પછી તેનો માલિક ફરતો ફરતો ત્યાં ગયો અને જોયું તો પક્ષીઓનાં ટોળેટોળાં આનંદ કરતાં દીઠાં. આ તમાશો જોઈ તે 'તુકારામ'ને ગાળો દેવા લાગ્યો. છેવટે તે મુકરદમો ગામને ચોરે આવ્યો. લોકોએ બનેલી વાત સાંભળી ઠરાવ કર્યો કે 'તુકારામે' નુકસાનીના બદલામાં બે ખાંડી દાણાની કિંમત માલિકને આપવી. આ ફૂડચાને અનુસરીને પછી પક્ષીઓનાં ખાતાં વધેલા દાણા ખળામાં મંગાવી તપાસ્યા તો તેમાથી સત્તર ખાંડી અનાજ નિકળ્યું. લોકો આશ્ચર્ય પામ્યા અને માલિકને તેના ખેતરની ખરી પેદાશ જેટલા બે ખાંડી દાણા પહોંચતા કરી બાકીના દાણા 'તુકારામ'ને સ્વાધીન કર્યા. તેણે તે ન લેતાં '**દેશપાન્ડે મહાદાજીપંત**'ને ઘેર જમે, કરાવ્યા. પરિણામે તેમાંથી તેણે પોતાના કુટુંબીઓએ બંધાવેલા 'વિઠુબા' ના દેવળનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

૭. તુકારામને 'મહાદેવ' નામે એક પુત્ર હતો તે નાનો હતો ત્યારથી પથરીના રોગથી પિડાતો હતો. વ્યાધિ એટલો વધ્યો હતો કે તે મૃત્યુપથારી સેવતો થયો. જીજાબાઇએ બહુ ઉપચારો કર્યા, પણ તેને ફાયદો થયો નહીં. જોયું તો પોતાના પતિ તુકારામનું દુર્લક્ષ અને પુત્રને અપાર પીડા. આ બેથી કંટાળી તે બાઈ ક્રોધાયમાન થઇ ગઇ અને તેણે પોતાના હાથથી પોતાના દીકરાને દેવળમાં લઈ જઇ વિઠુબાની મૂર્તિ ઉપર તુકારામની સમક્ષ પછાડવાનો નિશ્ચય કર્યો. દ્વારમાં પેસતાં જ *મૂર્તિમાંથી એક ભવ્ય* એવો ધ્વનિ થયો કે, " જા તારો દીકરો સાજો થયો છે. " આ સાંભળી સાનંદાશ્ચર્યથી તે બાઈએ છોકરા તરફ દષ્ટિ કરી તો તેને પેશાબ કરતો દીઠો. તેને ઊંચકી લઈ તેણે બહાર બેસાડયો. નવાઇ જેવી રીતે પેશાબમાં રોગ નીકળી ગયો. આ છોકરો ત્યારથી નિરોગી બન્યો.

તેનો ગૃહસંસાર કલેશમય હતો બાર વર્ષની ઉમરે લગ્ન કરેલી બાઇનું નામ 'ઓજી' હતું. તે જન્મથી જ દમના રોગે પીડાયલી હતી. ફરીથી તેણે લગભગ પંદર વર્ષની ઉમર પછી 'આપાજી ગુલવ્યા' નામના એક ધનવાન વહેપારીની કન્યા નામે 'જીજુબાઇ' સાથે લગ્ન કર્યું કહેવાય છે. આ બન્ને સ્ત્રીઓ કંકાસણી અને વઢકણી હતી તુકારામને ભગવદ્ ભજનમા ખલેલ પહોચાડતી. કોઇ અતિથિ, અભ્યાગતને તેણે પોતાના ઘરમા આણ્યો હોય તો તેની જોડે ટંટો જમાવી બેસતી. તેના ચૌદ શિષ્યોમા 'નાવજી માળી' કરીને એક કણબી અને કોડભટ્ પુરાણી કરીને એક બ્રાહ્મણ એમ બે મુખ્ય હતા. તે સદાકાળ તેની શય્યા સેવન કરતા, બ્રાહ્મણો તેનુ ભૂંડું બોલતા તોપણ તે તેમને દાન આપતો અને જમાડતો કાશી, ભાગીરથી અને ગંગા નામની તેને ત્રણ દીકરીઓ અને 'મહાદેવ' અને 'વિઠોબા' નામે બે પુત્રો હતા. સાસારિક તૃષ્ણાઓ પ્રતિ તેની ઉદાસીનતા અપરિમિત હતી આ દિવ્યાત્મા વીરપુરૂષ શકે ૧૫૭૧ વિરોધી નામ સંવત્સરે ફાગણ વદી ૨ ને સોમવારે પ્રાત કાળે પોતાના શિષ્ય તથા પુત્રો સમક્ષ ભક્તિમા તલ્લિન થઇ સદેહ અતર્ધાન થયો. મહીપતિ બાવા લખે છે કે, આ વખતનો તેની સ્ત્રીનો વિલાપ હુ કેવી રીતે વર્ણવું તે અર્થે શબ્દો મને જડતા નથી. તેના આ છેલ્લા કાળ વખતે તેની સ્ત્રી જીજુબાઇ સગર્ભા હતી. પાછળથી પુત્ર પ્રસવ થયો તેનું નામ 'નારાયણ' રાખવામા આવ્યુ

---

## મહાશય સાધુ રામદાસ.

---

ગોદાવરી નદીને કાંઠે આવેલા જામ્બ નામના ગામડામા ઉકત સાધુનો જન્મ ઇ સ. ૧૬૦૫ માં થયો હતો તે દેશસ્થ બ્રાહ્મણ હતો.

તેના બાપનું નામ સૂર્યોપંત હતું અને તે કુલકરણી (તલાટી) હતો. તેના મોટા ભાઇનું નામ ગંગાધર હતું. તેનું પોતાનું અસલ નામ નારાયણ હતું. પણ રામની ભક્તિમાં તેને બહુ રસ લાગતો તેથી તેણે રામદાસ નામ ધારણ કર્યું હતું. તેના રચેલા એક ગ્રંથનું નામ 'ભક્તિરહસ્ય' છે, અને તે બહુ વખણાય છે. તે ઉપરાંત એણે બીજાં પણ કાવ્ય રચેલાં છે. 'દાસબોધ', 'મનાચે શ્લોક' અને 'સમાસ આત્મારામ' એ તેના ગ્રંથો છે. બાલ્યાવસ્થામાં જ તેને વૈરાગ્યવૃત્તિ સ્ફુરી નીકળી હતી. જ્યારે તેના માબાપે તેની આગળ તેને પરણાવવાની વાત કહાડી ત્યારે તેણે પોતાની નાખુશી બતાવી. પાછળથી માના બહુ આગ્રહથી તે પરણવા કબૂલ થયો; પણ મંગળાષ્ટકમાં સાવધાન શબ્દ તેને કાને પડતાં તે એકદમ નાઠો. પ્રથમ તે નાસિક ગયો, અને પછી અડધા કોસ ઉપર ટાકળી નામે ગામ છે તેની સમીપ ગુફામાં જઇ રહ્યો. ત્યાં ગામમાંથી ભિક્ષા માગી પોતાનું ઉદરપોષણ કરતો, અને બાકીનો સમય ભગવદ્ ભજનમાં ગાળતો. એ વખતે એની ઉમર બાર વર્ષની હતી, અને તે ત્યાં બાર વર્ષ રહ્યો. ચોવીશ વર્ષની વયે તે જાત્રાએ નીકળ્યો. પ્રથમ કાશીક્ષેત્ર, તે પછી અયોધ્યા, ગોકુળ, મથુરાં, વૃંદાવન વગેરે તીર્થ કરીને દ્વારિકા ગયો. ત્યાંથી પ્રભાસપાટણ ગયો. આ સ્થળે તેના ઘણા શિષ્યો થયા. ત્યાં તેણે એક મઠની સ્થાપના કરી. ફરતો ફરતો તે ભરૂચથી આઠ કોસ ઉપર આવેલા કબીરક્ષેત્રમાં જઇ ચઢ્યો. તે પછી પોતાની માતુશ્રી અને વડીલભાઇને મળવા સબળ ઇચ્છા થવાથી તે પૈઠણ ગયો, અને ત્યાંથી જામ્બ જઇ પોતાના ઘરને બારણે 'જયજય રઘુવીર' નો ઘોષ કર્યો. તેની મા રાણુબાઇએ વહુને કહ્યું કે કોઇ સાધુ આવેલો છે તેને ભિક્ષા આપ. તે સાંભળી તેણે કહ્યું કે ભિક્ષા લઇને જનારો આ સાધુ નહોય. પુત્રનો સાદ ઓળખી મા બહુ હર્ષ પામી. તે પોતાની માતુશ્રી તથા વડીલભાઇને પગે પડ્યો. અહીં થોડી મુદત રહી પંચવટી થઇને મહાબળેશ્વર ગયો, અને તે પછી માહુલી ગયો. અહીં તેને

ઘણાક સંતોને મળવાનો લાભ થયો રંગનાથ, તુકારામ રઘુનાથસ્વામિ ઇત્યાદિનો તેને સમાગમ થયો. અનેક સંતો તેના પ્રતિ પૂજ્યભાવ દર્શાવવા લાગ્યા સાધુમંડળ તરફથી તેને "સમર્થ"ની ઉપમા સંપાદન થઇ. ઠામ ઠામ તેના વખાણ થવા લાગ્યા સ્વામિની કીર્તિ સાંભળીને શિવાજી મહારાજને તેના દર્શન કરવાની અપેક્ષા થઇ પણ સ્વામિનો મુકામ સ્થાયી ના હોવાથી દર્શન દુર્લભ થયા મળવાની ઉત્કંઠા બહુ વધી, ત્યારે તેણે પણ લીધું કે હવે મુલાકાત કર્યા વિના મારે અન્ન લેવું નહિ ઘણી મહેનતે અને બહુ ભટકયા પછી શીંગવાણી તરફ એક બાગમા સ્વામિના દર્શન થયા શિવાજીએ ચરણ આગળ શ્રીફળ મૂકયું. ભોજન સમય હોવાથી સ્વામિના આગ્રહથી શિવાજી તેની જોડે જમ્યો. જમી રહ્યા પછી શિવાજીએ કિંમતી મોતી, પરવાળા અને આભૂષણોનો મોટો ઢગ તેને અર્પણ કર્યો સ્વામિએ તેને ક્ષત્રિય ધર્મ સમજાવ્યો, અને કહ્યું કે રાજ્યરક્ષણ, પ્રજાપાલન, તથા દેવ બ્રાહ્મણસેવા એ મુખ્ય તમારા કર્તવ્ય છે. તમારે હાથે ઘણાક મહાભારત કાર્ય સિદ્ધ થવાના છે, ક્ષાત્રધર્મ આચરો, એજ તમારે માટે ઉત્તમ માર્ગ છે. આવી રીતે બોધ આપી શિવાજીએ આપેલું તમામ દ્રવ્ય અનાથ લોકોમા વહેચી આપ્યું. શિવાજી મહારાજે દર ગુરૂવારે તેમના દર્શન કરવા નિશ્ચય કર્યો હતો, અને સ્વામિના રહેઠાણ માટે, પરલી ગામમા બધી રીતનો બંદોબસ્ત કર્યો હતો. સ્વામિ જે ધામે રહેતા તેનું નામ 'સંધ્યામઠ' આપવામા આવ્યું, ને ગામનું નામ સજ્જનગઢ રાખવામા આવ્યું એક વાર શિવાજીએ વિનંતિ કરી કે, કોઇ રીતે મારી સેવાનો અંગીકાર કરો સ્વામિએ કહ્યું કે લોકોમા 'જુહાર' કહેવાની પદ્ધતિ પ્રચલિત થઇ છે ને ફેંકી નાખી રામ રામ કહેવાની તથા કાગળમાં તેમજ લખવાની રીતિ ચલાવો, વળી બ્રાહ્મણોને નિયમપૂર્વક દર વર્ષ દક્ષિણા આપો છત્રપતિએ બન્ને સૂચનાઓ માન્ય કરી બ્રાહ્મણોને નિયમિતપણે દક્ષિણા અપાયાથી લાભ એ થયો કે એકાગ્રચિત્તથી વિદ્યા સંપાદન કરવાનું તેમને સુગમ થઇ પડયું. ફરી તેણે બીજી વાર એવી વિનંતિ

કરી ત્યારે તેના રાજ્યમાં નહોતાં તેવાં કેટલાંક ગામના નામ દઇને સ્વામિએ સનંદ માગી. શિવાજીએ જ્યારે વાંધો બતાવ્યો કે એ ગામો તો આપણા રાજ્યમાં નથી. પ્રત્યુત્તર મળ્યો કે નથી તો આવશે. એ ઉપરથી શિવાજીએ પત્ર લખી આપ્યો. બન્યું એમ કે થોડાંજ વર્ષમાં એ બધાં ગામો શિવાજીના કબજામાં આવ્યાં. સજ્જનગઢમાં થોડી મુદત રહી રામદાસ શિષ્યમંડળ સાથે તંજાવર ગયો. ત્યાં શિવાજીના ભાઇ વ્યંકોજી રાજ્ય કરતા હતા તેણે તેમને બહુ માન આપ્યું. ત્યાંથી તે આગળ વધી રામેશ્વર ગયો, ૧૫૭૪ માં પોતાનાં માતુશ્રીને તથા વડીલબંધુને મળવા ફરી જામ્બ ગયો, અને ત્યાં થોડા દહાડા રહી તેણે ઇંદોર ભણી પ્રવાસ કર્યો. પછી તે પરલી જવા શિષ્યમંડળ સહિત નીકળ્યો. માર્ગમાં એક એવો બનાવ બન્યો કે તે ઉપરથી સ્વામિની ઔદાર્યવૃત્તિનું ખાસ રીતે ભાન થાય છે.

## અપકારને બદલે ઉપકાર.

ખેતરમાં પોંક તૈયાર થયલો જોઇને તેના સમાગમમાં જે શિષ્યો હતા તેમણે કહ્યું કે અમારી બધાની ઇચ્છા પોંક ખાવાની છે, માટે આજ્ઞા આપો. સ્વામિએ કહ્યું કે ઠીક છે, દશ દશ ડુંડાં દરેક ખેતરમાંથી લઇ લો. આવી રીતે પોંકનો સંગ્રહ કરી એક ખેતરમાં ખાવા બેઠા. ઘડી બે ઘડી પછી તેનો માલિક ત્યાં આવી ચડયો. પોંકનો ઢગલો જોઈને તે એમ સમજ્યો કે બધાં ડુંડાં મારા ખેતરમાંથી એ લોકોએ તોડયાં છે તેથી તેમનો આગેવાન જે સ્વામિ તેને તે મારવા મંડી પડયો. શિષ્યમંડળ એ પટેલને પકડી મારવા લાગ્યું, પણ રામદાસે તેમને રોકયા. ખરી હકીકત સમજાવી પટેલના મનનું તેણે સમાધાન કર્યું. પટેલને જ્યારે પાછળથી માલૂમ પડયું કે એ તો છત્રપતિ શિવાજીનો ગુરૂ છે. ત્યારે તે ક્ષમા માગી દંડવત્ કરી ચરણ આગળ આળોટવા લાગ્યો, સ્વામિએ તેને અભય વચ-

ન આપ્યું, અને પછી પોતે માહુલી તરફ ચાલ્યા. એ મમયે શિવાજીના મનમા એવી અભિલાષા ઉદ્ભવ પામી કે સ્વામિને હું મારે હાથે સ્નાન કરાવું, અને તેમ કરતા પીઠ ઉપર સોટીના સળ પડેલા જોઈ એ બહુ ચકિત થયો સ્વામિને પૂછતાં જ્યારે સંતોષકારક ઉત્તર ન મળ્યો ત્યારે છત્રપતિએ શિષ્યોને પૂછ્યું. તેમણે ખુલાસો કર્યો તે ઉપરથી પટેલને બોલાવવામા આવ્યો. તેણે પોતાનો અપરાધ કબૂલ કર્યો. તે ઉપરથી તેને શિક્ષા થવાની તૈયારી હતી એટલામા સ્વામિ બોલ્યા કે શિવાજી એને શાલ, પાઘડી સાથે જમીન બક્ષીસ આપો. શિવાજીની મરજી તો જુદીજ હતી; પરંતુ સ્વામિએ દર્શાવેલી ઇચ્છાને અનુસરીને તેણે પટેલને જમીન લખી આપી. શિવાજીએ એક વાર પ્રશ્ન કર્યો કે જન્મ થાય છે તેનું કારણ શું ? સ્વામિએ ઉત્તર આપ્યો કે મરણ સમયે મનમાં જે વાસના દઢ રહી જાય છે તે બીજ રૂપે રહી સ્ફુરે છે તેજ કારણ છે. શિવાજીએ કહ્યું કે હું આ સિવાય કોઇ પણ વિષયમા વાસના નથી રાખતો. એમ કહી પોતાની 'ભવાની' નામે તરવાર સ્વામિ આગળ મૂકી. સ્વામિએ તે પોતાની પાસે મઠમાં રાખી. પાછળથી જ્યારે અડચણ પડવા લાગી, ત્યારે ગામના પટેલ કુલકર્ણીને તે સોપવામા આવી. શિવાજી પછી તેમના પૌત્ર શાહુ મહારાજ જ્યારે છત્રપતિ થયા ત્યારે તેમણે એ તરવાર પટેલ પાસેથી લઇ લીધી. તે તરવારની રાજ્યમાં પૂજા થતી હતી. ૧૮૭૬ માં હિંદુસ્તાનમાં પ્રવાસ કરતા સ્વર્ગવાસી મહારાણી વિક્ટોરીઆના જ્યેષ્ટ પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ અને હાલના આપણા કૃપાળુ શહેનશાહ સાતમા એડવર્ડ કોલ્હાપુર ગયા ત્યારે તેમને દીવાન માધવરાવ બરવેએ એ તરવાર ભેટ કરી. હમણાં તે લંડનના બ્રિટિશ મ્યુઝિઅમમાં છે. એ સ્વામિએ કેટલાક ચમત્કારો કરેલા કહેવાય છે. એક વાર તેણે લોકોની વિનંતિ ઉપરથી વરસાદ વરસાવ્યો હતો. વળી એમ પણ કહેવાય છે કે તેમનો એક શિષ્ય કુવામાં પડી મરણ પામ્યો હતો તેને રામ નામે હાંક મારી જીવતો કર્યો. મનના ચમત્કાર વિષે બોલીએ તો

ઉપર કહ્યું તેમ અપકારને બદલે તેમણે ઉપકાર કર્યો, તે સૌથી શ્રેષ્ઠ ગણાય.

એ સ્વામિ ૭૩ વર્ષની વયે સમાધિસ્થ થયા.

સંતોના સંબંધની ચમત્કારિક વાતો, ચરિતોમાંથી મળેલી કેટલીક આમાં દાખલ કરવામાં આવી છે; પરંતુ તેનો સ્વીકાર કેટલે અંશે કરવો તે વાંચનારની મુનસફી ઉપર આધાર રાખે છે.

ક. ર. ના.

